# શ્રી જૈન ધર્મ પ્રકાશના ગ્રાહકોને અપાયેલી

# ભેટોનું લીસ્ટ.

---


૧ કેશરીઆજી તીર્થનું વૃત્તાંત.
૨ ચંપકશ્રેષ્ટી ચરિત્ર.
૩ રતિસારકુમાર ચરિત્ર.
૪ વત્સરાજકુમાર ચરિત્ર.
૫ નળ દમયંતિ ચરિત્ર.
૬ શુકરાજ ચરિત્ર.
૭ સ્થૂલભદ્ર ચરિત્ર.
૮ શ્રી જૈન ધર્મ પ્રસારક સભાનો ૧૨ વર્ષનો રિપોર્ટ
૯ સુરસુંદરી ચરિત્ર
૧૦ પોસહ વિધિ.
૧૧ પાર્શ્વનાથનો વિવાહલો.
૧૨ મુનિ વૃદ્ધિચંદજી ચરિત્ર.
૧૩ મહિપાળ ચરિત્ર.
૧૪ ચૈત્યવંદન ચોવિશી.
૧૫ સંક્ષિપ્ત જૈન રામાયણ.
૧૬ પંચજ્ઞાન—પંચકલ્યાણક પૂજા.
૧૭ સ્નાત્ર સત્તરભેદી વીશ સ્થાનક પૂજા.
૧૮ શ્રી વર્દ્ધમાન દ્વાત્રિંશિકા.
૧૯ રત્નશેખર રત્નવતી કથા.
૨૦ પ્રતિક્રમણના હેતુ.
૨૧ વિજયચંદ્ર કેવળી ચરિત્ર.
૨૨ પ્રબોધચિંતામણિ ભાષાંતર.
૨૩ શ્રી જૈન ધર્મ પ્રસારક સભાનો જ્યુબીલી અંક.
૨૪ તત્ત્વવાર્તા ને લક્ષ્મી સરસ્વતી સંવાદ.
૨૫ ધનપાળ પંચાશિકા.
૨૬ કુવલયમાળા ભાષાંતર.
૨૭ દેવદ્રવ્યનો નિબંધ.
૨૮ યુગાદિદેશના ભાષાંતર.


આ ઉપરાંત દરેક વર્ષે જૈન પંચાંગ ભેટ આપવામાં આવેલ છે. એક વર્ષ પાંચ પ્રતિક્રમણસૂત્ર અરધી કિંમતે આપેલ છે.



# પ્રસ્તાવના.

'આ યુગાદિદેશના ગ્રંથ મૂળ સંસ્કૃત પદ્યબંધ શ્રી મુનિસુંદર સૂરિ મહારાજના સંતાનીય શ્રી સોમમંડન ગણિનો કરેલો ૨૪૦૦ શ્લોક પ્રમાણ છે. તે વાંચવામાં આવતાં તેની અંદર આવેલ હકીકત અત્યંત અસરકારક અને ઉપદેશક જણાવાથી તેનું ગુજરાતી ભાષાંતર કરાવી અક્ષરશઃ સુધારી પ્રકટ કરવામાં આવેલ છે. આ બુક છપાવવામાં બે ગૃહસ્થ તરફથી રૂા. ૩૦૦)ની મદદ મળતાં તેનો લાભ શ્રી જૈનધર્મ પ્રકાશના દરેક ગ્રાહકને આપવાનો નિર્ણય કરવામાં આવ્યો છે.

૧૫૦) શ્રી અમદાવાદ નિવાસી શા. કેશવલાલ નથુભાઇના લઘુ પુત્ર સારાભાઇ બાળ વયમાં સ્વર્ગવાસ થવાથી તેના શ્રેયાર્થે માસ્તર રતનચંદ મુળચંદની સલાહથી આવ્યા છે.

૧૫૦) શ્રી ધ્રાંગધરા નિવાસી શા. માણેકચંદ વેલશી વાળાએ પોતાના પૌત્ર ચુનીલાલ દેવકરણ યુવાવયના પ્રારંભમાં જ પંચત્વ પામતાં તેના શ્રેયાર્થે પંન્યાસજી શ્રીચતુરવિજયજી મહારાજના શિષ્ય મુનિરાજ શ્રી ચિતવિજયજીના સદુપદેશથી ભાઇ હરીલાલ જીવાભાઇ મારફત મોકલાવ્યા છે.

આ બંને બંધુઓના ફોટાની હજાર હજાર નકલો આવતાં તેટલી બુકોમાં તે તે દાખલ કરવામાં આવેલ છે. સ્વ. પુત્ર પૌત્રાદિના શ્રેયાર્થે અન્ય કાર્યમાં દ્રવ્યનો વ્યય કરવા કરતાં આવા અત્યુત્તમ અને સ્વપર ઉપકારી કાર્યમાં વ્યય કરવામાં આવે તો તે અત્યંત લાભકારી છે.

આ ગ્રંથનું રહસ્ય વિચારતાં તેની અંદર સંસારી જીવોને ઉપદેશમાં આવશ્યક પાંચે બાબતો, કષાય, મોહ, લક્ષ્મી, સ્ત્રી અને રાજઋદ્ધિનું પરિણામ કેવું આવે છે તે પાંચ ઉલ્લાસમાં ક્રમસર કર્તાએ બતાવ્યું છે અને તેને દ્રષ્ટાંતોવડે સુદ્રઢ કરવામાં આવેલ છે.

પ્રથમ ઉલ્લાસમાં ભરતે પોતાની આજ્ઞા માનવાનું કહેવરાવવાથી ઉદ્વિગ્ન થઇને પ્રભુ પાસે આવેલા પુત્રોને ક્રોધ, માન, માયા ને લોભ આ ચારે કષાયેનું ત્યાજ્યપણું બતાવી ભગવંત ઋષભદેવે તેની ઉપર એક **સકષાયી કુટુંબનું** સંક્ષિપ્ત ઉદાહરણ આપ્યું છે. અને તેની પ્રાંતે આવા કષાયી છતાં સ્વલ્પ કાળમાં કેમ નિસ્તાર પામ્યા ? એ પ્રશ્નના ઉત્તર પરત્વે એક ભવમાં અનેક ભવ કરનાર **કામલક્ષ્મી**નું દૃષ્ટાંત આપવામાં આવ્યું છે.

બીજા ઉલ્લાસમાં મોહનું ત્યાજ્યપણું બતાવી અભવ્ય, દૂરભવ્ય, ભવ્ય, આસન્નસિદ્ધ ને તદ્ભવસિદ્ધિક એ **પાંચ કુળપુત્રો**નું દૃષ્ટાંત ઘણું અસરકારક વર્ણવ્યું છે. તેમાં તે પાંચે પ્રકારના જીવોની પ્રવૃત્તિ બહુ સ્પષ્ટ કરી બતાવી છે. ત્યારપછી અતિમોહથી દુઃખી અને નિર્મોહીપણાથી સુખી થવા ઉપર **સરસ્વતી,** દેવદિન્ન ને પ્રિયંગુ શેઠનું દૃષ્ટાંત આપ્યું છે, અને તેના પ્રાંતભાગમાં છદ્મગર્ભિત ધર્મોપદેશ કરવાથી પણ પ્રાણી દુઃખ પામે છે તે ઉપર **ધનશ્રી**નું દૃષ્ટાંત ઘણું વિસ્તારે આપવામાં આવેલું છે.

ત્રીજા ઉલ્લાસમાં લક્ષ્મીનું ત્યાજ્યપણું બતાવી તેને અત્યંત પ્રિય ગણનાર **રત્નાકરશેઠ**નું દૃષ્ટાંત આપી ત્યારપછી લક્ષ્મીનો તીરસ્કાર કરનાર, તેને પૂજનાર, તેને તેજુરીમાં ગોંધી રાખનાર અને ઉદારતાથી વ્યય કરનાર અનુક્રમે **શુચીવોદ્ર, શ્રીદેવ, સંચયશીળ** અને **ભોગદેવની** કથાઓ બહુ અસરકારક રીતે આપવામાં આવી છે.

ચોથા ઉલ્લાસમાં ઇંદ્રિયોના વિષયોનું ત્યાજ્યપણું બતાવી તેમાંની મુખ્ય સ્પર્શેદ્રીના વિષયના લોલુપી શ્રેષ્ટિ પુત્ર **સુંદર ને સુંદરી**નું અસરકારક ઉદાહરણ આપ્યું છે. ત્યારપછી સ્ત્રીના અતિ ચંચળપણા ઉપર **પાતાળસુંદરી**નું મનોહારી દૃષ્ટાંત આપ્યું છે. તેની અંતર્ગત અતિમોહી **બહુધાન્ય** ને **કુરંગી**નું દૃષ્ટાંત આપ્યું છે. આ ઉલ્લાસના પ્રાંતભાગમાં ભગવંતે ૯૮ પુત્રોને બહુ સંગીન ઉપદેશ આપ્યો છે, જેની અસરથી તેઓ તરતજ સંસારને તજી દઇ ચારિત્ર ગ્રહણ કરે છે. અને તેમને સ્વલ્પ કાળમાં કેવળજ્ઞાન ઉત્પન્ન થાય છે.

પાંચમા ઉલ્લાસમાં ભરતને થયેલો પશ્ચાત્તાપ, તેનું પ્રભુ પાસે જવું, તેની મુનિદાનની પ્રબળ ઇચ્છા, ભગવંતે બતાવેલ અવગ્રહનું સ્વરૂપ, ભરતે કરેલી સ્વામીવાત્સલ્યની શરૂઆત ને તેનું પરિણામ ઇત્યાદિ વર્ણવ્યા પછી ભરતે બાહુબળિ પાસે મોકલેલ દૂત, તેનું કથન, બાહુબલિનો ઉત્તર, દૂતે ભરતચક્રીને કહેલી હકીકત, સુષેણ સેનાપતિની સલાહ, યુદ્ધ કરવા કરેલ પ્રયાણ, બાહુબળિનું સામે નીકળવું, યુદ્ધની શરૂઆત, દેવોએ કરેલ પ્રતિબોધ, તેણે સ્થાપેલ પાંચ પ્રકારનું ( દૃષ્ટિયુદ્ધ, વાગ્યુદ્ધ, બાહુયુદ્ધ, મુષ્ટિયુદ્ધ, અને દંડયુદ્ધ ) દ્વંદ્વયુદ્ધ, તે પાંચેમાં થયેલ ભરતની હાર, ભરતે મૂકેલ ચક્ર, તેનું પાછું ફરવું, બાહુબળિએ ઉપાડેલ મુષ્ટિ અને તેને થયેલા સદ્વિચારથી તેણે કરેલ તેજ મુષ્ટિથી કેશ લુંચન, ગ્રહણ કરેલ ચારિત્ર, ઉત્પન્ન થયેલ માન, તેમનું કાયોત્સર્ગે સ્થિત થવું, બ્રાહ્મી સુંદરીના કહેવાથી તેને થયેલ બોધ ને ત્યાંથી પગ ઉપાડતાં થયેલ કેવળજ્ઞાન, ભગવંત સહિત ૧૦૮ મહાપુરૂષોનું સમકાળે નિર્વાણ, ભરતચક્રીને આરીસાભુવનમાં થયેલ કેવળજ્ઞાન, તેની તથા બ્રાહ્મી સુંદરીની મુક્તિ—ઇત્યાદિ હકીકત પ્રદર્શિત કરી પાંચમો ઉલ્લાસ પૂર્ણ કરવામાં આવ્યો છે.

આ ગ્રંથની જેટલી પ્રશંસા કરીએ તેટલી થોડી છે. આ બુક સાદ્યંત વાંચવાથી તેની ખુબી તરત સમજી શકાય તેમ છે, એટલુંજ નહીં પણ વાંચવા માંડ્યા પછી અધુરી મૂકી શકાય તેમ નથી. પ્રારંભમાં વાંચકોને વધારે ન રોકતાં તેને સાદ્યંત વાંચી અમારો પ્રયાસ ફલીભૂત કરવાની ભલામણ કરી આ પ્રસ્તાવના ટુંકામાં સમાપ્ત કરવામાં આવે છે.

| | |
|---|---|
| ફાગણ શુદિ. ૮<br>સંવત ૧૯૭૨ | શ્રી જૈન ધર્મ પ્રસારક સભા.<br>ભાવનગર. |



# अनुक्रमणिका.




૧ ભરતે પોતાની પાસે બોલાવ્યાથી ઉદ્વિગ્ન થયેલા ૯૮ ભાઇઓનું યુગાદિજિન પાસે જવું અને તેમણે આપેલો ઉપદેશ ... ... ૧ થી ૫

૨ ભગવંતે બતાવેલ કષાયનું ત્યાજ્યપણું અને તેની ઉપર સકષાયી કુટુંબનું આપેલ દૃષ્ટાંત ... .. ... ... ૬ થી ૧૯

૩ કામલક્ષ્મી કથા ... ... ... ... ... ૨૦ થી ૩૪

૪ મોહના ત્યાજ્યપણા ઉપર અભવ્યાદિ પાંચ કુળપુત્રોનું દૃષ્ટાંત. ૩૫ થી ૪૫

૫ સરસ્વતી, દેવદિન્ન ને પ્રિયંગુ શેઠનું દ્રષ્ટાંત ... ... ... ૪૬ થી ૬૫

૬ કપટગર્ભિત ધર્મોપદેશ પણ ન દેવા ઉપર ધનશ્રીની કથા ... ૬૬ થી ૮૬

૭ લક્ષ્મીના ત્યાજ્યપણા ઉપર રત્નાકર શ્રેષ્ટીકથા ... ... ૮૭ થી ૯૪

૮ તેજ વિષય ઉપર શુચિવોદ્ર ને શ્રીદેવની કથા ... ... ૯૫ થી ૧૦૦

૯ તેજ પ્રસંગ ઉપર ભોગદેવ ને સંચયશીળની કથા... ...૧૦૧ થી ૧૦૯

૧૦ વિષયના કટુકપણા ઉપર શ્રેષ્ઠિપુત્ર સુંદર ને સુંદરીની કથા ...૧૧૦ થી ૧૨૦

૧૧ સ્ત્રીના ચંચળપણા ઉપર પાતાળસુંદરીની કથા ... ...૧૨૧ થી ૧૪૫

૧૨ તદંતર્ગત અતિમોહી બહુધાન્યની કથા... ... ...૧૩૫ થી ૧૪૦

૧૩ ભગવંતનો ઉપદેશ ને ૯૮ પુત્રોએ લીધેલ ચારીત્ર... ...૧૪૬ થી ૧૫૦

૧૪ ભગવંત પાસે ભરતનું જવું અને તેણે કરેલી સ્વામીવાત્સલ્યની શરૂઆત ... ... ... ...૧૫૧ થી ૧૫૬

૧૫ બાહુબળિ સાથેના વિરોધની શરૂઆતથી યાવત્ તેણે લીધેલ ચારિત્ર ને તેને થયેલ કેવળજ્ઞાન ... ... ...૧૫૭ થી ૧૯૯

૧૬ ભરતચક્રીની ઋદ્ધિનું વર્ણન, તેને થયેલ આરીસાભુવનમાં કેવળજ્ઞાન ને ગ્રંથ સમાપ્તિ. ... ... ... ...૨૦૦ થી ૨૦૨



ॐ

श्री सोममण्डनगणि विरचित.

# युगादिदेशना.

( भाषांतर )

## प्रथमोल्लास.

ત્રીજા આરાને અંતે યુગલીયાઓની ધાર્મિક અને વ્યાવહારિક મર્યાદાને વ્યવસ્થિત કરનાર શ્રીમાન્ આદિનાથ પ્રભુ, ભાવિક ભવ્યજનોને કલ્યાણ આપો.

હું સ્વ–પરના પુન્ય–ધર્મ સંચય માટે અને પાપોનો પ્રલય કરવા માટે જે દેશનાથી પોતાના પુત્રોને પ્રતિબોધ્યા હતા તે શ્રી રૂષભદેવ સ્વામીની ધર્મદેશના કંઇક કહું છું કે, જેના શ્રવણ માત્રથી પ્રાણીઓનાં કરોડો જન્મોમાં કરેલાં પાપ નાશ પામે છે.

ભગવાન્‌ના ગુણોથી સુશોભિત અને મારી કલ્પના—કળાથી ઉત્પન્ન થયેલ આ આનંદદાયક સરસ્વતી—વાણી ભવ્ય જીવોને સેવનીય છે.

## પ્રારંભ.

શ્રી નાભિકુમાર, સરલ અને અજ્ઞ એવા યુગલીયાઓને વ્યવહારમાં પ્રવર્ત્તાવતાં ત્રીજા આરાને અંતે ઘણા કાળસુધી રાજ્યનું પરિપાલન કરી એકદા સત્ય અને ભવ્ય જીવોને હિતકારી એવા મોક્ષ—માર્ગનો પ્રકાશ કરવાને પોતાના સો પુત્રોને બોલાવી તેમની યોગ્યતાનુસાર તેમને જુદા જુદા રાજ્ય વિભાગ વહેંચી આપી અણગાર—સાધુ થયા અને એક હજાર વરસસુધી પોતે તરવારની ધારા જેવું વ્રત આચરી અને દુષ્કર તપ તપી કેવલજ્ઞાન પામ્યા.

અન્યદા છ ખંડ પૃથ્વીના સ્વામી ભરત રાજાએ પોતાના (બાહુબલિ શિવાય) બધા નાના ભાઈઓને પોતાની સેવા માટે—પોતાને તાબે થવા બોલાવ્યા. તે અઠ્ઠાણું ભાઇઓ, પોતાના મોટાભાઈના બોલાવવા ઉપરથી એકઠા થઇ ખેદ પામી પરસ્પર આ પ્રમાણે વિચાર કરવા લાગ્યા:—

“આપણા પિતાએ આપણને અને ભરતને રાજ્ય વહેંચી આપ્યું છે, તો ભરતની સેવા કરતાં તે આપણું અધિક શુ કરી શકશે? આયુષ્યનો અંત થતાં આવતા મૃત્યુને શું તે અટકાવી શકશે? કે દેહનું શોષણ કરનારી જરા-રાક્ષસીનો તે નિગ્રહ કરશે? વારંવાર સતાવનાર વ્યાધિરૂપ વ્યાધો-પારાધિઓને શું તે દમી શકશે? અથવા તો શું ઉત્તરોત્તર વધતી જતી તૃષ્ણાનું તે દલન કરી શકશે? આવા પ્રકારનું કંઇ પણ સેવાફલ આપવા જો તે અસમર્થ છે, તો મનુષ્યપણું બધાને સામાન્ય છે, માટે શું કરવા કોઇ કોઇની સેવા કરે? જેણે જેમને રાજ્ય આપેલ હોય, તે તેમને સેવવા યોગ્ય છે, એવો પ્રસિદ્ધ વ્યવહાર છે; પણ આપણને તો પિતાએ રાજ્ય આપેલ છે, તો આપણે ભરતની સેવા શામાટે કરીએ? છ ખંડ ભરતક્ષેત્રના બધા રાજાઓના વિજયથી તેનું મન મદમત્ત થઈ ગયું લાગે છે, કે જેથી આપણને પણ તે સેવકો બનાવવા ચાહે છે. તે મોટો ભાઇ એટલું પણ નથી જાણતો કે, આપણે પણ તે પિતાનાજ

પુત્રો છીએ! વળી તને ખબર નથી કે, દરેક બિલમાં ઘો હોતી નથી, પરંતુ ક્યાંક મોટી ફણાવાળો સર્પ પણ હોય છે. આટલું છતાં 'હું એમનો સ્વામી અને આ મારા સેવકો' એવા વિચારથી કોઇરીતે તે જો પાછો હઠે નહિ, તો આપણે બધા રણસંગ્રામમાં ભેગા થઈ લીલા માત્રથી તેનો વિજય કરી છ ખંડના જયથી મેળવેલ તેના રાજ્યને ગ્રહણ કરીશું. પરંતુ જો (પિતાને પૂછ્યાં વિના) યુદ્ધ કરશું તો 'અરે! તમે દુર્વિનીત થઇને મોટા ભાઇ સાથે લડ્યા' એમ પિતાજી આપણા પર ગુસ્સે થશે. માટે પ્રથમ આપણે બધા પિતાજીની પાસે જઇને તેમને પૂછીએ, પછી જેવો તેમનો હુકમ થશે તે પ્રમાણે કરશું."

આ પ્રમાણે વિચાર કરી તે અઠ્ઠાણુ રાજકુમારો પોતાના તાત ઋષભ જિનેશ્વરને પૂછવાને માટે અષ્ટાપદ પર્વત પર ગયા. ત્યાં પ્રભુને પ્રદક્ષિણા ફરી, વંદન અને સ્તુતિ કરી દેવતા અને મનુષ્યોની સભામાં-પર્ષદામાં ઉચિત સ્થાને બેઠા. તે વખતે પોતાના પુત્રોના મોહને દૂર કરવા માટે અને ભવ્ય જીવોના અવબોધને માટે આદીશ્વર ભગવાને આ પ્રમાણે પવિત્ર ધર્મદેશના દેવાનો પ્રારંભ કર્યો:—

"હે ભવ્યાત્માઓ! દુઃખે પામવા લાયક સર્વાંગસુંદર આ મનુષ્ય જન્મ પામીને પોતાના આત્મસુખના અર્થી જનોએ સર્વ રીતે ધર્મને વિષે પ્રયત્ન કરવો યોગ્ય છે. તેમાં પાપબંધનના હેતુભૂત, સુખ લક્ષ્મીનો અટકાવ કરનારા, બાર પ્રકારના તપને નિષ્ફળ કરનારા એવા ક્રોધ, માન, માયા અને લોભ-એ ચાર કષાયોનો ડાહ્યા માણસોએ પ્રથમ ત્યાગ કરવો જોઇએ. જેમ વિષમિશ્રિત સારૂં ભોજન પણ આદર પામતું નથી, તેમ કષાયથી કલુષિત માણસ ગુણવાન્ હોય તો પણ તે સારા માણસોમાં સત્કારપાત્ર થતો નથી. જેમ અરણ્યને વિષે લાગેલ દાવાનળ વૃક્ષને તરત બાળી નાખે છે, તેમ કષાયને વશ થયેલો મનુષ્ય પોતાના ઘણા જન્મોમાં ઉપાર્જન કરેલ તપને તત્કાલ ક્ષીણ કરી નાખે છે. જેમ કાળા વસ્ત્રમાં કસુંબી રંગ લાગતો

નથી, તેમ કષાયથી કૃષ્ણ બનેલા પ્રાણીઓના ચિત્તમાં ધર્મને સ્થાન મળી શકતું નથી. જેમ ચાંડાલનો સ્પર્શ કરનાર સુવર્ણ જળથી પણ શુદ્ધ થઈ શકતો નથી, તેમ કષાયમિશ્રિત પ્રાણી તપથી પણ પવિત્ર થઈ શકતો નથી. એક દિવસનો જ્વર (તાવ) તો શરીરનું છ મહિનાનું તેજ હરી લે છે, પણ ક્રોધ તો એક ક્ષણવારમાં ક્રોડ પુર્વપર્યંત સંચય કરેલ તપને નષ્ટ-નિષ્ફળ કરી નાખે છે. સન્નિપાતિક જ્વરની માફક ક્રોધથી વ્યાકુળ થયેલો માણસ કૃત્યાકૃત્યનો વિવેક ભૂલી જાય છે અને પોતે વિદ્વાન છતાં જડ જેવો થઇ જાય છે. બહુજ ઉત્કૃષ્ટ તપથી દેવતાઓ પણ જેમની સેવા કરતા હતા છતાં ક્રોધના આવેશથી કરટ અને ઉત્કરટ નામના મુનિ નરકાધિકારી થયા. વિવેકરૂપ લોચનનો નાશ થવાથી આત્માને અંધાપારૂપ માન પણ નરકમાંજ ઘસડી જાય છે. લોકને મોક્ષ સુધી લઈ જવાને સમર્થ હોવા છતાં મહાવીર પરમાત્માને પણ થોડા ગોત્રના અભિમાનથી નીચ ગોત્રમાં અવતાર લેવો પડ્યો. કહ્યું છે કે:—

" जातिलाभकुलैश्वर्य-बलरूपतपःश्रुतैः;
कुर्वन् मदं पुनस्तानि, हीनानि लभते जनः "

"જાતિ, લાભ, કુળ, ઐશ્વર્ય (મોટાઇ), બલ, રૂપ, તપ અને શ્રુત એટલે વિદ્યા-એ આઠ પ્રકારના મદમાં પ્રાણી જે જે વસ્તુનો મદ કરે, તે તે વસ્તુની હીનતાને પામે છે."

દોષરૂપ અંધકારને વિસ્તારવામાં રાત્રિ સમાન; અસત્યની ખાણરૂપ, પાપને ઉત્પન્ન કરનારી અને દુર્ગતિના નિવાસને આપવાવાળી માયા તો સર્વ સજ્જનોને ત્યાગ કરવા યોગ્યજ છે. પૂર્વ જન્મમાં બહુ આકરૂં તપ કર્યું હતું છતાં તેમાં માયાનું મિશ્રણ હોવાથી તેજ ભવમાં ભવસાગરના પાર પામવાવાળા છતાં મલ્લિનાથ તીર્થંકરને સ્ત્રીનો અવતાર લેવો પડ્યો. સર્વ સદ્‌ગુણરૂપ વૃક્ષોને ભસ્મીભૂત કરવામાં અગ્નિ સમાન, દોષોની ખાણરૂપ અને કલહનું તો જાણે ક્રીડાસ્થાન

હોય એવો લોભ તો પ્રાણીને જરૂર દુઃખસાગરમાં નાખે છે. બીજા ભરતક્ષેત્રના ઐશ્વર્યના લોભથી સુભૂમ ચક્રવર્ત્તી લવણ સમુદ્ર તરતાં સામ્રાજ્ય અને જીવિતથી ભ્રષ્ટ થયો અર્થાત્ મરણ પામ્યો.

આ પ્રમાણે એક એક કષાયનું સેવન કરતાં પણ પ્રાણીઓ જ્યારે મહાઅનર્થને પામે છે, તો તે ચારે સાથે સેવવામાં આવે તો તો પછી શી દશા થાય ! આ ચારે કષાયોનો ત્યાગ કરનાર મનુષ્ય ખરેખર સર્વ મનુષ્યોમાં માનપાત્ર થાય છે એટલુંજ નહિ પણ તે દેવતાઓના પણ દૈવતરૂપ ( ઇંદ્રરૂપ ) થાય છે. ”

ભગવાન્‌ના મુખથી આ પ્રમાણે કષાયોનું વર્ણન સાંભળી કુણાલ નામના પુત્રે પ્રભુને પ્રશ્ન કર્યો:—

“ હે તાત ! અમારા અંતઃકરણો એ ચારે કષાયોથી કલુષિત છે, તો હે ભગવન્ ! અમોને ધર્મની પ્રાપ્તિ શી રીતે થશે ? ‘ અમોને ભરત સેવકોની માફક શામાટે આદેશ (આજ્ઞા) કરે છે ? ’ એવા હેતુથી કોપાકુલ થયેલા અમે બહુ ખેદની વાત છે કે તે મોટા ભાઇને મારવાને ઇચ્છીએ છીએ. ઐશ્વર્ય અને બાહુના અતુલ બળના અભિમાનથી અમે મદમસ્ત થયેલા છીએ, તેથી હે નાથ ! અમારી ગ્રીવાઓ મોટા ભાઇને પણ નમન કરવાને ઇચ્છતી નથી. છ ખંડ પૃથ્વીનો વિજય કરવાથી ઉન્મત્ત થયેલા એવા ભરતને માયાની રચનાથી અમે જીતવાને ઇચ્છીએ છીએ અને નિરંતર વિવિધ કપટની રચનાનો વિચાર પણ કરીએ છીએ. હે તાત ! તીવ્ર લોભના ઉદયથી છ ખંડ વસુધાના સ્વામી એવા મોટા ભાઇનો પણ સત્વર વિજય કરી, તેમની લક્ષ્મીને સ્વાધીન કરવાની અમે ઉમેદ ધરાવીએ છીએ. હે તાત ! આ ચારે ઉગ્ર કષાયોથી અમારાં અંતઃકરણો કલુષિત થયેલાં છે, તો હે પ્રભો ! અમારૂં શું થશે ? અહા ! અમારી શી ગતિ થશે ? ”

પોતાના પુત્રનાં સુમુક્ષિતભાવથી ભરેલાં આ પ્રમાણેનાં ગદ્ગદિત વચનો સાંભળી ભગવાન્ ફરી પણ આ પ્રમાણે ધર્મોપદેશ દેવા લાગ્યાઃ—

" હે વત્સો ! આ ચારે કષાયો મહા કડવાં ફળને આપનારાં છે, માટે પોતાના આત્માનું હિત ચાહનારા પુરૂષોએ તેનો ત્યાગ કરવો જોઇએ. હે પુત્રો ! આ વિષયપર સંસારથી વૈરાગ્ય થવાના કારણભૂત સકષાય કુટુંબનું દૃષ્ટાંત હું કહું છું તે સાવધાન થઇને સાંભળો:—

જંબુદ્વીપના ભરતક્ષેત્રમાં પોતાની અપરિમિત સમૃદ્ધિથી અમરાવતીની સાથે સરસાઇ કરનાર વિજયવર્દ્ધન નામનું નગર હતું. ત્યાં સારી શોભાવાળો, સારા ગુણોનું ભાજન અને લક્ષ્મીના આશ્રયરૂપ રૂદ્રદેવ નામનો શેઠ રહેતો હતો. જેમ નિંબ ત્રણ દોષને હરવાવાળો છે, છતાં પોતાની કડવાશના દોષથી તે દૂષિત છે, તેમ તે ગુણવાન્ હોવા છતાં રોષ—ક્રોધના દોષથી દુષિત થયેલો હતો. પતિ પર પ્રેમ રાખનારી અને ગુણવતી છતાં રોષના દોષથી અગ્નિની શિખા જેવી અગ્નિશિખા નામની રૂપવતી તેને સ્ત્રી હતી. પ્રસંગ કે અપ્રસંગ છતાં કોપને પ્રગટ કરી તે બંને દંપતી સ્નેહાલાપ કે હાસ્યાદિ પણ પરસ્પર કદી કરતા ન હતા. પોતાના ત્રણ પુત્રોને યૌવન પ્રાપ્ત થતાં તેણે શિલા, નિકૃતિ અને સંચયા નામની ત્રણ વણિક પુત્રીઓ પરણાવી હતી. પ્રબલ ઉદયવાળા ક્રોધાદિ ચાર કષાયો પણ જાણે વિભકત થઇને રહ્યા હોય, તેમ ચાર દંપતીના અંતઃકરણમાં પ્રત્યેકે સ્થાન લઇ લીધું હતું:

રૂદ્રદેવ અને અગ્નિશિખા ક્રોધથી પોતાનું મુખ વાંકું કરી પુત્રાદિને વિષે પણ કદી શીતલતા પામ્યા નહોતા. પોતાની ભાર્યા સહિત ડુંગર પણ જાણે નરમાશને ત્યજી દીધી હોય અર્થાત્ જાણે કઠિનતાને ધારણ કરી હોય તેમ માનનીય પુરૂષોને પણ અહંકારના દોષથી કદી નમતો નહિ. કુંડગ અને નિકૃતિ પણ માયાથી પોતાના સંબંધીઓને ઠગવાની બુદ્ધિવાળા કયાંય પણ વિશ્વાસપાત્ર થયા નહોતા. સમુદ્રની માફક દુઃખે પૂરવા લાયક સંચયાયુકત સાગર પણ સમગ્ર જગતનું ધન લોભથી પોતાને સ્વાધીન કરવાને ઇચ્છતો હતો. એ પ્રમાણે તીવ્ર કષાયોના ઉદયથી, જેમ ભયંકર વ્યાધિઓથી શરીર વિડંબના પામે તેમ તે કુટુંબ વિડંબના પામવા લાગ્યું.

એક વખતે રૂદ્રદેવે અગ્નિશિખાને કહ્યું કે– "હે કાંતે ! યૌવનાવસ્થા યોગીઓને પણ વિકાર હેતુ થઇ પડે છે. કહ્યું છે કે:—

" यौवने विक्रोत्येव, मनः संयमिनामपि;
राजमार्गेऽपि रोहन्ति, प्राट्ट्काले किलाङ्कुराः "

"યોવનવયમાં સંયમી પુરૂષોનું મન પણ વિકારને પામે છે, કારણ કે વર્ષાઋતુમાં રાજમાર્ગ પર પણ ઘાસ ઉગી નીકળે છે."

તેથી વિકારને વશ–તાબે થઈ જવાથી અને પોતાની લલનાઓના લાલિત્યને વશ થવાથી હમણા પણ આ વિનય વગરના આપણા પુત્રો તારૂં માનતા નથી—સ્વતંત્ર થઇને વર્તે છે અને તારી પુત્રવધૂઓ પણ યૌવનથી ઉન્મત્ત બની પોતાને અધિક માને છે, પણ ભક્તિથી તારૂં બહુમાન કરતી નથી. છદ્મસ્થ જીવો જીવિતનું પ્રમાણ સમ્યક્ પ્રકારે જાણી શકતા નથી, કારણ કે કોઇ પ્રાણી જન્મતાંજ મરી જાય છે અને કોઇ ઘણા વર્ષો સુધી જીવે છે. હે પ્રિયે ! વૃદ્ધાવસ્થા બહુ દુઃખે ભોગવી શકાય તેવી છે, તે વખતે ધનવાનોને પણ સર્વ રીતે પરાધીન થવું પડે છે, ત્યારે નિર્ધન માણસોને માટે તો કહેવુંજ શું ? માટે ઉત્તરાવસ્થામાં તારી આશાને વિશ્રામ આપવા માટે હું આજે તને એક હજાર સોનામહોર આપું છું; તે તારે એકાંતમાં ક્યાં પણ છુપાવી રાખવી અને હે વ્હાલી ! તારે આ વાત તારી પુત્રવધૂઓને પણ કહેવી નહિ." આ બધી વાત નિકૃતિએ ભીંતને આંતરે રહીને સાંભળી લીધી.

એકદા ફરીને શ્રેષ્ઠીએ પોતાની પત્નીને કહ્યું:–" હે વલ્લભા ! આ બે હજાર સોનામહોર હું ભૂમિમાં દાટી રાખું છું તે જો. કદાચ કોઇ વખતે વિશૂચિકા, અગ્નિ, શૂળ, પાણી, સર્પ યા તો વિષાદિ કારણથી ઓચિતું મારૂં મરણ થાય, તો હે પ્રિયે ! પરલોકવાસી થયેલા એવા મારી પાછળ મારા નામથી એનો સુવ્યય કરી તારે મને પુણ્યરૂપ ભાતું આપવું. હે કાંતા ! મેં મારા પુત્રોની અવગણના કરી-

ને આ નહિ કહેવા લાયક છતાં વિશ્વાસથી તને કહ્યું છે. કારણ કે, પતિના સુખ દુઃખમાં સ્ત્રી સમભાગી હોય છે. ”

આ પ્રમાણે રૂદ્રદેવે પોતાની પત્નીને એકાંતમાં કહ્યું છતાં માયાવી કુડંગે ભીંતને આંતરે રહીને તે બધું સાંભળી લીધું.

એક વખતે લુબ્ધ એવી નિકૃતિ અને સંચયાએ વિચાર કર્યો કેઃ—“ સાસુને કોઇ રીતે રીઝવીને સસરાએ તેને છાની રીતે જે ધન આપેલ છે, તે આપણે લઇ લઇએ તો ઠીક થાય. ” આ પ્રમાણે અન્યોન્ય સલાહ કરીને કપટથી આંખમાં આંસુ લાવી તે બંને સાસુને કહેવા લાગી કે-“ હે માત ! અભિમાનથી તમારી મોટી વહુ શિલાની ગરદન તો ઉંચી ને ઉંચીજ રહે છે, તે સ્નાન, મર્દન વિગેરે વડે તમારો સત્કાર કદી પણ કરતી નથી. હે અંબા ! યૌવનના મદથી અત્યાર સુધી અમારૂં ચિત્ત પણ ઉન્મત્ત થઈ ગયું હતું. તેથી આજ સુધી તમારો સ્નાનાદિ સત્કાર અમારાથી પણ બની શક્યો નથી. હવે તો અમારા તે પશ્ચાત્તાપરૂપ અગ્નિને તમારા સત્કારરૂપ જળ વડે બુઝાવવા ઇચ્છીએ છીએ. ” આ પ્રમાણે પ્રપંચી વાણીથી સ્નાન મર્દન વિગેરે સત્કાર પૂર્વક નિકૃતિએ તેને ભોજન કરાવ્યું. બીજે દિવસે તેવાજ આદર પૂર્વક બહુ ઘીવાળું પકવાન જમાડી સંચયાએ પણ તેને વિશેષ પ્રસન્ન કરી. આ રીતે દરરોજ વારા ફરતી નિકૃતિ અને સંચયા વધારે ને વધારે સાસુની ભક્તિ કરવા લાગી.

આ પ્રમાણેના કૃત્રિમ વિનયને સત્ય માનતી અગ્નિશિખા અત્યંત પ્રસન્ન થઇને સરલ હૃદયથી વિચારવા લાગી કે-“ કોઈ વધૂ તો શોકયની માફક સાસુના છિદ્રજ જોયા કરે છે અને સાસુ તથા નણંદ વિગેરેની સાથે વારંવાર કલહ કર્યા કરે છે. કોઇક વહુ તો સાસરે આવતાંજ ઓછું વધતું બોલનારી થઇ પડે છે અને પોતે સ્વતંત્ર થઇ પોતાના પતિને રીઝવી માત પિતાથી તેને અલગ કરાવે છે. સાસુ, ભર્તાર અને નણંદ વિગેરે ઉપર પ્રેમાળ અને વિનયવતી તથા સાક્ષાત્ લક્ષ્મી સમાન એવી પુત્રવધૂ તો કોઇકજ હોય છે. પરંતુ મારા

પૂર્વકૃત સુકૃતથીજ, સેવાતત્પર, કુલીન અને શીલસંપન્ન એવી આ પુત્રવધૂઓ મને મળી છે. વળી એમ પણ કહેવાય છે કે સ્ત્રીઓનાં સારા ભાગ્યેજ પુત્ર:પછી થયેલ પુત્રી હૃદય અને નેત્રને આનંદ આપવાવાળી હોય છે અને તે તેમના વિશ્વાસનું મૂળસ્થાન હોય છે. તેવી પુત્રી તો મને પ્રાપ્ત ન થઇ પણ દૈવની અનુકૂળતાથી વધૂરૂપે આ નિકૃતિ અને સંચયા મને પુત્રી સમાનજ પ્રાપ્ત થઈ છે. જો આ બંને પુત્રવધૂ જીવનપર્યંત મારી સેવા કરશે, તો આશાવિશ્રામના કારણરૂપ ધનની પછી મારે શી પરવા છે? આ બંને વધૂ મારી બહુ ભક્તિ કરે છે, માટે એમનાથી મારે કંઇપણ છાનું રાખવું ન જોઇએ, તો મારૂં જે ગુપ્ત નિધાનનું સ્થાન છે, તે એમને બતાવું! કદાચ અકસ્માત્ મારૂં મરણ થાય તો પણ એમની ભક્તિના બદલામાં એમને ધન અર્પણ કરવાથી હું તેની ઓશીંગણું થઇશ. સર્વ કામમાં ભદ્રા (વીષ્ટી) ની માફક શિલા વહુ તો બહુ ગર્વિષ્ઠ છે, તેથી મેં પ્રથમથીજ તેનો ત્યાગ કરેલો છે, તો તેને ધન શું આપવું?" આ પ્રમાણે વિચાર કરી અગ્નિશિખાએ તે સ્થાન બે નાની વહુઓને બતાવ્યું અને કહ્યું કે;—"હું જ્યારે મરણ પામું ત્યારે તમારે આ વહેંચીને લઇ લેવું." વહુઓએ કહ્યું કે—"હે માત! તમે ચિરકાળ જીવો અમારે ધનનું શું પ્રયોજન છે? તમો છો તો અમારે ધનજ છે." એ રીતે તેમણે પોતાની નિઃસ્પૃહતાનો દંભ દેખાડયો. કહ્યું છે કે—

"व्रतदम्भः श्रुतदम्भः, स्नातकदम्भः समाधिदम्भश्च ;
निःस्पृहदम्भस्य तुलां, व्रजन्ति नैते शतांशेन."

"વ્રતદંભ, શ્રુતદંભ, સ્નાતકદંભ, અને સમાધિદંભ એ ચારે દંભ નિઃસ્પૃહ દંભના સોમા ભાગની તુલનાને પણ પામી શકે નહીં."

એકદા મધ્ય રાત્રે સાસુને ઠગીને લોભથી તે ધન લઇ બીજે કોઈ ઠેકાણે તેમણે ભૂમિમાં દાટી દીધું. પોતાનો સ્વાર્થ સાધી લીધા પછી તેમણે દિવસના પૂર્વ ભાગની છાયાની માફક સાસુ ઉપરનો ભક્તિભાવ

આસ્તે આસ્તે ઓછો કર્યો. પ્રથમનો તેમનો આદર અને પછીથી થતો અનાદર જોઈને અગ્નિશિખા મનમાં આશ્ચર્ય પામી અને તે પોતાનું નિધાન જોવા લાગી. જ્યારે તે નિધાન તેના જોવામાં ન આવ્યું, ત્યારે, તેણે વિચાર્યું કે, "નિશ્ચય એમણેજ કપટ પ્રપંચ રચી મારૂં નિધાન હરી લીધું છે. કારણ કે તે સ્થાન એમના શિવાય બીજા કોઇના જાણવામાં નથી." એકદા તે મનમાં ઇર્ષ્યા લાવી તેમને પૂછવા લાગી:—"હે પુત્રવધુ ! તમે તે નિધાન લીધું છે ? અગર જાણો છો ?" તે બોલવા લાગી—"હે માત ! જો અમે તે નિધાનની વાત જાણતા હોઇએ તો, દેવ અને સદ્ગુરૂના ચરણોનો સ્પર્શ કરીએ અથવા તો સર્વ તીર્થ કરતાં વિશેષ એવા તમારા (સાસુના) ચરણોને અડકીએ ! હે માતા ! મહાન્ કલંકમાં પણ કુળવાનની શુદ્ધિ સોગન વડેજ થાય છે. કારણ કે ગમે તેવું મોટું સંકટ માથે આવી પડે અને છેવટે પ્રાણોનો પણ કદાચ અંત આવે તો પણ કુલીન સ્ત્રીઓ સોગનને મિથ્યા કરતી નથી. (ખોટા સોગંદ ખાતી નથી) આટલા સોગંદ ખાતાં છતાં પણ જો અમારા પર તમને વિશ્વાસ આવતો ન હોય તો તમારા કહેવા પ્રમાણે શુદ્ધિને માટે અમે દિવ્ય કરવાને તૈયાર છીએ. હે અંબ! બાલ્યાવસ્થાથી અમારા માતપિતાએ તમારા ખોળામાં અમને મૂકી છે, તો અમારા માતા, પિતા, ગુરૂ, બંધુ અને સાસુ પણ તમેજ છો. આમ છતાં નિર્દોષ એવી અમારી ઉપર જો તમે દોષોનો આરોપ કરશો, તો ખેદની વાત છે કે જેનું અમે શરણ લીધું તેનાથીજ અમને ભય પ્રાપ્ત થયું એમ થશે." વહુઓની આ પ્રમાણેની વચન રચનાથી "મારૂં ધન નક્કી એમણેજ લીધું છે" એ પ્રમાણે નિશ્ચય કરી તેમના પર મનમાં ગુસ્સો લાવી અગ્નિશિખાએ તરતમાં મૌન ધારણ કર્યું.

આ તરફ રૂદ્રદેવે પોતાના અવસાન સમયે શુભ ઠેકાણે વાપરવા માટે એકાંતમાં પોતાની સ્ત્રી સમક્ષ પૃથ્વીમાં જે ધન રાખ્યું હતું, તે હકીકત કુડંગે સાગરને જણાવી. પહેરાવાળા અને ચોરોની જેમ લોભી અને કપટી જનો હમેશાં મળતા રહે છે અથવા મળી

જાય છે. પિતાને કોઇ રીતે પ્રસન્ન કરી તેણે છુપાવેલું ધન આપણે લઈ લઈએ ! એવા લોભથી તે બંનેએ એક વિચાર કર્યો. ત્યારપછી તે કપટથી વિનય બતાવી પિતાને કહેવા લાગ્યા કે:-" હે તાત ! અમે ત્રણે તમારા પુત્રો છીએ, તમે અમને બાલ્યપણથી ઉછેરી મોટા કર્યા છે, પરંતુ દિલગીર છીએ કે અમારામાંથી કોઇએ પણ તમે વૃદ્ધ થતાં સુધી તમારી શુશ્રૂષા કરી નથી. 'ઘણા ઘરનો પ્રાહુણો ભુખે મરે' એવી લોકમાં વપરાતી કહેવત સત્ય છે. હે તાત ! હવે તમારી સેવા વિનાનો જે દિવસ જાય છે, તે અમને સંતાપકારી થાય છે, માટે આજથી જંગમ તીર્થરૂપ તમારી સેવા કરવા અમે ઇચ્છીએ છીએ." એમ કહીને પ્રથમ દિવસે કુડંગે સ્નાન, ભોજનાદિકથી સત્કાર કર્યો. બીજે દિવસે સાગરે પણ સ્નેહાલાપપૂર્વક સારા ખાનપાનથી તેમને પ્રસન્ન કર્યા. આ પ્રમાણે વારા ફરતી સત્કાર કરતાં કેટલેક દિવસે તેના પિતા તેના પર બહુજ પ્રસન્ન થઇ આ પ્રમાણે વિચાર કરવા લાગ્યા:-" અંત સમયના શુભ વ્યયને માટે મેં દ્રવ્ય ભૂમિમાં સ્થાપિત કર્યું છે તે વિત્તનું સારે ઠેકાણે સ્થાપન કરવું એજ પુણ્યવ્યય કહેવામાં આવે છે. તે સુસ્થાન તો અહીં માતપિતાની સેવા કરનાર પુત્રજ કહી શકાય તેમ છે. કુડંગ અને સાગર માતપિતાની બહુ ભક્તિ કરવાવાળા છે, માટે જે ધન મેં ભૂમિમાં સ્થાપન કર્યું છે, તે એમને બતાવું જેથી તે વિત્તનો ભવિષ્યમાં સારે માર્ગે વ્યય પણ થશે અને હું પણ એમનો અનૃણી-( ઋણ રહિત ) થઈશ." આ પ્રમાણે વિચારી તેણે પોતાના બંને પુત્રોને દાટેલ દ્રવ્ય બતાવીને કહ્યું:-" હે વત્સો ! મારૂં મરણ થતાં બે હજાર સોનામહોર જેટલું આ ધન તમારે લઇ લેવું. ડુંગર તો જન્મથી અવિનીત હોવાથી તે મને પ્રિય નથી, માટે આ દ્રવ્ય તમને સોંપું છું. આ ધનમાંથી એને તમારે ભાગ ન આપવો." પુત્રોએ કહ્યું-" હે તાત ! તમે બહુ કાળ આનંદ પામો, અમારે તે ધનનું શું પ્રયોજન છે ? કારણ કે તમે અમારી ઉપર છત્રની જેમ રહી આપત્તિના તાપને દૂર કરવાવાળા કાયમ રહો એમજ ઇચ્છીએ છીએ." કહ્યું છે કે:—

" यत्र तत्रापि सुलभं, धनं लाभोदये नृणाम् ;
हितान्वेषी पुनस्तातः, पत्तनेऽपि न लभ्यते. "

" જ્યારે લાભનો ઉદય થાય ત્યારે ધન તો માણસોને જ્યાં ત્યાં પણ મળવું સુલભ છે, પરંતુ પુત્રના હિતનીજ ગવેષણા કરનારા પિતા મોટા શહેરમાં પણ મળી શકતા નથી."

આ પ્રમાણે કપટ વાચાથી સરલ મનવાળા પિતાને વિશ્વાસ પમાડી લોભથી તેમણે ત્યાંથી નિધાન લઇ બીજે ઠેકાણે એકાંતમાં રાખી દીધું. ત્યારપછી તેમણે પિતાનો વિનયોપચાર ઓછો કરી નાખ્યો, કારણ કે બનાવટી પ્રેમ પતંગના રંગની માફક વધારે વખત ટકી શકતો નથી. જ્યારે તેમનો વિનય ઓછો થઈ ગયો, ત્યારે શાણા રૂદ્રદેવને મનમાં શંકા ઉત્પન્ન થઇ તેથી પુત્રોને કહેલ નિધાનસ્થાન તે એકાંતમાં જોવા લાગ્યો. સંતતિ વિનાની સુપત્નીની જેમ તે સ્થાન દ્રવ્યથી શૂન્ય જોઇને શીકાથી ભ્રષ્ટ થયેલા બિલાડાની માફક તે વિલખો થઇ ગયો. " આ પુત્રો શિવાય બીજું કોઇ નિધિનું સ્થાન જાણતું નથી, માટે ચોક્કસ આ કપટી પુત્રોએજ મારૂં નિધાન હરણ કર્યું છે. " આ પ્રમાણે વિચારી શ્રેષ્ઠીએ પુત્રોને પૂછયું:–" હે પુત્રો ! તે નિધાન કયાં ગયું ? " તેમણે કહ્યું:–" હે તાત ! જો અમે તે નિધાન સંબંધી વાત પણ જાણતા હોઇએ, તો તમારા અથવા જન્મ આપનારી માતાના ચરણોનો સ્પર્શ કરીએ અથવા તમે કહેતા હો તો તપેલી કપટ્ટિકા ( કોડી ) ઉઠાવીએ ! જ્યારે પિતાના મનમાંજ અમારા ઉપર આવી અપ્રતીતિ ઉત્પન્ન થઇ તો ખરેખર અમારા પૂર્વકૃત દુષ્કર્મનોજ ઉદય થયેલો જણાય છે. હે તાત ! જ્યારે તમારી અમારા ઉપર પ્રતીતિ નથી, ત્યારે બીજાઓની તો કેમજ હોઇ શકે ? લોકમાં પણ એવી કહેવત છે કે, જે પોતાના ઘરમાં હલકો પડે, તે બહાર પવન કરતાં પણ હલકો પડે છે. " પોતાના નિધાનની સ્થિતિ જાણવાની તેને પ્રબલ ઇચ્છા હતી છતાં કુટિલતા યુક્ત ચતુરાઇથી અને યુક્તિ પ્રયુક્તિથી તે પુત્રોએ તેને બોલવા જતાંજ અટકાવી દીધો.

ત્યારથી તે ઇંગ્રિકાપાકની માફક કોપથી અંતઃકરણમાં અતિશય બળતો સતો કોઇની સાથે પણ સ્નેહથી વાત કરતો નહિ. એ પ્રમાણે કલુષિત મનવાળા એવા તેમનો કેટલોક કાળ વ્યતીત થયો.

એક દિવસે શેઠાણીએ પોતાનું નિધાન ગુમાવ્યાની વાત શેઠને કહી. તે સાંભળીને શેઠને બહુ ખેદ થયો અને મનમાં કોપ લાવી સ્રીને કહેવા લાગ્યો:–" હે પાપિણી! વહુઓને આ વાત કરી શા માટે?" તેનું ક્રોધથી કઠોર થયેલું ભાષણ સાંભળી અગ્નિશિખા પણ કોપના આવેશથી બોલી:–" મૂર્ખ! પાપી તો તું પોતેજ છે કે પોતાના પુત્રોને ગુપ્ત ધનની વાત કહીને બધું ગુમાવ્યું." જેમ અગ્નિમાં ઘી હોમવાથી તે પ્રજ્વલિત થાય તેમ તેણીના જ્વલંત વાક્યોથી રૂદ્રદેવ નખથી શિખા સુધી બળી રહ્યો. તે પોતાનો ઉભરો ખાલી કરવા બોલ્યો કે,–" હે પાપિણી! તું પતિની સામે કોપ કરીને યદ્વાતદ્વા બોલે છે, માટે તું કુલાંગનાજ નથી." પતિના આવા વચનથી લાકડીથી દબાયેલ નાગણની માફક તે ક્રોધથી બહુજ લાલ નેત્ર કરીને કહેવા લાગી કે,–" જ્યારથી હું તમારે પલ્લે પડી છું, ત્યારથીજ મારૂં કુળ નાશ પામ્યું છે." આ પ્રમાણે એક બીજાની સામે કોપથી બોલતાં કલહ બહુજ વધી પડયો એટલે શ્રેષ્ઠીએ ક્રોધથી અગ્નિશિખાને લાકડીવતી સખ્ત ફટકો માર્યો. ભવિતવ્યતાના યોગથી તે ફટકો મર્મસ્થાને વાગવા રૂદ્રદેવથી જાણે ભય પામ્યા હોય, તેમ તત્કાલ અગ્નિશિખાના પ્રાણ ચાલ્યા ગયા.

રૌદ્ર ધ્યાનથી મરણ પામીને તે પોતાનાજ ઘરમાં લાલ નેત્રવાળી, તીવ્ર વિષયુકત અને કાળા વર્ણવાળી નાગણ થઇ. ઘરમાં આમ તેમ ભ્રમણ કરતાં તે નિધાન જોઇને હર્ષ પામી અને લોભથી તેની ઉપર બેસીને ત્યાંજ નિરંતર સુખે રહેવા લાગી. અન્યદા સંચયાને ઠગીને નિકૃતિ તે નિધાન લેવા ગઇ એટલે પૂર્વ વૈરથી તે સર્પિણીએ તેને ડંખ માર્યો જેથી તરત તે મરી ગઇ અને આર્ત્તધ્યાનના યોગે તે પણ ત્યાંજ નકુલણી થઇ. લોભના વેગથી તે નિધા-

નને માટે પરસ્પર તે બંનેનો કલહ થવા લાગ્યો. "હવે તો બધું નિધાન મનેજ મળશે." આવા વિચારથી સંચયા પણ ખુશ થતી થતી કંઈ કારણસર નિધાન પાસે ગઈ, એટલામાં દુષ્ટ નાગણ તેને પણ ડશી, તેથી તે તત્કાલ પંચત્વ પામી. લોભના ઉદયથી તે પણ પોતાનાજ ઘરમાં કુતરીરૂપે અવતરી. તેને બહુ મારતાં પણ મોહના પ્રભાવથી તે ઘરનું આંગણું કદી મૂકતી નહિ. નિધિમાં લુબ્ધ થઇ સાગરે કુડંગને વિષથી મારી નાખ્યો. તે પણ ઘરની અંદરજ કાળના જેવો ભયંકર સર્પ થયો. પોતાનું નિધાન જોઇ લોભથી તે ત્યાંજ નિરંતર રહેવા લાગ્યો. એકદા સાગર જ્યારે તે નિધાન લેવા આવ્યો, ત્યારે પોતાના પૂર્વ વૈરથી તેને તે ડસ્યો. તે પણ તરતજ મરણ પામી તે નિધાનની પાસે નોળીયો થયો. નિધાનના લોભથી નિરંતર તે બંને પણ પરસ્પર લડવા લાગ્યા.

એકદા શેઠ દુકાનેથી ઘેર આવ્યા ત્યારે ડુંગરને પોતાના પગ ઉપર પગ ચ્હડાવીને બેઠેલો જોયો. શેઠે કંઈક કામ બતાવ્યું પણ તેણે કશો ઉત્તર પણ ન આપ્યો, કારણ કે અભિમાનથી તેની ડોક ઉંચી ને ઉંચીજ રહી હતી અને પોતાને તે સર્વોત્કૃષ્ટ માનતો હતો. પોતાની અવજ્ઞાથી અને પુત્રના અવિનયથી રૂદ્રદેવ કોપ લાવીને બળતો ઝળતો ડુંગરને કહેવા લાગ્યો:-"હે મૂઢ! તારા બીજા ગુણો તો દૂર રહો પરંતુ કમાઇને ખાતાં પણ નથી આવડતું. પોતાના મનમાં ખોટા અભિમાનને ધારણ કરતાં તને શરમ નથી થતી?" કહ્યું છે કે:—

"स्वचित्तकल्पितो गर्वः, उपहासाय जायते;
उत्क्षिप्य टिट्टिभः पादौ, शेते भङ्गभयाद्भुवः."

"પોતાના મનમાં ખોટો ગર્વ રાખવાથી માણસ હાંસીપાત્ર થાય છે. (આકાશના પડવાથી) પૃથ્વી ફૂટી જવાના ભયને લીધે ટીટોડી પોતાના બંને પગ ઉંચા કરીને સુએ છે."

આ પ્રકારનાં અવજ્ઞાકારક વચનોથી ડુંગર ક્રોધ આણીને ખૂબ બળવા લાગ્યો અને પિતાની સામે ઉંચા નીચા બોલ બોલવા લાગ્યો. ક્રોધ અને માનના યોગથી સામસામે બોલવા જતાં તેમનો વિવેક નષ્ટ થઈ ગયો અને બંને પિતા પુત્ર અત્યંત કલહ કરવા લાગ્યા. તે વખતે નાગણ અને નકુલી તથા ભુજંગ (સર્પ) અને નોળીયો, ક્રોધથી કલહ કરતા કરતા બિલમાંથી નીકળી બહાર આંગણામાં આવ્યા. શિલા પણ કાંઇ કામસર નિધાન પાસે ગઈ એટલે ત્યાં રહેલ કુતરીએ તેને કરડી એટલે તે પણ રૂદન કરતી આંગણા આગળ પડી ગઈ. શિલાએ કરેલ ઘાથી તે કુતરીના પણ પ્રાણ કંઠે આવી રહ્યા, એટલે તે પણ કર્ણકટુક શબ્દ કરતી આંગણા પાસે પડી. અહો! આશ્ચર્ય! આશ્ચર્ય! એમ વિસ્મય પામતા ઘણા લોક ત્યાં જોવાને માટે એકઠા થયા. કેટલાક લોકો આશ્ચર્ય પામ્યા, કેટલાકને હસવું આવ્યું, કેટલાક મધ્યસ્થ રહ્યા અને કેટલાક વૈરાગ્ય પામ્યા.

તે વખતે કોઈ જ્ઞાની મુનિ ગોચરીને માટે ભમતા ભમતા શ્રેષ્ઠીના પુન્યયોગે ત્યાં ભિક્ષા લેવા આવ્યા. પોતાના જ્ઞાનથી શ્રેષ્ઠી કુટુંબનો વૃત્તાંત યથાર્થ જાણતા એવા તે મુનિ 'અહા! આ કષાયનું પરિણામ છે' એમ કહી ત્યાંથી તરતજ બહાર નીકળ્યા. શેઠ તે વચન સાંભળી તેમની આગળ જઇને પોતે કલહમાં વ્યગ્ર હોવા છતાં તેમના કહેવાનો ભાવાર્થ પૂછવા લાગ્યો. મુનિ કહેવા લાગ્યા—"હે સૌમ્ય! સાંભળ, આ તમારા ઘરમાં અતિ વિષમ એવા કષાયરૂપ વૃક્ષનું પુષ્પ ખીલેલું છે. જે સમજુ માણસોને વૈરાગ્યનું કારણ અને અજ્ઞજનોને હાસ્યનું કારણ થઇ પડયું છે. આ સર્પ અને નોળીયો છે તે કુડંગ અને સાગર તારા પુત્રો છે, આ સર્પિણી તારી પત્ની છે અને આ નકુલી તે નિકૃતિ છે, તથા આ કુતરી તે સંચયા છે. ખરેખરી રીતે કષાયોએ તારા કુટુંબને નટના પેડાંની માફક જુદા જુદા રૂપ લેવરાવ્યા છે." તેની આગળ મુનિએ જ્યારે પૂર્વભવનો વૃત્તાંત કહ્યો, ત્યારે તે સાંભળીને સર્પાદિ પાંચે જીવો જાતિસ્મરણ પામીને

પ્રતિબોધ પામ્યા. તેથી તરતજ તે મુનિ પાસે અનશન ગ્રહણ કરી, પરસ્પરના વૈરભાવને શાંત કરી, પશ્ચાત્તાપથી દુષ્કર્મનું દલન કરીને સ્વર્ગે ગયા. રૂદ્રદેવ અને ડુંગર પણ વૈરાગ્ય પામ્યા અને શ્રુતસાગર સૂરિની પાસે તેમણે દીક્ષા અંગીકાર કરી.

રૂદ્રદેવ મુનિ કોઇ કોઇવાર સાધુસમાચારીમાં આલસ્ય કરતા અને જ્યારે પ્રવર્ત્તક મુનિ તેને પ્રેરણા કરતા, ત્યારે પૂર્વના અભ્યાસથી તે ક્રોધાવેશમાં આવી જતા હતા. ડુંગરઋષિ પણ દુષ્કર તપ કરતા હતા છતાં પૂર્વ સ્વભાવથી પોતાથી વિશેષ પર્યાયાદિવાળા રત્નાધિક મુનિઓને નમતા નહિં. પ્રવર્ત્તકોએ શાસ્ત્રગર્ભિત વાણીથી તેમને બહુ સમજાવ્યા, પણ ક્રોધ અને માનની અધિકતાથી તેઓ તેમની સાથે પણ કલહ કરવા લાગ્યા. નિરંતરના તેમના કલહથી સાધુઓ બધા કંટાળી ગયા એટલે તેમણે પોતાના ગુરૂને પ્રેરણા કરી, તેથી ગુરૂએ તે બંનેને ગચ્છ બહાર કર્યા. ત્યાંથી તેઓ બીજા ગચ્છમાં ગયા, ત્યાં પણ પોતાના સ્વાભાવિક દોષને લીધે કીટકવ્યાકુળ કુતરાની જેમ તેઓ ગચ્છ બહાર થયા. સર્વ ( ગુણ ) સમુદાયથી પણ જ્યારે તેઓ ભ્રષ્ટ થયા, ત્યારે તેમને સ્થિરતા મળવાનું કોઈ પણ સ્થાન ન મળ્યું, એટલે ગચ્છનો ત્યાગ કરીને તેઓ શિથિલાચારી થઇ ગયા. સર્વ સૂત્ર અને અર્થરૂપ પૌરૂષીને પણ તેઓ યથાર્થ સાચવતા નહોતા અને ત્રણ ગુપ્તિ તથા પાંચ સમિતિનું પણ તેઓ બરાબર આરાધન કરતા નહોતા. એ રીતે સાધુઓની સર્વ પ્રકારની ધર્મકરણીમાં તેઓ પ્રમાદી થઇ ગયા.

એકદા અગ્નિશિખાનો જીવ જે દેવ થયો છે તેણે પોતાના પૂર્વ ભવના ભર્ત્તાર અને પુત્રને જોયા, એટલે તેમને પ્રતિબોધ આપવાને તેણે અગ્નિશિખાનું રૂપ કર્યું અને રાત્રે ત્યાં આવીને તેમની આગળ આમતેમ ભમવા લાગી. અગ્નિશિખાને જોઇને રૂદ્રદેવ બહુ આશ્ચર્ય પામી કહેવા લાગ્યો કે:–"હે ભદ્રે! તું તો મરી ગઇ હતી અને અત્યારે જીવતી કેમ થઇ? દેવતાઓની ઉપાસનાથી, મંત્રોથી કે સેવન કરેલા

ગમે તેવા રસૌષધોથી પણ મરી ગયેલા માણસો કદી જીવતા થતા નથી, એવી સર્વજ્ઞ ભગવાનની વાણી છે. ” ત્યારે અગ્નિશિખારૂપ-ધારક દેવ કહેવા લાગ્યોઃ—“ તે સર્પિણીના ભવમાં મેં અણસણ કર્યું હતું તેથી હું દેવ થઇ છું અને અત્યારે આ રૂપ ધારણ કરી અહીં આવી છું. ” રૂદ્રદેવ કહેવા લાગ્યાઃ—“ હે મુગ્ધ ! હમણા તો તું અ-વિરતિ છે, તો સર્વવિરાત એવા અમને તું કેમ વંદન કરતો નથી ? ” દેવતા કહેવા લાગ્યોઃ—“ તમને અત્યારે સર્વવિરતિ કયાં છે ? કષા-યોનું પરિણામ ઘણું માઠું હોય છે, એમ પ્રથમથી તમે જાણો છો છતાં પણ તમે કષાયથી કલુષિત આશયવાળા થયા છો અને દુષ્કર્મના દોષથી, ધર્મકર્મમાં હમેશાં સહાય કરનારા એવા સાધુઓથી સેવિત, ઐહિક અને આમુષ્મિક સુખશ્રેણીનું કારણ, મૂલ અને ઉત્તર ગુણનો સમૂહ જેમાં રહેલો છે અને જે પુણ્યનો ભંડાર છે એવા ગચ્છનો ત્યાગ કરીને દુઃખ અને દુર્ગતિના કારણભૂત અને સાધુઓએ નિંદિત એવા શિથિલાચારીપણાને તમે પ્રાપ્ત થયા છો. ” આ પ્રમાણે પરિ-ણામે હિતકારક એવા ધર્મનો તેમને ઉપદેશ આપીને વીજળીના પ્ર-કાશની માફક તરતજ તે દેવતા અદૃશ્ય થઇ ગયો. તે દેવના ઉપદેશથી રૂદ્રદેવ અને ડુંગરને સંવેગ ઉત્પન્ન થયો. એટલે તરતજ તે બંને મુનિ પાછા શ્રુતસાગર આચાર્યની પાસે વ્રત લેવાને આવ્યા. “ ક્રોધ અને માનની અધિકતાથી તમને વ્રત દુરારાધ્ય છે. ” એમ ગુરૂએ જ્યારે કહ્યું, ત્યારે રૂદ્રદેવમુનિ સંવેગને પામ્યા સતા બોલ્યા કે—“ હે ભગ-વન્ ! નિમિત્ત પ્રાપ્ત થતાં પણ યાવજજીવ હું જરા પણ કોપ નહિં કરૂં ! ” આ પ્રમાણે વ્રતમાં વધારે ઉત્કંઠિત થઇને આચાર્ય મહારાજ-ની સાક્ષીએ તેણે અભિગ્રહ લીધો. તેમજ “ મોટા, ગ્લાન, બાલ, વૃદ્ધ અને તપસ્વી એ સર્વનો હું યાવજજીવ વિનય કરીશ. ” એ પ્ર-માણે સર્વની સમક્ષ ડુંગરમુનિએ પણ અભિગ્રહ લીધો. એટલે રૂદ્ર-દેવ અને ડુંગરમુનિને અભંગ વૈરાગ્યના રંગથી રંગાયેલા જાણીને ગુરૂએ તેમને આલોયણા આપીને પૂર્વની પેઠે ગચ્છમાં લીધા.

પછી તે બંને મુનિ આઠ કાલાદિના અતિચારનો નિરંતર ત્યાગ કરીને અપ્રમત્તપણાથી સમ્યક્રીતે સ્વાધ્યાય ધ્યાન કરવા લાગ્યા. સમ્યક્ત્વ મોહનીય, મિશ્ર મોહનીય, મિથ્યાત્વ મોહનીય એ ત્રણ પ્રકારના કર્મપુંજનો ક્ષય થવાથી તેઓ આઠ પ્રકારનો દર્શનાચાર સમ્યક્ પ્રકારે આચરવા લાગ્યા. દુષ્ટ એવા ચારિત્રાવરણીય કર્મના ક્ષયોપશમથી તેઓ શુભ આશયવાળા થઈ નિરતિચાર ચારિત્ર પાળવા લાગ્યા. આ લોક સંબંધી અને પરલોક સંબંધી આશંસાની અપેક્ષા રાખ્યા વિના છઠ્ઠ અઠ્ઠમ વિગેરે દુષ્કર તપ તેઓ કરવા લાગ્યા. મુકિત સાધવાના હેતુભૂત શ્રીજિનેશ્વર ભગવંતે પ્રરૂપિત યોગોને વિષે પોતાના મન, વચન અને કાયના બળને તેઓ યથાવિધિ જોડવા લાગ્યા. એ પ્રમાણે પોતપોતાના અભિગ્રહને સાવધાનરીતે પાળતાં શુભ ધ્યાનરૂપ અગ્નિવડે તેમનાં ઘણાં કર્મરૂપ ઇંધન બળી ગયાં, તેથી જીવના વીર્ય વિશેષના અતિશય સામર્થ્યવડે અને કર્મના પરિણામની વિચિત્રતાવડે મુકિતમાર્ગને સાધવામાં તૈયાર થયેલા એવા તેમને કેટલેક દિવસે ઘાતિકર્મના ક્ષયથી કેવળજ્ઞાન ઉત્પન્ન થયું."

હવે કુણાલે[1] પ્રભુને પ્રશ્ન કર્યો કે:—"હે તાત! પ્રથમ તો તે બંને મુનિ તેવા પ્રકારના કષાયવાળા હતા અને પછીથી તરતમાંજ તેમને શી રીતે કેવલજ્ઞાન ઉત્પન્ન થયું!" ભગવાન્ કહેવા લાગ્યા:— "હે વત્સો! જીવનું સામર્થ્ય અદ્ભુત છે અને કર્મનું પરિણામ પણ વિચિત્ર હોય છે. તેજ તેનો હેતુ છે, કહ્યું છે કે—

"जीवाण गई कम्माण परिणई पुग्गलाण परियट्टं;
मुत्तूण जिणं जिणवरमयं च को जाणिउं तरइ."

"જીવોની ગતિ, કર્મોની પરિણતિ, પુદ્ગલોનું પરિવર્ત્તન— એ જિન કે જિનેશ્વરના મત[2] શિવાય કોઇ પણ જાણવાને સમર્થ નથી."

---

૧ પ્રભુના ૯૮ પુત્ર પૈકીના એક. ૨ જિનેશ્વરના મતને જાણનારા સમજવા.

ભારે કર્મના યોગથી સાધુઓ પણ કદાચ પોતાના માર્ગથી પતિત થાય છે, તથાપિ ઉંચા પ્રકારના સત્કાર્યોવડે તેઓ પાછા પોતાના માર્ગપર આવી શકે છે. શૂરવીર જીવોને સુસાધ્ય અને બલહીન પુરૂષોને દુઃસાધ્ય એવા તપને મોટા કૃત્યોની સિદ્ધિમાં જિનેશ્વર ભગવંતે પ્રથમ કહેલ છે. નિર્મલ એવા તપથી મનુષ્યોને જે દુર્લભ હોય તે સુલભ થાય છે, વાંકું હોય તે સ્થિર થાય છે અને દુઃસાધ્ય હોય તે સુસાધ્ય થાય છે. અનંત ભવોથી વિસ્તાર પામેલાં મહા પાપો પણ, અગ્નિથી કાષ્ઠની જેમ તપથી ભસ્મ થઈ જાય છે." કહ્યું છે કે:—

"दीप्यमाने तपोवह्नौ, बाह्ये चाभ्यन्तरेऽपि च;
यमी जरति कर्माणि, दुर्ज्जराण्यपि तत्क्षणात्."
"पुमान् कर्मेरितः कृत्वाऽप्येनांस्यतिमहान्त्यपि;
सम्यगालोचनापूर्वं, शुध्यत्येव तपः सृजन्."
"तपः स्वभावतः सर्व-पापविध्वंसि यत्पुनः;
सम्यगालोचनापूर्वं, सिंहः प्रक्षरितश्च सः"

"બાહ્ય અને આભ્યંતર તપરૂપ અગ્નિ દેદીપ્યમાન થયે છતે સંયમી પુરૂષ, દુઃખે દૂર કરી શકાય એવાં કર્મોને પણ ક્ષણવારમાં નિર્જરી (વિખેરી) નાંખે છે. કર્મને વશ થઇ પ્રાણી અતિ મોટાં પાપ કરે, તો પણ સમ્યક્ પ્રકારની આલોયણાપૂર્વક જો તે તપ કરે, તો શુદ્ધ થઇ શકે છે. તપ સ્વભાવથીજ સર્વ પાપોનો નાશ કરે છે. તેમાં પણ જો તે સમ્યક્ આલોચનાપૂર્વક કર્યું હોય તો તે સિંહ ને વળી પાખરેલો તેના જેવું છે. અહીં મહાદુષ્કર્મ કરવાવાળી છતાં સમ્યક્ આલોચનાપૂર્વક તપ કરીને શુદ્ધ થયેલી બ્રાહ્મણીનું દૃષ્ટાંત છે." તે સાંભળો—

ભરતક્ષેત્રના વિશાલપુર નામના નગરમાં, જેણે શત્રુઓને પોતાના દાસ બનાવ્યા છે એવો અને સૂર્ય સમાન તેજસ્વી સૂરતેજાના-

મનો રાજા હતો. સરલસ્વભાવી, સૌમ્ય, કૃતજ્ઞ, પરદુ:ખને જાણનાર, દાક્ષિણ્યતાયુક્ત, ક્ષમાશીલ, ગંભીર, રૂપમાં કામદેવ જેવો અને સર્વ વિદ્યામાં પારંગત એવો વેદવિચક્ષણ નામનો કોઇ પરદેશી બ્રાહ્મણ તે રાજાનો પુરોહિત હતો. એક વખતે રાજસભામાંથી બહાર નીકળતાં ચહુટામાં, ઉપરનું અને નીચેનું કાબરચિત્રું તથા જાડું કંબળરૂપ વસ્ત્ર જેણે પહેરેલું છે અને માથા ઉપર જેણે બે ત્રણ છાશ વિગેરેનાં પાત્રો ધારણ કરેલાં છે, એવી રૂપવતી કોઇ ભરવાડની સ્ત્રી જોઇને તે ખેદપૂર્વક વિચાર કરવા લાગ્યો:—"અહા! કર્મ અને વસ્ત્રો બંને જેના અયોગ્ય છે, એવા આ સ્ત્રી રત્નને વિધાતાએ કેમ વિડંબના પમાડી હશે? ખરેખર! વિધિ રત્નદોષી છે!" આ પ્રમાણે તે વિચાર કરે છે એટલામાં આલાનસ્તંભને ઉખેડીને સ્વેચ્છાએ આમતેમ ભ્રમણ કરતો રાજાનો મદોન્મત્ત હાથી ત્યાં આવી ચડ્યો. યમ જેવો ભયંકર તે હાથી ત્યાં આવ્યે છતે ભયથી વ્યાકુલ થઇ બધા માણસો ચારે બાજુ ભાગી ગયા. તે વખતે ભરવાડણ પણ નાસવા લાગી, એટલામાં કોઈ પનીહારીની સાથે અથડાવાથી તે બંને પડી ગઈ. પડી જતાં બંનેનાં પાત્રો ભાંગી ગયાં. પણ ભરવાડણના મુખઉપર શોકની છાયા માત્ર જોવામાં ન આવી અને પનીહારી અતિશય રડવા લાગી. તેને રૂદન કરતી જોઇને તેના દુ:ખથી દુ:ખિત થઈ પુરોહિત તેને પૂછવા લાગ્યો:—"ભદ્રે! તું આમ કેમ રડે છે?" તે પણ બહુ દુ:ખે કરીને કહેવા લાગી:– "હે બંધો! સાંભળો, મારા રૂદનનું કારણ એટલુંજ છે કે, મારી સાસુનો સ્વભાવ બહુજ ખરાબ છે, તેથી તે મારી ઉપર ગુસ્સે થશે અને બંને ઘડા ફૂટી જવાથી તે વિશેષ ગુસ્સે થઇને મને ઘરમાં પગ મૂકવા નહિ દે અને ખાવાનું પણ આપશે નહિ. તે રોષ લાવીને એમજ કહેશે કે, આજે તારા ભોજનના મૂલ્યથીજ બે ઘડા વેચાતા લઇશ. તેથી મને બહુ દુ:ખ થાય છે અને રડવું આવે છે." પુરોહિતને દયા આવી તેથી તેણે બે ઘડાની કિંમત જેટલા પૈસા તે પનીહારીને આપીને વિદાય કરી.

પછી પુરોહિત વિસ્મય પામીને શોક વિનાની પેલી ભરવાડણને પૂછવા લાગ્યો:—" હે બ્હેન ! હમણાં છાશ વિગેરેનાં બે ત્રણ વાસણ તારાં ભાંગી ગયાં તેથી તને આજે મોટી નુકશાની થઇ છે, છતાં તું રડતી કેમ નથી ? " જરીક હાસ્ય કરીને તે પણ કહેવા લાગી:—" હે ભાઇ ! મારા ન રડવાનું કારણ સાંભળ–જેમ બહુ ઋણ છે તે ઋણ નથી, તેમ અતિ દુ:ખ છે તે દુ:ખ નથી. તેથી મારૂં હૃદય વજ્રના જેવું કઠોર થઇ ગયું છે. માટે હું રડતી નથી. " તે સાંભળી આ બિચારીને તે શું મહાદુ:ખ પડ્યું હશે ? એમ વિચારતાં તે વિપ્રવર્ય પુરોહિતનું મન પીગળી ગયું એટલે તે પાછો તેને કહેવા લાગ્યો:—" હે બ્હેન ! હું તારૂં વૃત્તાંત સાંભળવા ઇચ્છું છું માટે મને યથાર્થ તારૂં વૃત્તાંત કહે. "

તે કહેવા લાગી:—" હે ભદ્ર ! પોતાનું દુશ્ચરિત્ર કોઇને કહેવું એ પોતાને અને પરને બંનેને લજ્જાકારી થાય છે. માટે તે પોતાની જંઘાની માફક ઢાંક્યુંજ સારૂં છે; છતાં હે પરદુ:ખજ્ઞ ! નિરંતર સર્વનું હિત કરવામાં તારૂં મન તત્પર છે માટે મારૂં ચરિત્ર માત્ર તારા અને મારા સાંભળવામાંજ આવે એવી રીતે કહીશ, તો આ પાસેની વાડીમાં તું એકલો આવ. " તેનું વૃત્તાંત સાંભળવાની ઇચ્છાથી તેણીના કહ્યા પ્રમાણે તે બગીચામાં ગયો. પુરોહિતના સમાગમથી તે સ્નેહવતી અને રોમાંચિત થઇને હૃદયમાં વિશ્વાસ લાવી પોતાનું અખિલ ચરિત્ર કહેવા લાગી:—

" લક્ષ્મીતિલક નામના નગરમાં નિરંતર નિર્ધનાવસ્થામાં રહેનાર, સર્વ વિદ્યામાં વિચક્ષણ વેદસાગર નામનો બ્રાહ્મણ રહેતો હતો. રૂપ અને સૌભાગ્યથી સુશોભિત અને પતિવ્રતારૂપ સદ્‌ગુણવાળી કામલક્ષ્મી નામની તેને પત્ની હતી. તેણીના વિનયોચિત્યાદિ કૃત્યો અને સદ્‌ગુણોથી પ્રસન્ન રહીને આ જન્મનું દુ:સહ દારિદ્ર્યદુ:ખ તે જાણતો ન હતો. તેમને પ્રથમ વયમાંજ સારા લક્ષણવાળો અને સૌભાગ્યનું સ્થાન વેદવિચક્ષણ નામે પુત્ર થયો હતો. તે લગભગ એક

વરસનો થયો, ત્યારે એક દિવસે કામલક્ષ્મી નગરની બહાર જેટલામાં પાણી ભરવા ગઈ, તેટલામાં ક્ષિતિપ્રતિષ્ઠિત નગરના સ્વામી મકરધ્વજ રાજાએ અકસ્માત્ આવીને સૈન્યથી તે નગર ઘેરી લીધું. તે વખતે દ્વારપાળોએ નગરના બધા દરવાજા એકદમ બંધ કર્યા, ત્યારે કેટલાક ચાલાક નગરવાસીઓ ભાગી ગયા અને બહાર ગયા હતા તે બહારજ રહ્યા. ચારે બાજુથી સૈન્ય આવેલું જોઇને ભયથી ગભરાઇને કામલક્ષ્મી નાસવા લાગી, એટલામાં કોઈ સીપાઇએ તેણીને પકડી લીધી. તે બહુ સુરૂપવતી હોવાથી તેણે મકરધ્વજ રાજાને અર્પણ કરી. તે તેણીને જોઇને કામાંધ થયો અને તરત પોતાના અંતઃપુરમાં મોકલી દીધી. હવે અન્ન, ઘાસ, કાષ્ઠાદિ ન મળવાથી આખું નગર દુઃખી થવા લાગ્યું. તે જોઇને હિતબુદ્ધિથી તે નગરના રાજાએ મકરધ્વજ રાજાને માગ્યા પ્રમાણે દંડ આપ્યો, એટલે તે સંતુષ્ટ થઇને તરત પોતાના નગર ભણી ચાલ્યો ગયો. હવે કામલક્ષ્મીના રૂપાદિ ગુણોથી મોહિત થઇને તે રાજાએ તેણીને પટરાણી કરી અને સર્વની સ્વામિની બનાવી દીધી. બીજી કુળવંતી અને શીલવતી રાણીઓ હતી, તેમની અવગણના કરીને કામાંધ થઇ તે તેણીનેજ પોતાની જીવિતેશ્વરી માનવા લાગ્યો. આ પ્રમાણે સર્વ પ્રકારના સુખના સંયોગથી તે રાજા અતિ રાગી બનીને નિરંતર તેને સંતુષ્ટ રાખવા પ્રયત્ન કરતો હતો તે છતાં પણ તે લેશમાત્ર સંતોષ પામતી ન હતી. બાલ્યાવસ્થાથી તે વેદસાર વિપ્રપર પ્રીતિવાળી હોવાથી રાજાના સન્માનના સુખને તે વિષ સમાન માનતી હતી. આ પ્રમાણે નિરંતર વિરક્ત એવી કામલક્ષ્મી સાથે અત્યંત રક્ત થઇને વિલાસ કરતાં વીશ વરસ ચાલ્યા ગયા. તે હમેશાં એમજ વિચાર કરતી કે:—"આ રાજાના ઘરમાંથી ક્યારે મુક્ત થાઉં અને તે પતિને તથા તે પુત્રને આ નેત્રવડે ક્યારે જોઉં." આ પ્રમાણે નિરંતર આર્ત્તધ્યાનને વશ થઇને ત્યાં કારાગૃહની માફક રહેતાં દુઃખે દિવસો ગાળતી હતી. એક દિવસ કામલક્ષ્મી પૂર્વના સ્નેહથી વિચાર કરવા લાગી:—"અહો! આટલા વર્ષો ગયા છતાં મારો ભર્ત્તાર અને પુત્ર મને મળ્યા નહિ માટે

હવે પરદેશી બ્રાહ્મણોને જો યાચિત સ્વર્ણ-દાન આપું, તો અવશ્ય તેઓ લોભથી કયારે પણ અહીં આવે." આ પ્રમાણે નિશ્ચય કરીને બ્રાહ્મણોને ઇચ્છિત સુવર્ણ આપવા લાગી. સુવર્ણદાનથી તેની કીર્તિ ચારે બાજુ પ્રસરવા લાગી. હવે એક દિવસે દારિદ્રયથી દુ:ખી થતો વેદસાર બ્રાહ્મણ પણ પોતાના છોકરાને સાથે લઇને ત્યાં આવ્યો, અને આશીર્વાદ આપીને તેણે તેની પાસે દ્રવ્યની યાચના કરી. એટલે કંઇક તેને પિછાનીને "તમે કોણ છો ? કયાંથી આવ્યા છો ? તમારી સ્ત્રી કયાં છે ? તમારૂં કુટુંબ કેટલું છે ! આ તારી સાથે છે તે શું સંબંધી છે ?" આ પ્રમાણે તેને એકાંતમાં બેસારીને કામલક્ષ્મીએ પૂછયું. તે સાંભળીને અસંભાવનાથી અને ઘણા વરસો વીતી જવાથી તેને ન ઓળખતો વેદસાર પોતાનું ચરિત્ર મૂળથી કહેવા લાગ્યો:-"લક્ષ્મીતિલક નગરનો રહેવાસી વેદસાર નામનો હું બ્રાહ્મણ છું. મારી ગુણવતી એવી કામલક્ષ્મી નામે ભાર્યા હતી. એક દિવસ વેદવિચક્ષણ નામના પોતાના એક વરસના પુત્રને મૂકીને તે પાણી લાવવાને ગામની બહાર ગઈ, એટલામાં ત્યાં શત્રુનું લશ્કર અકસ્માત્ આવી ચડયું. જ્યારે તે સૈન્ય પાછું ચાલ્યું ગયું, ત્યારે તેની બધે ઠેકાણે મેં તપાસ કરી; પરંતુ તેના સમાચાર માત્ર પણ મને મળ્યા નહિ. પછી મારા સંબંધીઓએ બીજી સ્ત્રી કરવાને માટે મને બહુ આગ્રહ કર્યો; પણ હું તેના સ્નેહને વશ હોવાથી બીજી સ્ત્રી પરણ્યો નહિ. તે પછી મેંજ આ નાના બાલકને ઉછેરીને મોટો કર્યો અને કંઈક મોટો થતાં તેને સારરૂપ બધી વિદ્યાઓ ભણાવી. સુવર્ણદાનથી પ્રસરતી તમારી પ્રસિદ્ધિ સાંભળીને દરિદ્રતાથી દૂભાયેલો હું આ મારા પુત્રને સાથે લઇને અહીં આવ્યો છું."

આ પ્રમાણે વેદસારે જ્યારે પોતાનો વૃત્તાંત કહ્યો, ત્યારે મનમાં બહુ ખેદ લાવીને રાજાના નિગ્રહથી માંડીને કામલક્ષ્મીએ પણ પોતાનો બધો અહેવાલ તેને કહ્યો. પૂર્વ સ્નેહના વશે હજી પણ તે તેની સાથે જવાની ઇચ્છાવાળી હોવાથી કેટલાંક કિંમતી રત્નો આપીને તે એકાંતમાં આ પ્રમાણે તેને કહેવા લાગી:-"હે પ્રિય !

તમારા ઇષ્ટ સંકેતસ્થાને બીજા રાજ્યમાં અત્યારે રત્નસહિત આ પુત્રને મોકલી દ્યો, પછી આપણે પણ ત્યાં જઇશું. અને આજથી સાતમે દિવસે રાત્રે સ્મશાનમાં આવેલા ચંડીગૃહમાં હું કોઇરીતે પણ આવીશ માટે તમારે પણ ત્યાં અવશ્ય આવવું.” પછી તેના કહેવા પ્રમાણે તેણે પુત્રને ઇષ્ટ સ્થાને મોકલી દીધો અને સંકેતની રાતે ચંડીગૃહમાં આવીને તે સુઈ ગયો. હવે કામલક્ષ્મી ધૂર્તતાથી સાતમે દિવસે રાજાને વિનવવા લાગી:—“હે સ્વામિન્! એક દિનસે તમને માથામાં ભયંકર પીડા થઈ હતી, તે તમને યાદ છે? તે વખતે ઘણાં મંત્ર, તંત્ર અને ઔષધો કર્યાં છતાં તે શાંત ન થવાથી હું અન્ન, પાણીનો ત્યાગ કરીને બહુજ વ્યાકુળ થઈ ગઇ હતી. પછી તેની શાંતિને માટે પ્રસિદ્ધ મહિમાવાળી અને સ્મશાનમાં રહેવાવાળી ચંડીદેવીની મેં આ પ્રમાણે માનતા માની હતી કે—“હે માત! જો રાજાની શિરોવ્યથા શાંત થઈ જશે, તો મારી સાથે રાજા ત્યાં આવીને અમુક દિવસે રાત્રે તમારી પૂજા કરશે.” તો આપણે બંને આજ રાત્રે ચંડીનું અર્ચન કરવાને ત્યાં જઇએ. તેની આજ્ઞાને વશવર્તી હોવાથી રાજાએ તરતજ તેનું કહ્યું માની લીધું. પછી સાયંકાળે રાજા ચંડીની પૂજા કરવાને કામલક્ષ્મીની સાથે અશ્વપર બેસીને અને પૂજા સામગ્રી લઇને સ્મશાન ભણી ચાલ્યો. સોયથી ન ભેદી શકાય એવો અંધકાર ચારે તરફ પ્રસર્યે છતે નગરની બહાર નીકળીને માર્ગે ચાલતાં ક્યાંક શિયાળીયા શબ્દ કરી રહ્યા હતા, ક્યાંક રાક્ષસોનો કોલાહલ મચી રહ્યો હતો, ક્યાંક ભયંકર ઉદ્યોત થતો હતો, ક્યાંક ઘૂવડપક્ષીઓ બેઠેલા હતા, ક્યાંક શબ સંસ્કાર કરવા આવેલા લોકો પ્રેતથી ત્રાસ પામતા હતા, ક્યાંક ડાકિની અને શાકિનીઓ મોટેથી રાસડા લેતી હતી, ક્યાંક ચપલ પિશાચો અટ્ટહાસ્ય કરી રહ્યા હતા, ક્યાંક કાપાલિક લોકો સારા માણસોનાં પવિત્ર મસ્તકો ગ્રહણ કરતા હતા, ચારે બાજુથી પ્રસરતા દુર્ગંધના પૂરથી નાક પૂરાઈ જતું હતું અને ઉપરાઉપરી પડેલી ખોપરીઓથી જ્યાં ગમન પણ અટકી પડતું હતું એવું ભયંકર સ્મશાન નિર્ભય એવા રાજાના જોવામાં આવ્યું. કામલક્ષ્મી-

ને તે મુગ્ધ સમજીને કહેવા લાગ્યો:—"હે દેવી ! આ ભયંકર સ્થાન જોઇને તું મનમાં જરા પણ ડરીશ નહિ. કારણ કે અહીં જે માણુસ ડરે છે, તેને ભૂત-પ્રેતાદિ છળે છે." આ મૂઢ રાજા એટલું નથી જાણતો કે, તે દુષ્ટા તો બીજાને પણ ડરાવે તેવી છે. હવે ચંડીનું મંદિર આવતાં અશ્વ ઉપરથી નીચે ઉતરીને અને કામલક્ષ્મીને તરવાર આપીને રાજા જેવામાં ચંડિકાની પૂજા કરવાને તત્પર થયો, તેવામાં છળ જોનારી એવી તેણીએ તેનું મસ્તક છેદી નાખ્યું. તરતજ જાણે રાજા સર્વાંગથી દેવીને પ્રણામ કરતો હોય, તેમ ચંડીની આગળ લાંબો થઇને પડ્યો.

હવે બહુ હર્ષ પામતી એવી કામલક્ષ્મી તેના આભરણો લઇને મુખ્યદ્વાર (મત્તવારણ) પાસે સૂતેલા પેલા બ્રાહ્મણને તેણે તરતજ જગાડ્યો. પરંતુ જાગીને પૃથ્વીપર પગ દેતાંજ તેને દુષ્ટ સર્પ કરડ્યો, એટલે દુર્દૈવયોગથી તે ત્યાંજ તત્કાળ મરણ પામ્યો. હવે બંનેથી ભ્રષ્ટ થવાને લીધે કામલક્ષ્મી બહુજ ખેદ પામી અને ભયથી ગભરાઇને અશ્વ ઉપર આરૂઢ થઇ તરતજ ત્યાંથી ચાલી નીકળી. રાતે નિર્જન માર્ગે એકાકી ગમન કરતાં તે ક્યાંય પણ ભય ન પામી. કારણ કે સ્ત્રીઓનો જન્મ સાહસની સાથેજ થયેલો હોય છે. અનુક્રમે પરદેશમાં કોઈ નગરમાં જઈને એક માળીને ઘેર તેણે પોતાનો અશ્વ બાંધ્યો, પછી ઘણા વરસોથી રાજમહેલરૂપ કેદખાનામાં પડેલી તે આજે છુટી થઇ હતી તેથી સ્વેચ્છાએ ફરવાને ઇચ્છતી એવી તે રાતે કોઇ દેવમંદિરમાં તબલાનો અવાજ સાંભળી ત્યાં જોવા ગઇ. ત્યાં સર્વાંગ અલંકૃત અને દિવ્યરૂપના સૌભાગ્યથી સુશોભિત અને નવીન પ્રકારની તેણીને જોઇને કોઈ પણાંગનાએ તેણીને પૂછ્યું કે—"હે સુભગે ! તું કોણ છે? અને ક્યાંથી આવી છે? અને કોને ઘેર અતિથિ થઈ છે?" આ પ્રમાણે આદરપૂર્વક પૂછતાં તેણે આ પ્રમાણે કલ્પિત ઉત્તર આપ્યો કે—"એક દિવસે હું પિતાના ઘેરથી પતિની સાથે સાસરે જતી હતી, તેવામાં માર્ગમાં ધાડ આવી, ત્યાં સાથ બધો લુંટાઇ ગયો અને મારો સ્વામી મરી ગયો. ત્યાંથી આમતેમ ભાગતી એવી હું અશ્વ ઉપર

બેસીને અહીં આવી છું. આ નગરમાં મારૂં કોઇ સગું નથી, તેથી બાળીને ઘેર અશ્વ બાંધીને હું અહીં આવી છું." આવો ઉત્તર સાંભળી "આ સ્વામી વિનાની છે, માટે મારા કુળને ઉચિત છે." એમ વિચારીને પણાંગના માયા વચનોથી તેને પ્રસન્ન કરીને પોતાને ઘેર લઇ ગઇ. ત્યાં બધા કરતાં ચડીઆતી એવી ગીતાદિની કળાઓ શિખવીને અનુક્રમે પણાંગનાએ તેને પોતાના કુલાચારમાં પ્રવર્ત્તાવી.

હવે એક દિવસે પરદેશથી આવેલો કોઈ શ્રીમાન્ તરૂણ પુરૂષ કામલક્ષ્મીને ઘેર આવીને રહ્યો. સર્વ પ્રકારના સુખોમાં નિરંતર પોતાની ઈચ્છા પ્રમાણે વિલાસ કરતા એવા તેમનો આસ્તે આસ્તે સજ્જડ પ્રેમ બંધાઇ ગયો. કેટલાક વખત પછી એક દિવસે કાંઈ કારણસર તેને બીજે ઠેકાણે જવાની ઇચ્છા થઇ એટલે એકાંતમાં કામલક્ષ્મીની તે રજા માગવા લાગ્યો. ગમન કરતો અને મરણ પામતો માણસ કોઇથી રાખ્યો રહી શકતો નથી. કહેવત છે કે—"પરોણાઓએ કરી ઘર વસતા નથી." દૃઢ સ્નેહ છતાં જવાને તૈયાર થયેલા એવા તેને અટકાવવાને અસમર્થ થવાથી શોકાકુલ મુખ કરીને કામલક્ષ્મી તેને કહેવા લાગી કે—"હે સ્વામિન્! અત્યારે તમે ભલે જાઓ, પણ તમારા કુળ અને ગોત્રાદિ મને કહી જાઓ. કારણ કે, તમારા વિયોગમાં એ મને જીવનના આધારભૂત થશે." એટલે દૃઢ આલિંગન દઇને ભાવિ વિયોગથી દુખાર્ત્ત થયેલો એવો તે પોતાના અશ્રુરૂપ સ્નેહવૃષ્ટિથી તેને સિંચન કરતો સખેદ કહેવા લાગ્યો:—"લક્ષ્મીતિલક નગરમાં રહેનાર વેદસાર નામના બ્રાહ્મણની કામલક્ષ્મી નામની પ્રિયાને વેદવિચક્ષણ નામનો પુત્ર હતો. જ્યારે તે એક વરસનો થયો, ત્યારે કામલક્ષ્મી (તેની માતા) પાણી નિમિત્તે નગરની બહાર ગઇ; તે વખતે અકસ્માત્ કોઇ પરચક્રનું આગમન થતાં તે પાછી ઘેર આવી શકી નહિ. પછી ખબર કાઢતાં તે જીવતી છે કે મરણ પામી છે. તેની પણ ખબર મળી નહીં. ત્યારબાદ પિતાએ તે પુત્રને ઉછેરીને મોટો કર્યો અને સર્વ વિદ્યાઓ ભણાવી.

એક વખતે દરિદ્રતાથી દુ:ખી થઇને મકરધ્વજ રાજાની પ્રિયા પાસે તે પિતા તથા પુત્ર યાચના કરવા ગયા. ત્યાં તેણીની સાથે એકાંતમાં કાંઇ છાની વાત કરીને, તેણીએ આપેલ અમૂલ્ય રત્ન, સુવર્ણ અને મૌક્તિક સહિત વેદસારે પુત્રને સંકેતસ્થાન બતાવીને બીજા રાજ્યમાં મોકલી દીધો, અને તેને કહ્યું કે, 'હું સાત આઠ દિવસ પછી આવીશ.' સંકેતસ્થાને જઇને વેદવિચક્ષણ પિતાની રાહ જોવા લાગ્યો; પરંતુ તે ત્યાં કોઈ કારણવશાત્ આવ્યા જ નહિ. તેમના વિરહે મનમાં ખેદ સહિત વેદવિચક્ષણ વિચાર કરવા લાગ્યો કે:— "જરૂર રસ્તામાં મારા પિતાને ચોરોએ મારી નાખ્યા હશે અથવા તો વ્યાઘ્રાદિનું તે ભક્ષ્ય થઇ પડ્યા હશે." દુ:ખાર્ત્ત થઇને તેણે વિચાર કર્યો કે:—"પ્રેમાળ પિતાનો વિયોગ કરાવતાં અહો ! વિધાતાએ આજે મારૂં સર્વસ્વ લૂંટી લીધું છે. મારી માતાને મેં ન જોઇ ત્યારથી તેનેજ હું મા અને બાપ તરિકે લેખવતો; પણ દુરાત્મા દૈવ અત્યારે એટલું પણ સહન કરી શકયો નહીં. અથવા તો સ્રીજનને ઉચિત એવો દૈવને ઉપાલંભ દેવાથી શું ? કારણકે માણસોને શુભ અને અશુભના હેતુભૂત પૂર્વકૃત કર્મજ છે. સંસારમાં સંયોગો બધા વિયોગના અંતરાગાજ હોય છે, એવી ભાવના ભાવતાં તેણે પોતેજ આસ્તે આસ્તે પિતાનો શોક છોડી દીધો. ત્યારપછી વિદ્યાના પ્રભાવથી સર્વત્ર આદરસત્કાર પામતો એવો તે ભમતો ભમતો અહીં આવ્યો. હે કાંતે ! તે હું પોતેજ વેદવિચક્ષણ છું." આ પ્રકારના તેના વૃત્તાંત શ્રવણથી તેને પોતાનોજ પુત્ર જાણીને કામલક્ષ્મી પોતાના હૃદયમાં બહુજ પશ્ચાત્તાપ કરવા લાગી. તેણીએ વિચાર્યું કે:— "અહો ! દૈવને ધિક્કાર હો ! અતિ દુષ્ટ એવી જે હું તેનો અત્યારે સર્વ લોકમાં નિંદિત પોતાના છોકરાની સાથે સંયોગ થયો." એ રીતે પાપના પશ્ચાત્તાપરૂપ અગ્નિ તેના હૃદયમાં પ્રજવલિત થયો છતાં તે વખતે પોતાના પુત્રને તેણીએ પોતાની ઓળખાણ ન આપી. કારણ કે, વખતપર સ્નેહને લીધે અને પોતાની માતા સમજીને પશ્ચાત્તાપરૂપ અગ્નિથી પરિતાપ પામી તે પોતાના પ્રાણોનો ત્યાગ કરે.

પછી તે ઇંદ્રિયસુખથી ઉદ્વેગ પામી, છતાં પોતાના આત્માને છૂપાવવાને માટે મિથ્યા ઉપચારનાં વચનોથી તેને પ્રસન્ન કરીને વિસર્જન કર્યો.

તેના ગયા પછી પોતાના જીવિતથી ઉદ્વેગ પામીને તેણીએ અન્ન તથા જળનો ત્યાગ કર્યો અને પોતાના તે દુષ્કૃતનું સ્મરણ કરતી એવી તેણે અક્કા પાસે બળી મરવા માટે કાષ્ઠની માગણી કરી. તે સાંભળીને અક્કા દુઃખી થઈને કહેવા લાગી:—“હે મારા ઘરની કલ્પલતા! સ્વ અને પરને દુઃખકારી એવું અકસ્માત્ આ તેં શું આરંભ્યું? શું આધિ, વ્યાધિ કે બીજી કોઇ પીડાથી તું દૂભાયેલી છે? કે જેથી હે સુભ્રુ! પોતાના દેહને અત્યારે અગ્નિમાં હોમવાને તું તૈયાર થઇ છે. આ દુર્લભ મનુષ્ય જન્મ પામીને શા માટે વૃથા ગુમાવે છે? અહીં આવતા યુવકોની સાથે સ્વેચ્છાથી ભોગ ભોગવ! નિષ્કલંક અને રાજાઓને માન્ય એવું સર્વ પ્રકારનું સુખ તને પ્રાપ્ત થયું છે. હે મનસ્વિની! ફરીને આ વેશ્યા જન્મ તને કયાં મળવાનો છે?” અંતરમાં વિષાદને ધારણ કરતી કામલક્ષ્મી અક્કાને કહેવા લાગી:—“હે અંબા! આધિ કે વ્યાધિની વ્યથાથી હું દૂભાએલી નથી; પરંતુ મારા દેહને અગ્નિમાં હોમીને ઘણા વખતથી વિસ્તાર પામેલા આ વેશ્યાપણાના પાપકર્મની શુદ્ધિ કરવાને હું ઇચ્છું છું. સ્ત્રીપણું એ પ્રાણીના અનંત પાપોનું ફળ છે, એમ સજ્જન પુરૂષો કહે છે. તેમાં પણ જે વેશ્યાનો જન્મ છે તે કોહી ગયેલ કાંજી તુલ્ય છે. સર્વ પાપોનું મૂળ છતાં જો આ વેશ્યાજન્મ શ્રેષ્ઠ છે એમ તું કહે છે, તો હે અંબા! બીજું ખરાબ આ જગતમાં શું છે? તે કહે.” સર્વત્ર નિંદવા લાયક એવું પુત્રના સંયોગનું દુષ્કૃતજ ખરી રીતે તો તેના મરણનું કારણ હતું, છતાં તેણીએ તે વાત લજ્જાથી પ્રગટ ન કરી. નાગરિકો, કુટ્ટિની અને રાજાએ અટકાવી છતાં કાષ્ઠભક્ષણના વિચારથી તે પાછી ન હઠી.

મરણમાંજ એકાગ્રચિત્ત રાખીને તેણીએ સાત લંઘન (લાંઘણ)

કરી, તેથી રાજા વિગેરેએ તેને રજા આપી, એટલે અશ્વ ઉપર આરૂઢ થઇને દીન દુઃખી લોકોને ધન આપતી, પોતાના દુષ્કર્મના દુઃખથી દૂભાયેલી એવી તેણીએ નદીના કાંઠે નગરવાસીઓએ રચેલ ચિતામાં નિર્ભય થઇને પ્રવેશ કર્યો. પાસે રહેલા નાગરિકોએ જેટલામાં તેણીની ચિતામાં અગ્નિ સળગાવ્યો, તેટલામાં ભવિતવ્યતાના યોગથી અકસ્માત્ પુષ્કળ વરસાદ થયો. જે વખતે વરસાદ થયો તે વખતે વરસાદના પાણીથી પરાભવ પામીને વૃષભોની જેમ નીચું મુખ કરી સ્વજનતાના અભાવથી સર્વ લોકો પોત પોતાને ઠેકાણે ચાલ્યા ગયા. તે વખતે તરતજ ચિતા બુઝાઈ ગયે છતે જીવન્મૃત એવી તે જરામાત્ર દાઝી અને નદીના પૂરમાં તણાવા લાગી. તણાતી તણાતી દૈવયોગે નદીકાંઠે કયાંક અટકી રહી. તે વખતે લગભગ મૃતતુલ્ય એવી તે કોઇક ગોવાળીયાના જોવામાં આવી. એટલે તે ગોવાળીયો કામલક્ષ્મીને પોતાને ઘેર લઇ ગયો અને મનમાં દયા લાવીને નિરંતર તેને ઔષધોપચાર કરવા લાગ્યો. કેટલેક દિવસે તેનું શરીર નિરોગી થયું અને દૈવયોગે પ્રથમ કરતાં પણ અતિશય સ્વરૂપવતી તે થઇ.

હવે રૂપ, સૌભાગ્ય, લાવણ્ય અને મનહર શોભાવાળી તેણીને જોઇને ગોવાળીયો કામથી વિહ્વલ બની તેને કહેવા લાગ્યો:—"હે સર્વાંગ સુભગે! હવે જો તું મારે ઘેર રહીશ, તો મારી તમામ મિલકતની તું સ્વામિની છે અને હું તારો દાસ છું. પરંતુ જો તું અહીંથી જઇશ, તો મારા પ્રાણ પણ તરતજ ચાલ્યા જશે, એમ જાણીને હે ભાગ્યવતી! હવે તને જેમ સારૂં લાગે તેમ કર." આ પ્રમાણેનું તેનું બોલવું સાંભળીને કામલક્ષ્મી વિચાર કરવા લાગી. "પૂર્વે પણ મેં સાત નરક જેટલું મહાપાપ ઉપાર્જેલું છે, માટે નિર્નિમિત્ત ઉપકારી એવા આ ગોવાળીયાનું પણ ઇષ્ટ થાઓ. "જેમ સો તેમ પચાસ" એવી લોકમાં પણ કહેવત છે. મને લાગે છે કે, આટલા મહાપાપ કર્યા છતાં હજી કાંઇ ન્યૂન હશે કે જેથી

સર્વભક્ષી અગ્નિમાં મેં પ્રવેશ કર્યો છતાં તે ન્યૂનતા પૂરી કરવાને વિધાતાએ મને જીવતી રાખી છે.” કામલક્ષ્મીનું મન વિષયોથી ઉદ્વેગ પામેલું હતું, છતાં આવા અનેક પ્રકારના વિચાર કરીને કંઇક ઇંદ્રિયોની ચપલતાથી તે ગોવાળીયાની ગેહિની થઇ. પછી ગાયનું દોહવું, છાશ વલોવવી વિગેરે ગોપગૃહને ઉચિત એવી સર્વ ક્રિયાઓ સંસર્ગના વશથી તે આસ્તે આસ્તે શીખી અને દહીં, છાશ વિગેરે વેચવા માટે ગોકુલમાંથી તે આ નગરમાં દરરોજ આવવા લાગી. હે સુજ્ઞ પુરોહિત ! ખરેખર ! દુઃખથી દગ્ધ થયેલી પાપિણી કામલક્ષ્મી તે હુંજ છું. ! પતિ અને પુત્રના વિયોગથી દુઃખ પામી, રાજાની પત્ની થઇને પૂર્વના પતિસ્નેહના વશથી દુષ્ટ બુદ્ધિ વડે રાજાનો પણ મેં વધ કર્યો. સર્પના દંશથી પૂર્વનો પતિ મરણ પામેલો જોઇને ત્યાંથી હું ભાગી ગઈ અને દેશાંતરમાં વેશ્યા થઇ, ત્યાં પોતાના પુત્રને જાર કરીને રાખ્યો. ત્યારપછી હું ચિતામાં પેઠી અને નદીના જળથી તણાણી. અહો ! નીચ કર્મ આચરતી એવી હું અત્યારે ગોપાંગના થઇ છું. આ પ્રમાણે ઉપરાઉપરી મારી ઉપર દુઃખો પડ્યાં, તો હે ભ્રાત ! અત્યારે ભાજન ભાંગી જવાથી હું કયા દુઃખને રડું ? વિવિધ પ્રકારના દુઃખ સમૂહથી વિધુર થઇ ગયેલી હું એટલા માટેજ કહું છું કે—“ જેમ બહુ ઋણ તે ઋણ નહીં, તેમ અતિ દુઃખ તે દુઃખ નહીં.”

આ પ્રમાણે તેણીનું ચરિત્ર સાંભળી કામલક્ષ્મી મારી માતા છે, એમ સમજીને વેદવિચક્ષણ પુરોહિત તરતજ પોતાની માતાના ભોગરૂપ દુશ્ચરિત્રથી પરિતાપ પામીને સાશ્રુલોચને તેણીના પગમાં પડ્યો. તે જોઇ પોતાના ચરણને સંકોચતી તે કહેવા લાગી:—“ હે વર્ણોત્તમ ! આ અયોગ્ય આચરણ શું કરો છો ?” પુરોહિત શ્યામ મુખવાળો થઇને સગદ્ગદ કહેવા લાગ્યો:—“ હે માત ! તેજ હું તમારો વેદવિચક્ષણ નામનો પુત્ર છું. ” પરસ્પરનો પોતાનો સંબંધ જાણીને માતા પુત્ર બંનેના મુખપર શ્યામતા છવાઈ ગઈ, અને જાણે

ભૂમિમાં પેસવાને ઇચ્છતા હોય, તેમ બંને નીચું મુખ કરીને પૃથ્વીપર દૃષ્ટિ કરી રહ્યા. પોતપોતાના દુર્વૃત્તાંતના પરિતાપરૂપ અગ્નિથી પરસ્પર બંનેનું મન બળી જવા લાગ્યું અને લજ્જાવેશના વશથી તેઓ એક બીજાની સન્મુખ જોવાને પણ સમર્થ ન થયા.

પછી નીર, અગ્નિ કે ભૃગુપાત[1] વિગેરેથી પોતાના પાપની શુદ્ધિ કરવાને માટે આત્મઘાતની ઇચ્છા કરતી કામલક્ષ્મીને તે દ્વિજ કહેવા લાગ્યો:--"હે માત! આત્મઘાત કરવાથી શું? તેમજ ગત વસ્તુનો કે ગત બનાવનો શોક કરવાથી પણ શું? હવે તો પાપનો વિઘાત કરવાને તપકર્મમાં યત્ન કર. કારણ કે પ્રાણી આત્મઘાત કરવાથી પોતાના પૂર્વ કર્મથી મુક્ત થઇ શકતો નથી; પરંતુ તેનું ફળ ભોગવવાથી અથવા તો તીવ્ર તપથીજ તે મુક્ત થાય છે. સિદ્ધાંતમાં પણ કહ્યું છે કે:—

"पावाणं च खलु भो कडाणं कम्माणं पुव्विं दुच्चिण्णाणं दुप्पडिकंताणं, वेइत्ता मुक्खो, नत्थि अवेइत्ता, तपसा वा सोसइत्ता"

"કરેલાં પાપકર્મો કે જે પૂર્વે ખપાવ્યા ન હોય અથવા પડિક્ક્મ્યા ન હોય તો તે વેદવા વડેજ છૂટી શકે છે, વેદવામાં ન આવે તો છૂટી શકતા નથી અથવા તપથી તે શોષી શકાય છે." માટે હે અંબા! તીવ્ર એવું કોઇ તપકર્મ કર, કે જેથી અગ્નિવડે સુવર્ણની જેમ આત્મા શુદ્ધ થાય. સાત ધાતુમય અને અસાર એવા આ માનવ દેહથી ડાહ્યા માણસો આત્માની શુદ્ધિ કરનાર એવા ધર્મરૂપ સારનો સંગ્રહ કરે છે." કહ્યું છે કે:—

"अत्थिरेण थिरो समलेण निम्मलो परवसेण साहिणो;
देहेण जइ विढप्पइ, धम्मो ता किं न पज्जत्तं."

---

[1] ભેરવજવ ખાવો-પર્વતના શિખર ઉપરથી શરીર પડતું મૂકી પ્રાણ ખોવા.

" અસ્થિર, મલિન અને પરવશ એવા આ દેહથી જો સ્થિર, નિર્મલ અને સ્વાધીન એવો ધર્મ સાધી શકાય–વધારી શકાય, તો પછી પ્રાપ્ત કરવાનું શું બાકી રહે ? " આ પ્રમાણે પોતાની માતાને શાસ્ત્રોક્તિની યુક્તિઓવડે સમજાવીને આત્મઘાતના વિચારથી પાછી વાળી, પાપશુદ્ધિ કરવાની ઇચ્છાથી તેણીની સાથે શ્રુતસાગરના પારંગત અને પાસેના ઉપવનમાં પધારેલા શ્રી ગુણાકરસૂરિને વાંદવાને વેદવિચક્ષણ તેજ વખતે ચાલ્યો. ત્યાં જઇ આચાર્ય મહારાજને વાંદીને તે બંને યોગ્ય સ્થાને બેઠા, એટલે કૃપાળુ મનવાળા એવા તે ( આચાર્ય ) આ પ્રમાણે ધર્મોપદેશ દેવા લાગ્યાઃ—

"આ સંસારમાં પિતા મરીને પુત્ર થાય, મિત્ર શત્રુ થાય અને માતા પુત્રી થાય, કારણ કે કર્મવશ પ્રાણીઓને તેનો કાંઈ પણ નિયમ હોતો નથી. એકજ પ્રાણીએ પ્રત્યેક જીવોને જન્મ આપ્યો છે અને અપત્યસ્નેહના વશે અનંતવાર તેને લડાવ્યા છે અને પાળ્યા છે. તેવીજ રીતે એક જીવે બધા જંતુઓને ક્રોધાવેશથી ઘણીવાર મારેલા છે અને પોતાના શરીરની પુષ્ટિને માટે ઘણીવાર ભક્ષણ પણ કરેલા છે. માટે ખરી રીતે તો આ સંસારમાં કોઈ કોઇને પોતાનો કે પારકો નથી. છતાં અહો ! અજ્ઞ પ્રાણીઓ રાગ અને દ્વેષના વશથી વૃથા પાપ ઉપાર્જન કરે છે. આ સંસારમાં જીવોના બધા સંબંધ અનિયમિત છે, માટે વિવેકી પુરૂષો સ્ત્રી પુત્રાદિના પ્રેમમાં બંધાતા નથી. ( મોહ પામતા નથી. ) જે વસ્તુ એકને ગમતી હોય છે તેજ વસ્તુ બીજાને અણગમતી હોય છે, તેથી વસ્તુઓમાં રમ્યારમ્યની વ્યવસ્થા પણ યથાર્થ સત્ય નથી. જ્યારે મન સ્વસ્થ હોય ત્યારે જગત્ અમૃત જેવું લાગે છે, અને દુઃખ આવતાં તેજ વિષમય ભાસે છે, તેથી મનના સંકલ્પ પ્રમાણેજ વસ્તુ રમ્ય અરમ્ય લાગે છે. એટલા માટે મમતારહિત એવા ભવભીરૂ પુરૂષો રાગદ્વેષને અલગ કરી અખિલ વસ્તુઓમાં સમતા ધારણ કરે છે. " આ પ્રમાણે ધર્મોપદેશ સાંભળીને તે માતા પુત્ર સંસારથી ઉદ્વેગ પામ્યા અને દીક્ષા લેવાને ઉત્સુક થયા. એટલે પુનઃ આચાર્યે આ પ્રમાણે તેમને કહ્યુંઃ—" જેમ ચોખી ભીંત

પર આળેખેલું ચિત્ર અતિશય શોભા પામે છે, તેમ સમ્યક્ પ્રકારની આલોચનાપૂર્વક શુદ્ધ થયેલ એવા ભવ્ય જીવનું વ્રતગ્રહણ વધારે દીપ્તિમાન્ થાય છે. માટે પ્રવ્રજ્યા લેવાનો જો તમને આગ્રહ હોય, તો જન્મથી માંડીને મન, વચન અને કાયાથી કરેલા પાપની પ્રથમ તમે આલોયણા લ્યો." ગુરૂએ આ પ્રમાણે કહેવાથી તેમણે રાગ અને દ્વેષથી જે જે દુષ્કૃત કર્યું હતું તે અને અવાચ્ય પાપ પણ સમ્યક્ પ્રકારે આલોવ્યું. એટલે પ્રવર્ધમાન સંવેગવાળા અને નિષ્કપટ મનવાળા એવા તે બંનેને આચાર્ય મહારાજે પ્રાયશ્ચિત્ત તપ દઇને દીક્ષા આપી. પછી નિયાણા વિનાનું અને નિષ્કપટ દુષ્કર તપ તપતી અને જિનેશ્વર ભગવંતે પ્રરૂપેલ આવશ્યકાદિ ક્રિયાઓમાં નિરંતર અપ્રમત્ત રહેતી એવી કામલક્ષ્મી ઘણા કાળસુધી સાધ્વીઓની સાથે પૃથ્વીતળ પર વિહાર કરીને અંતે અશેષ કર્મો ખપાવીને મોક્ષપદ પામી.

વેદવિચક્ષણ મુનિ સુંદર સંવેગથી રંગિત થઇને પાંચ પ્રકારના આચારને નિરતિચારપણે પાળવા લાગ્યા. સૂત્ર અને અર્થથી સર્વ દ્વાદશાંગીનો તેમણે અભ્યાસ કર્યો અને અનુક્રમે તે છત્રીશ ગુણોએ સહિત એવા આચાર્યપદને લાયક થયા. તે પછી આચાર્ય પદવી મેળવીને વસુધાતળપર વિહાર કરતા, પ્રાણીવર્ગને પ્રતિબોધવાને માટે આ રીતે ધર્મોપદેશ દેવા લાગ્યા:—" જેઓ બાળબ્રહ્મચારી છે અને જેમણે સંસારના મોહનો ત્યાગ કરીને સર્વ ચારિત્રનો આશ્રય કરેલો છે, તેજ પુન્યવંત પ્રાણીઓ આ સંસારમાં વખાણવા લાયક છે. તેમજ જેમણે મારી માફક બંને લોકથી વિરૂદ્ધના આચરણવડે નિંદ્યતા ઉપાર્જન નથી કરી, તે પ્રાણીઓ પણ વખાણવા લાયક છે. અથવા તો કોને સ્ખલના થઇ નથી ? કોના સર્વ મનોરથ પૂર્ણ થયા છે ? આ સંસારમાં કોને નિરંતરનું સુખ છે ? અને દૈવથી કોણ ખંડિત નથી થયું ?' આવા પ્રકારનો ન્યાય હોવાથી કેટલાક માણસો પૂર્વકર્મોથીજ પ્રેરાઇને નિષિદ્ધ કૃત્યો પણ કરે છે; પરંતુ તેની શુદ્ધિને ઇચ્છતા એવા તેઓ સદ્ગુરૂની પાસે સમ્યગ્ આલોયણા લઇને જો

તીવ્ર તપ કરે, તો તેઓ પણ નિશ્ચય વખાણવા લાયક થાય છે." આ પ્રમાણે ઉપદેશ દેતા વેદવિચક્ષણસૂરિ પોતાનો અંતકાળ પાસે આવતાં સર્વ પ્રાણીઓને ખમાવીને, શ્રેષ્ઠ એવું પાદપોપગમન અનશન અંગીકાર કરી ધ્યાન તથા તપના બળથી સર્વ કર્મોને એકીસાથે ખપાવીને અંતકૃત કેવલી થઈ પરમ પદને પામ્યા."

કામલક્ષ્મી અને વેદવિચક્ષણ પુરોહિત ભારે દુષ્કર્મ કરીને પણ આવા દુષ્કર તપથી પુનઃ ગુરૂપદ પામ્યા. મોટા પુરૂષો પાપકર્મ કરવાને સમર્થ હોય છે, તેમ ખપાવવાને પણ સમર્થ હોય છે, પરંતુ નીચ પુરૂષો તો માત્ર પાપકર્મ કરવાનેજ સમર્થ હોય છે. માટે હે ભવ્યો! તપનો અતુલ પ્રભાવ આ દૃષ્ટાંતપરથી સમજી લેવો.

આ દૃષ્ટાંત કહીને પ્રભુએ કહ્યું કે—"હે વત્સો! રૂદ્રદેવર્ષિ તથા ડુંગરમુનિ પણ ઘણા કાળસુધી ભવ્ય જીવોને પ્રતિબોધ આપીને અંતે પરમપદને પામ્યા.

આ પ્રમાણે કષાય કુટુંબના સંબંધમાં એક એક કષાયનું તાત્કાલિક બુરૂં પરિણામ સમજીને પછી તે ચારેનો તો કોણજ આશ્રય કરે ( સેવે )?

અગસ્ત્યના ઉદયથી જળની જેમ, આ પ્રકારના પ્રભુના ઉપદેશથી કષાયોનો ઉપશમ થતાં સર્વે રાજકુમારોનું મન નિર્મળ થઈ ગયું.

इति श्री सोमसुन्दरसूरिपट्टप्रभाकरपरमगुरु श्री मुनिसुन्दरसूरिविनेय वाचनाचार्य—सोममण्डनगणिकृतायां श्री युगादिजिनदेशनायां प्रथम उल्लासः ॥



# દ્વિતીયોલ્લાસ.



સત્યસ્વરૂપી, પરમબ્રહ્મપદમાં સ્થિત, બ્રાહ્મીના[1] પિતા નિર્લેપ અને જગદ્બંધુ એવા નાભિકુમાર અમને શ્રેય આપો.

એ અવસરે કુરૂદેશનો અધિપતિ કુરૂ નામનો પ્રભુનો પુત્ર લલાટપર અંજલી જોડીને તાતને આ પ્રમાણે વીનવવા લાગ્યો—"હે નાથ! કષાયના આવા કટુ વિપાકનો તમે અમને ઉપદેશ આપ્યો તે તો ઠીક; પરંતુ પ્રિયા-પુત્રાદિકનો પ્રેમપાશ અત્યંત દુસ્ત્યજ છે. અહો! એક બાજુ મોહ દુર્જય છે અને બીજી બાજુ અમને સંસારની ભીતિ છે. અત્યારે ખરેખર વાઘ અને દુસ્તટીનો[2] વિષમ પ્રસંગ અમારાપર આવી પડ્યો છે." ભગવંત કહેવા લાગ્યા—"હે વત્સો! વિષયસુખ તુચ્છ અને અનિત્ય છે. આત્યંતિક અને નિત્ય સુખ તો મોક્ષમાં જ છે. આ જીવ શુભાશુભ ગતિમાં જ્યાં જવાનો હોય છે, તેવા પ્રકારની તે મન, વચન અને કાયાની ચેષ્ટા કરે છે. કહ્યું છે કે:—

"ठाणं उच्चुच्चयरं, मज्झं हीणं च हीणतरगं वा;
जेण जहिं गंतव्वं, चिट्ठावि से तारिसी होइ."

"ઉચ્ચ, ઉચ્ચતર, મધ્યમ, હીન અને હીનતરમાંના જે જે સ્થાને જીવ જવાનો હોય છે તેની ચેષ્ટા પણ તેવા પ્રકારની જ થાય છે." હે પુત્રો! સંવેગનું કારણ અને કર્મના પ્રભાવને બતાવનારૂં પાંચ જીવોનું વૃત્તાંત આ સંબંધમાં દૃષ્ટાંતરૂપ છે તે સાંભળો:—

અનંત પ્રાણીઓના નિવાસથી સંકીર્ણ એવા સંસારપુર નામના નગરમાં, જેમના માતા-પિતા ગુજરી ગયેલા છે, એવા પાંચ કુલપુત્રકો રહેતા હતા. તેમના અભવ્ય, દૂરભવ્ય, ભવ્ય, આસન્નસિદ્ધિ-

---

૧ બ્રાહ્મી શબ્દે સરસ્વતી-જિનવાણી સમજવી અથવા પ્રભુની પુત્રી સમજવી. ૨ મોટી નદી-ઊંડી નદી.

ક અને તદ્ભવસિદ્ધિક એવાં અનુક્રમે નામ હતાં. આ તરફ નિશ્ચયપુર, તિર્યગ્પુર, નરપુર, સુરપુર અને સિદ્ધિપુર એ નામના પાંચ અતિ પ્રસિદ્ધ નગરો છે. ત્યાં મહામોહ, અતિમોહ, સંમોહ, મોહ અને ક્ષીણમોહ નામના પાંચ સાર્થવાહ રહે છે. તેમને અનુક્રમે નરકગતિ, તિર્યગ્ગતિ, નૃગતિ, સ્વર્ગતિ અને સિદ્ધિગતિ નામની પાંચ પુત્રીઓ છે. તેઓ પોતપોતાની કન્યાઓને લઇને સર્વત્ર ઉચિત વરની શોધ કરતા સંસારપુરમાં આવી ચઢ્યા. ત્યાં પરસ્પર ધર્મવિચારને પ્રગટ કરતા પાંચ કુલપુત્રકોને જોઇને તેઓ શું કહે છે, તે પાસે આવીને તેઓ સાંભળવા લાગ્યા. તેમાં પ્રથમ અભવ્ય કહેવા લાગ્યો:—"પુણ્ય, પાપ, તેનું ફળ, ભોક્તા, પરલોક, જીવ તથા બંધ અને મોક્ષ—એમાંનું કશું નથી. શીતતા, ઉષ્ણતા, આતાપના, લોચ અને મલિનતા ધારણ કરવારૂપ વ્યથાઓ, ધર્મબુદ્ધિથી સહન કરવામાં આવે છે, પણ તે કેવળ કાયક્લેશને માટેજ છે. ક્ષુધા, મરણ, તપકર્મ, પ્રવ્રજ્યા, ભોગવંચના (ત્યાગ), દેવાદિની અર્ચા, અર્થનો (ધનનો) વ્યય, મૌન અને જટાધારણ—એ માત્ર દંભજ છે. ધર્મકથાનું કથન એ મુગ્ધલોકને ઠગવા માટે જ છે. તેથી તાત્ત્વિક એવા વિષયોજ સ્વેચ્છાથી સેવન કરવા યોગ્ય છે." દૂરભવ્ય કહેવા લાગ્યો કે—"ઇંદ્રિયસુખનો ત્યાગ કરીને પરલોકના સુખને માટે જે યત્ન કરવો, તે પોતાના હાથે પક્ષીઓને ઉડાડીને પાશ (જાળ) રચવા બરાબર છે. માટે જે કાંઈ પ્રાપ્ત થયું હોય તે ભોગવી લેવું, પી લેવું અને પહેરી લેવું એજ ધર્મ મને તો ઇષ્ટ લાગે છે." ભવ્ય કહેવા લાગ્યો કે—"ધર્મ અને અધર્મ બંને સારા છે. જાણ પુરૂષોએ તે બંનેનું સમાન ભાગે સેવન કરવું, પણ એકમાંજ આસક્ત ન થવું." આસન્નસિદ્ધિક બોલવા લાગ્યો કે—"ધર્મ એ સર્વ અર્થોનું સાધન છે, અને ચારે પુરૂષાર્થોમાં તે મુખ્ય છે, માટે સજજનોએ સાવધાન થઇને નિરંતર તેનું જ સેવન કરવું. પરંતુ આજીવિકા વિગેરેને માટે ગૃહસ્થોને ઉદ્યોગ કરવો યોગ્ય છે, તો પણ ઐહિક કાર્યોમાં તેમણે માત્ર બે ત્રણ પહોરજ વ્યતીત કરવા." એટલામાં નિર્દોષ બુદ્ધિવાળો તદ્ભવસિદ્ધિક કહેવા લાગ્યો કે—"ઉત્ત-

મોત્તમ પુરૂષોએ જેનું સેવન કર્યું છે એવો અને સર્વ પ્રકારના સાવદ્યનો ત્યાગ કરવાથી જે આ લોક અને પરલોકમાં કલ્યાણકારી છે એવો સાધુધર્મ જ હિતાર્થી પુરૂષોને નિરંતર સેવવા યોગ્ય છે."

તે પાંચેના વાક્યાનુસારે પાંચે સાર્થવાહોને પોતપોતાની કન્યાને ઉચિત વર હોવાથી તે પસંદ પડ્યા. તેથી તેમને સાર્થવાહ કહેવા લાગ્યા:–"તમને અમારી પુત્રીઓ પરણાવીએ પણ તમારે એમની આજ્ઞાને વશ રહેવું." આ પ્રમાણે તેઓએ કબુલ કર્યું. પછી અભવ્ય મહામોહની નરકગતિ નામની કન્યા પરણ્યો, દૂરભવ્ય અતિમોહની કન્યા તિર્યંગ્ગતિને પરણ્યો, ભવ્ય સંમોહની નૃગતિ નામની પુત્રી પરણ્યો, આસન્નસિદ્ધિક મોહની સ્વર્ગતિ નામે કન્યા પરણ્યો અને તદ્ભવસિદ્ધિક ક્ષીણમોહની સિદ્ધિ નામની પુત્રી પરણ્યો. પોતપોતાને યોગ્ય પ્રિયાની પ્રાપ્તિ થવાથી તેઓ અતિશય હર્ષિત થવા લાગ્યા. વધૂ વરના ઉચિત સ્નેહસંબંધથી પ્રસન્ન ચિત્તવાળા થઇને મહામોહાદિક પણ પોતપોતાના જમાઈ પાસેજ રહ્યા.

હવે પાંચે અભવ્યાદિકોએ પોતપોતાની વલ્લભા સાથે નિરંતર સુખ ભોગવતાં ઘણો કાળ વ્યતીત કર્યો. અન્યદા ધન કમાવાને માટે સર્વ સામગ્રી મેળવીને પાંચ વહાણમાં નાના પ્રકારના ભાંડ (કરિયાણા) ભરી કૌતુક મંગલ કર્યું છે જેણે એવા તે પાંચે કુળપુત્રોએ પોતપોતાની સ્ત્રી સહિત ઉત્સાહિત થઇને સારે દિવસે રત્નદ્વીપ તરફ પ્રયાણ કર્યું. તેમનાં વહાણ વેગથી સમુદ્રની અંદર ગમન કરતાં હતાં, તેવામાં તેમનું જાણે સાક્ષાત્ ભયંકર દુર્દૈવજ હોય એવું એક વાદળું આકાશમાં પ્રગટ થયું. તરતજ ઉલ્કાપાત સમાન વિજળીના ઝબકારાથી, તીવ્ર અને મોટા ગર્જારવથી, જ્યાં પોતાની ભુજાઓ પણ ન દેખાય એવા નિબિડ અંધકારથી આકાશ વ્યાપ્ત થઇ ગયું. તે વખતે વહાણમાં બેઠેલા સર્વ લોકો પોતાના જીવિતની આશા મૂકીને આ લોક અને પરલોકમાં કલ્યાણકારી એવા દેવગુરૂનું સ્મરણ કરવા લાગ્યા અને ધન, પુત્ર અને કલત્રાદિકમાં વ્યામૂઢ થયેલા કેટલાક કાયર

લોકો મરણ આવેલું જોઇને મૂર્છા પામવા લાગ્યા. થોડા વખતમાંજ મુશળ જેવી પાણીની ધારાઓને વરસાવતા વરસાદે તેમના અભાગ્ય યોગે તત્કાલ વહાણોને પાણીથી પૂર્ણ કરી દીધાં, અને દુર્ભાગીના ઈષ્ટસિદ્ધિ વિનાના મનોરથની માફક તેમના તે પાંચે વહાણો સ્મરણશેષ થઈ ગયા ( ડૂબી ગયા ). યાનપાત્રમાં બેઠેલા બધા લોકો સામુદાયિક કર્મના યોગે હાહારવ કરતા સતા તત્કાલ મરણ પામ્યા. તે વખતે પોતપોતાની પ્રિયા સહિત અભવ્યાદિ પાંચેને નશીબયોગે એક એક વહાણનું પાટીયું હાથ લાગ્યું. તેના આલંબનથી અતિ ચપળ એવા કલ્લોલથી આમતેમ અથડાતા અને સ્થાને સ્થાને તિમિંગિલાદિ મત્સ્યોથી ભક્ષણ કરાતા એવા તે પાંચે પુરૂષો પાટીઆવડે તરતા તરતા સાત દિવસે સમુદ્ર ઉતરીને દૈવયોગે કંથારિકુડંગ નામના દ્વીપે આવી પહોંચ્યા. સમાન દુઃખવાળા એવા તે પાંચે ત્યાં એકઠા મળ્યા, એટલે તેઓ આ પ્રમાણે કહેવા લાગ્યા કે—" ભાઇઓ ! આપણું પુણ્ય હજી પણ જાગતું છે, કે જેથી આપણે બધા સાથે મળ્યા. પછી વસ્ત્ર વિનાના એવા તેઓ પોતાના શરીરની સ્થિતિને માટે સ્થાનની શોધ કરતાં ફરવા લાગ્યા. ત્યાં તે પાંચે જણાએ ઘરની આકૃતિ ( આકાર ) વાળા પાંચ વૃક્ષો દીઠા. ત્યાં અભવ્ય પોતાની નરકગતિ નામની ભાર્યાની સાથે કપિકચ્છુ નામના વૃક્ષની અંદર પ્રસન્ન મનથી રહેવા લાગ્યો, દૂરભવ્ય પોતાની તિર્યગ્ગતિ પ્રિયા સાથે કંથારિવૃક્ષમાં રહેવા લાગ્યો, ભવ્ય નરગતિ નામની કાંતા સાથે બદરીવૃક્ષમાં રહેવા લાગ્યો, આસન્નસિદ્ધિક પોતાની સ્વર્ગતિ નામની પ્રણયિની સાથે કાકોદુંબરિકા નામના વિશાળ વૃક્ષ નીચે રહ્યો અને તદ્ભવસિદ્ધિકે પોતાની સિદ્ધિગતિ નામની પ્રેયસી સાથે કરણીસાર નામના વૃક્ષ નીચે વાસ કર્યો. આ પ્રમાણે આશ્રય મળવાથી કાંઇક ચિત્તમાં નિવૃત્ત થઇને તૃષાને લીધે તે પાંચેએ કોઇક ખાબોચીયામાંથી ખદિરના રસ મિશ્રિત પાણી પીધું. પછી ક્ષુધાતુર એવા તેઓ અત્યંત પરિપકવ એવા કોઠ વિગેરે ફળોથી પોતાની પ્રિયા સહિત નિરંતર પોતાનું ગુજરાન ચલાવવા લાગ્યા. ત્યાં આદ્ય

બે અભવ્ય અને દૂરભવ્ય તો હર્ષિત થઇને બહુજ સુખ માનવા લાગ્યા, ભવ્ય સુખ અને દુઃખ ન માનતો રહ્યો, આસન્નસિદ્ધિક દુઃખ માનવા લાગ્યો અને તદ્ભવસિદ્ધિક તો અત્યંત દુઃખ માનવા લાગ્યો.

એક દિવસે અનુકૂળ પવનથી ત્યાં વૃક્ષો પલ્લવિત થયા. તે જોઇને અભવ્ય આ પ્રમાણે કહેવા લાગ્યોઃ—"આ વૃક્ષોમાં હવે થોડા વખતમાં પુષ્પ અને ફળ આવશે, માટે આપણું ભાગ્ય હવે ઉપસ્થિત થયું." દૂરભવ્યે તેની વાત આનંદથી કબૂલ કરી લીધી. ભવ્યને તો તે સાંભળીને હર્ષ કે વિષાદ કાંઈ પણ ન થયો. અને "આ જો હર્ષનું સ્થાન હોય તો પછી વિષાદનું સ્થાન કયું ?" આ પ્રમાણે આસન્નસિદ્ધિક અને તદ્ભવસિદ્ધિક કહેવા લાગ્યા.

હવે ભાંગેલ વહાણની નિશાની એક વૃક્ષ ઉપર બાંધીને તેઓ પોતપોતાના વૃક્ષનું રક્ષણ કરતા સુખે રહેવા લાગ્યા. તે નિશાની જોવાથી સુવિત્ત નામનો કોઈ વહાણવટી 'આ દ્વીપમાં કોઇ ભગ્ન[1]નાવ છે' એમ સમજ્યો. કૃપાળુ હૃદયવાળા તેણે તેજ વખતે તેમને લાવવાને નાવ સાથે પોતાના માણસો ત્યાં મોકલ્યા. તેઓએ વહાણવટીની વાત કહીને તેમને આ પ્રમાણે કહ્યું—"દુઃખના સ્થાનરૂપ એવા આ દ્વીપમાં રહેતાં તમે નાશ ન પામો ( દુઃખી ન થાઓ ) એટલા માટે અમારી સાથે ચાલો, અમે તમને શીઘ્ર સમુદ્રને પેલે પાર લઇ જઇશું" તે સાંભળીને અભવ્ય બોલ્યોઃ—"અરે ! અહીં આપણને શું દુઃખ છે ? જુઓ, અહીં સ્વયંસિદ્ધ વૃક્ષરૂપ સારૂં ઘર છે અને પુષ્પ ફળાદિક સુખેથી આપણને મળે છે. અત્યારે તો આ વૃક્ષો પણ પલ્લવિત થયા છે, એટલે સત્ફળની સમૃદ્ધિ સન્મુખજ છે, તથા હૃદય અને શરીરને આનંદ આપવાવાળી આ પત્ની પણ સદા પાસેજ છે. સમુદ્રને પેલેપાર જતાં આપણને આ કરતાં શું અધિક સુખ મળવાનું છે ? અને વળી જળમાર્ગે જતાં જીવિતનો પણ સંદેહ ભાસે છે. માટે આ દ્વીપ સારો છે, હું તો પેલેપાર આવવાનો નથી.'

---

૧ ભાંગેલા વહાણના નીકળેલા ઉતારૂઓ.

નરકગતિએ ખુશી થઇને આ પ્રમાણેનું પોતાના પતિનું વચન માની લીધું. પછી "અરે! મારે ત્યાં આવવું તો છે, પણ ઘણો કાળ વ્યતીત થયા પછી આવીશ." એમ જ્યારે દૂરભવ્યે કહ્યું, ત્યારે તેની તિર્યગ્ગતિ પત્ની બોલી:—"હે નાથ! તમે આ ઠીક બોલ્યા, મારે તે કબૂલ છે." પછી ભવ્યે તેમને આ રીતે કહ્યું:—"હમણા તમે ચાલ્યા જાઓ, કારણકે કેટલાક વર્ષો પછી હું ત્યાં આવવાનો વિચાર રાખું છું." આ બોલ તેની નૃગતિ કાંતાએ માની લીધો. પછી હું એક વરસ પછી આવીશ." એમ આસન્નસિદ્ધિકે કહ્યું, એટલે તેની સ્વર્ગતિ ભાર્યા બોલી:—"હે પ્રિય! આ તમે ઠીક બોલ્યા." તે જોઇને તેમજ સાંભળીને "અહો! આ દંપતીઓનું મન, વચન અને કાયાથી જેવું પ્રકૃતિસાદૃશ્ય[1] જોવામાં આવે છે, તેવું બીજે કયાંઈ જોવામાં આવ્યું નથી. દંપતીનો સંયોગ દૂર દૂરથી એકત્ર મળે છે, પરંતુ તેમાં ગુણ, રૂપ અને પ્રકૃતિ વિગેરેનું મળતાપણું થવું એ ખરેખર વિધાતાનીજ કુશળતા છે." કહ્યું છે કે:—

"तत्तिल्लो विहिराया, जाणइ दूरेवि जो जहिं वसइ;
जं जस्स होइ सरिसं, तं तस्स विइज्जिअं देइ."

"ચતુર વિધાતા જો કોઇ દૂર જઇને વસેલો હોય છે તો, તેને પણ જાણેજ છે, અને જે જેને સદૃશ હોય છે તે તેને વ્હેંચી આપે છે. અર્થાત્ મેળવી આપે છે." આવી તરેહના તે ચાર કુલપુત્રકોને જોઇને મનમાં વિચાર કરતા એવા તેઓએ "હવે તારે શું કરવું છે?" એમ તદ્ભવસિદ્ધિકને પૂછયું. એટલે તે બોલ્યો કે:—"હે નિષ્કારણ બાંધવો! કાળના વિલંબ વિના અહીંથી મને દુરંત દુઃખસમુદ્રને પેલે પાર લઇ જાઓ. આ સ્થાન મધુલિપ્ત તરવારની[2] ધારના અગ્ર ભાગને ચાટવા બરોબર છે. અહીં ઘણા પ્રકારનું દુઃખ છે અને સુખ તો અતિ તુચ્છમાત્ર છે." આ પ્રમાણેનું પોતાના પ્રિયનું કથન સાંભળીને સિદ્ધિગતિ તેની પત્ની હર્ષિત થઇને બોલી:—"હે

---

૧ સ્વભાવનું સરખાપણું. ૨ મધવડે ખરડેલી તરવારની.

પ્રાણેશ ! તમે જે કહ્યું તે મને અક્ષરે અક્ષર રૂચે છે." પછી તદ્ભવસિદ્ધિક પોતાની કાંતા સહિત, તે માણસોની સાથે નાવમાં બેસીને વેગથી વહાણવટીની પાસે ગયો. તેને પોતાનો વૃત્તાંત જણાવીને અને તેની સાથે સમુદ્ર ઉતરીને તે પોતાના સંબંધીઓને મળ્યો અને નિરંતરને માટે સુખી થયો.

"હે વત્સો ! અત્યાર સુધી તમને આ દૃષ્ટાંત કહેવામાં આવ્યું છે હવે હું તેનો ઉપનય કહું છું તે સાંભળો:—

"અહીં અભવ્યાદિક જે પાંચ કુલપુત્રકો કહ્યા, તે પાંચ ગતિમાં જવાવાળા પાંચ પ્રકારનાં જીવો સમજવા. જન્મ, મરણ અને રોગો વિગેરેથી ચારે બાજુ વ્યાપ્ત અને દુરંત એવા આ સંસારને ડાહ્યા માણસોએ સમુદ્ર કહેલો છે. દુઃખ, દારિદ્રય, દૌર્ભાગ્ય, રોગ, ઉદ્વેગાદિથી વ્યાકુળ આ મનુષ્ય જન્મ તે કંથારિકુડંગ દ્વીપ સમાન છે. નિરંતર દુઃખોનુંજ વેદવાપણું હોવાથી તિર્યગ્ગતિ અને નરકગતિને કંથારિ અને કપિકચ્છુ નામના વૃક્ષ સદૃશ કહેલી છે. પાપોદયથીજ આ બંને ગતિ પ્રાણીઓને પ્રિયારૂપે પ્રાપ્ત થાય છે. એ ગતિનો પ્રતિબંધ પ્રાયઃ પાપી જીવોનેજ હોય છે. સુખ અને દુઃખ ઉભયાત્મક નૃગતિ અને સ્વર્ગતિ છે, તેને બદરી અને ઉદંબરના વિશાળ વૃક્ષ સમાન સમજવી. સામાન્ય સુકૃતોથી પ્રાણીઓને આ બંને ગતિરૂપ પ્રિયા સંભવે છે, અને પ્રાયઃ સામાન્ય જીવોનેજ એનો વ્યાસંગ[1] થાય છે. અને ઉત્તમ પુરૂષોને તો પ્રાયઃ વસ્તુતાએ એકાંત અને અત્યંત સુખપૂરિત મહોદયગતિ જે સિદ્ધિગતિ તેનોજ નિરંતર પ્રતિબંધ થાય છે (તેનીજ ઇચ્છા થાય છે.) મનુષ્ય જન્મમાં સ્થિત (રહેલા) જીવો આધિ, વ્યાધિ અને વિયોગાદિ દુઃખ પ્રાપ્ત ન થવાની બુદ્ધિથી ફળ સમાન એવા પોતાના બાળકો (પુત્રો)નું મોહથી રક્ષણ કરે છે.[2]

---

૧ તેમાં રહેવાની ઇચ્છા. ૨ અહીં ફળને સ્થાને બાળકો સમજવા એ ભાવાર્થ છે.

સુવિત્ત નામના વહાણવટી સમાન અહીં ધર્માચાર્ય સમજવા અને નિર્યામક માણસો તુલ્ય ધર્મોપદેશક સાધુઓ સમજવા." કહ્યું છે કેઃ-

"प्राणिनोऽपारसंसार—पारावारेऽत्र मज्जतः;
तारयन्ति ततो वाचं—यमा निर्यामकाः स्मृताः"

"આ અપાર સંસારરૂપ સમુદ્રમાં ડૂબતા પ્રાણીઓને તારે છે, એટલા માટે સાધુઓને નિર્યામક કહેલા છે." નાવને ઠેકાણે અહીં નિર્દોષ જૈની પ્રવ્રજ્યા જાણવી અને અત્યંત સુખવાળું જે નિર્વાણ તે અહીં સમુદ્રનું તટ સમજવું. ચારે ગતિના પ્રાણીઓપર ઉત્તમ મૈત્રીભાવને ધારણ કરનારા સાધુઓ આ દૃષ્ટાંતમાં કહ્યા પ્રમાણે પાંચે પ્રકારના જીવોને આ પ્રમાણે ઉપદેશ આપે છે.

"કોઇ નિર્ભાગી મુસાફરે જેમ એક કાકિણી રત્નને માટે પૂર્વે કમાયેલા-પ્રાપ્ત થયેલા હજાર રૂપીયા ગુમાવ્યા. અને જેમ એક રાજા તુચ્છ અને અપથ્ય આમ્રફળ ખાઇને પોતાના જીવિત તથા રાજ્ય લક્ષ્મીથી ભ્રષ્ટ થયો, તેમ અહીં તુચ્છ ઇંદ્રિય સુખોમાં આસક્ત થઇને કેટલાક અજ્ઞ જીવો પરલોક સંબંધી સ્વર્ગ અને મોક્ષના સુખને ગુમાવી બેસે છે. હે ભવ્યો! તુચ્છ, શુક્રાદિથી ઉત્પન્ન થયેલ અને નિંદવા લાયક એવા ભોગોનો ત્યાગ કરીને ધર્મનું આરાધન કરો કે જેથી મોક્ષની પ્રાપ્તિ થાય." આ પ્રમાણેનું સાધુઓનું કથન સાંભળીને પાંચ પ્રકારના જીવો પૈકી અભવ્ય હસીને આ પ્રમાણે કહેવા લાગ્યો કે-"નિવૃત્તિ કેવા પ્રકારની છે અને તે કોણે જોઈ છે? અહીં તો સર્વ ઇંદ્રિયોને સુખકારી વિષયો તથા ઘેબર (ઘૃતના પકવાન) અને ખજૂર વિગેરેનો ઉપભોગ થાય છે, વસ્ત્ર અને આભરણાદિકનું સ્વેચ્છાથી અમે પરિધાન કરીએ છીએ અને ક્રીડા, હાસ્ય તથા કુતૂહળથી સુખે વખત ગાળીએ છીએ. એમાંનું જ્યાં એક પણ સુખ નથી તેવા તત્ત્વથી દુઃખરૂપ મોક્ષમાં જવાની પોતાનું હિત ઈચ્છનાર એવો કોણ ચાહના કરે?" આ પ્રમાણે એકાંત સુખવાળા મોક્ષ-

ની પણ અવગણના કરીને ખાડાના શૂકરની માફક વિષયરૂપ કાદવમાં નિરંતર આસક્ત રહેતો સતો અભવ્ય જીવ આધિ, વ્યાધિ, જરા, જન્મ અને મરણાદિ દુ:ખોથી પીડાઇને આ અનંત સંસારમાં નિરંતર ભમ્યા કરશે. દૂરભવ્યે તેમને આ રીતે કહ્યું કે—" હે મહારાજ ! તમે જે કહો છો તે પરિણામે હિતકારી છે, માટે તેનું હું ઘણા કાળ પછી આરાધન કરીશ, અત્યારે તો નહિ કરૂં. યૌવન, ધન સંપત્તિ, અનુકૂળ પત્ની, નિરોગી શરીર ઇત્યાદિ જે હાલ પ્રાપ્ત થયું છે, તેનો સમજુ માણસ શી રીતે ત્યાગ કરે ? યૌવનવયમાં પંચેંદ્રિય સુખનો ત્યાગ કરીને જે ધર્મનું સેવન કરવું, તે 'પીલુ ટાણે ચાંચ પાકે' એ કહેવત જેવું સમજવું." વખત જતાં પુન: સાધુ મહાત્માઓએ કરૂણાબુદ્ધિથી તેવોજ ઉપદેશ કર્યો; પરંતુ તેણે પાછો પણ પુર્વના જેવોજ ઉત્તર આપ્યો. આ પ્રમાણે સત્યાસત્ય આલંબનોથી સાધુઓને છેતરતો તે બિચારો દૂરભવ્ય પણ ધર્મને પામી શકતો નથી, તે પ્રાય: નરક અને તિર્યંચગતિમાં અને કોઇવાર મનુષ્ય અને દેવગતિમાં પણ પગલે પગલે દુ:ખાકુળ થઇને અને અનંતકાળ પરિભ્રમણ કરીને પછી યથાપ્રવૃત્તિ કરણના યોગે કર્મથી વિવર પામીને ગુરૂના ઉપદેશથી સમ્યગ્ધર્મ પામશે. પછી ધર્મનું સમ્યક્ પ્રકારે આરાધન કરતાં કેટલાક ભવ પછી સર્વ કર્મો ખપાવીને તે સિદ્ધિસુખને પામશે. ભવ્ય જીવ તે સાધુઓને આ પ્રમાણે કહેવા લાગ્યો:—" મુક્તિની કામનાથી તમારો કહેલો ધર્મ હું આરાધીશ, પરંતુ સાત આઠ વરસ પછી તે બની શકશે. કારણકે અત્યારે સ્ત્રી સગર્ભા છે, નાના છોકરાને હજી ભણાવ્યો નથી અને પુત્રીને પણ હજી પરણાવી નથી, માટે હમણાં તરતમાં તો તે બધું મારાથી મૂકી શકાય તેમ નથી." સાત આઠ વરસ પછી તેની યોગ્યતા વિચારીને સાધુઓએ પુન: તેને કહ્યું:—" હે ભદ્ર! હવે આર્હતી દીક્ષાને અંગીકાર કર." એટલે આર્હતધર્મને અંગીકાર કરીને સંવેગમાં તરતો એવો તે ( ભવ્ય ) સાત આઠ ભવમાં કર્મથી રહિત થઈ મોક્ષને પામશે. હવે તે સાધુઓનો ઉપદેશ સાંભળીને આસન્નસિદ્ધિક આ પ્રમાણે ક-

હેવા લાગ્યો:—“ હે પ્રભો! તમે જે કહ્યું, તે અમૃતના પાનની માફક મને અત્યંત રૂચે છે; પરંતુ સ્ત્રી અપત્યાદિના પ્રેમબંધનથી હું બંધાઈ ગયો છું, તેથી તે બધું મૂકી દેવાની જો કે ઇચ્છા છે છતાં ગૃહસ્થપણાને એકદમ હું મૂકી શકતો નથી, પરંતુ પ્રિયા અને અપત્યવિગેરેના પ્રતિબંધને આસ્તે આસ્તે છોડી દઇને આવતા વરસે હું જરૂર આપના ઉપદેશ પ્રમાણે વર્ત્તીશ.” પછી બીજે વર્ષે સાધુના ઉપદેશથી શ્રદ્ધાળુ થઇને તેણે તરત જૈની દીક્ષા ગ્રહણ કરી અને તેનું સમ્યક્ પ્રકારે આરાધન કરીને તે સ્વર્ગમાં ગયો. ત્યાં ઘણો કાળ સુખ ભોગવશે અને ત્યાંથી મનુષ્યગતિમાં આવીને મોક્ષ પામશે. હવે પુણ્યના માહાત્મ્યથી પૂરિત એવું સાધુનું વચન સાંભળીને તદ્ભવસિદ્ધિક હર્ષિત થઇને આ પ્રમાણે કહેવા લાગ્યો:— “અનાદિકાળથી મોહનિદ્રાના યોગે નષ્ટ ચેતનાવાળા એવા મને, સાધુઓને વિષે શ્રેષ્ઠ એવા તમે સમ્યક્ પ્રતિબોધ આપ્યો છે. ખરેખર! હું ધન્ય પુરૂષો કરતાં પણ ધન્ય છું, કારણકે અત્યારે ઉન્માર્ગે જતા એવા મને તમે સન્માર્ગના ઉપદેશક મળ્યા છો. આ અપાર સંસાર સાગરમાં બૂડતો એવો હું, સદ્ધર્મનાવયુક્ત નિર્યામક સમાન તમને પામ્યો છું. પાંચ ઇંદ્રિયરૂપ ચોરોએ સ્નેહપાશથી બાંધીને ક્ષુધા, પિપાસાદિ દુ:ખથી પીડાતા એવા મને સંસારરૂપ કેદખાનામાં નાખ્યો છે. ત્યાં જન્મ, મરણ, આધિ અને વ્યાધિરૂપ તર્જનોથી (ચાબકાથી) દરરોજ માર ખાતો એવો હું આટલો કાળ કંઈ પણ શરણ પામ્યો નહોતો, અત્યારે સારા ભાગ્યયોગે અશરણને શરણ આપવાવાળા અને બંધનબદ્ધને મુક્ત કરવાવાળા એવા તમે મને પ્રાપ્ત થયા છો. સંસારમાં મનુષ્ય અને દેવતાની સંપત્તિ પામવી સુલભ છે; પરંતુ પ્રાણીઓને સદ્ગુરૂનો સંયોગ મળવો અતિ દુર્લભ છે. અતિ આસક્તિથી ઘણીએ વાર છએ રસો મેં મેળવ્યા (ભોગવ્યા) છે પણ પ્રાણીઓના જન્મ મરણને હરણ કરવાવાળું એવું સદ્ગુરૂના વચનરૂપ અમૃત ક્યારે પણ મેં મેળવ્યું નથી. વિદ્વાન્ માણસ પણ ગુરૂની સહાયતા વિના સમ્યક્તત્ત્વને જાણી શકતો નથી. જેમ અંધકારમાં સારા નેત્ર-

વાળો મનુષ્ય પણ દીવા વિના પદાર્થોને જોઈ શકતો નથી. વળી જેમ સંસારના અસાર સુખને મેળવવા માટે પ્રાણીઓ પ્રયત્ન કરે છે, તેમ જો ભાવથી જૈન ક્રિયાને માટે પ્રયત્ન કરે તો મોક્ષ કરતલમાંજ છે. વિષવ્યાપ્ત પકવાન સમાન નાના પ્રકારના દુઃખથી સંયુક્ત એવા સાંસારિક સુખથકી હું હવે નિવૃત્ત થયો છું. દ્રવ્યોપાર્જનવર્જિત વ્યાપારની જેમ જિનધર્મના આરાધન રહિત આટલો વખત વૃથા ગયો, તે મને બહુ ખટકે છે. માટે હે મુનિસત્તમો! સંસાર સાગરથી તારવાવાળી, પાપને હરવાવાળી, પ્રાણીઓને કલ્યાણકારિણી એવી આર્હતી દીક્ષા મને સત્વર આપો, કારણ કે ભારે કર્મી જીવોને ધર્મમાં અંતરાય પ્રાયઃ તરત આવે છે. એટલા માટેજ પ્રાજ્ઞ પુરૂષો કહી ગયા છે કે–ધર્મની ઉતાવળી (ત્વરિત) ગતિ હોય છે.” આ પ્રમાણે વધતા વૈરાગ્યથી શ્લેષ્મની જેમ તત્કાળ સંસારનો વાસ તજી દઇને તે મુનિની પાસે તેણે દીક્ષા અંગીકાર કરી. પછી નિરંતર અપ્રમત્ત રહીને સાધુ ધર્મને આચરતો એવો તદ્ભવસિદ્ધિક, સર્વ કર્મનો ક્ષય કરી તેજ ભવે મુક્તિપદને પામ્યો. પાપકર્મથી પ્રાયઃ નરક અને તિર્યંચગતિમાં સંચરતો અને કોઇવાર અજ્ઞાન કષ્ટક્રિયાથી દેવ અને મનુષ્ય ગતિમાં જતો એવો ભવ્ય પણ ભાગ્યહીનને જેમ સુવર્ણ નિધાન મળે, તેમ અનંતકાળ જતાં અવ્યય પદ (મોક્ષ)ને પામશે. દૂરભવ્ય અનંત કાળ જતાં સિદ્ધ થશે, અથવા સાત આઠ ભવમાં ભવ્ય, ત્રણ ભવમાં આસન્ન સિદ્ધિક અને તેજ ભવમાં તદ્ભવસિદ્ધિક મોક્ષ પામશે. એમના પણ મોહના તારતમ્યથી આ પ્રકારે ભેદ થાય છે; જેટલો જેને મોહ હોય, તેટલો તેને સંસાર સમજવો. તેથી મોહના ચય અને અપચયને અનુસરીને પ્રાણીઓને સંસાર હોય છે. માટે પાપકર્મના અંકુરરૂપ દુઃખના સમૂહને આપવાવાળો અને આત્મતેજને હાનિ કરવાવાળો એવો મોહ મોક્ષાર્થી જીવોને સર્વથા ત્યાગ કરવા યોગ્ય છે. સંસારમાં જે જીવો ભમ્યા, ભમે છે અને ભમશે, એ બધો મોહનોજ મોટામાં મોટો મહિમા છે. પૈશુન્ય, ઉન્માર્ગનો ઉપદેશ, મિથ્યા

વચન, વિષયમાં અત્યંત આસક્તિ, મિથ્યાત્વમાં એકાંતસ્થિતિ (રમણતા) આર્હત ધર્મની અવજ્ઞા અને સુસાધુઓનો ઉપહાસ–ડાહ્યા માણસોએ મહામોહના આ મુખ્ય લક્ષણો કહ્યાં છે. મર્ત્યજન્માદિની સામગ્રી મેળવીને પણ મોહના પ્રભાવથી પ્રિયંગુ જેમ સંસાર અટવીમાં ચિરકાળ ભમ્યો, અને મોહનો ત્યાગ કરવાથી પત્નીસહિત તેનો પુત્ર જેમ સંસાર અરણ્યનો પાર પામ્યો, તેમ સંસારી જીવોને પણ થાયછે. હે વત્સો ! તે દ્રષ્ટાંત સાંભળો:—

"પોતનપુર નામના નગરમાં પરમ ઋદ્ધિવાળો, મિથ્યાત્વમાંજ રમણ કરનાર અર્હદ્ધર્મ, ક્રિયા, શુદ્ધ સાધુ અને શ્રદ્ધાને હસી કાઢનાર, અને ખોટા તોલ, માપ વિગેરેથી તથા ખોટું બોલવાથી પરદ્રવ્યને હરવાવાળો પ્રિયંગુ નામે શેઠ હતો. રૂપમાં રંભા જેવી પ્રીતિમતી નામની પોતાની પ્રિયા સાથે કામની તીવ્ર અભિલાષાથી તે સ્વેચ્છાએ ભોગ ભોગવતો હતો. અન્યદા "હે શેઠ ! છ દર્શનોમાં તમે કયું દર્શન માનો છો ?" આ પ્રમાણે કોઇએ શેઠને કૌતુકથી પ્રશ્ન કર્યો, એટલે મૂઢ બુદ્ધિવાળો એવો તે હસતાં હસતાં આ પ્રમાણે કહેવા લાગ્યો કે " પ્રાણપ્રિયાનું દર્શનજ હું શ્રેષ્ઠ માનું છું કે જ્યાં સરાગ પુરૂષ પણ નિર્વૃત્તિ (સુખ) પામે છે." કહ્યું છે કે:–

" प्रियादर्शनमेवास्तु, किमन्यैर्दर्शनान्तरैः;
निर्वृत्तिर्लभ्यते यस्मिन्, सरागेणापि चेतसा. "

"એક પ્રિયાનું દર્શનજ હો, બીજા દર્શનોથી શું ? જે દર્શનમાં સરાગ મનવાળા પણ નિર્વૃત્તિ (સુખ) ને મેળવી શકે છે."

મિથ્યા શાસ્ત્રોની યુક્તિઓથી મુગ્ધ લોકોને ઠગવાને માટેજ જગત્માં બીજાં દર્શનોને દાંભિક લોકોએ રચ્યાં છે. માટે જેટલા વખત સુધી તમારી પાસે આ વિષય સામગ્રી હોય, તેટલા વખત સુધી મનમાં શંકા રાખ્યા વિના યથેચ્છ વિલાસ કરો. પાખંડી લોકોથી ઠગાઇને આ પ્રાપ્ત થયેલા ભોગોનો તમે ત્યાગ કરશો નહિ." આ પ્રમાણે તે

કુબુદ્ધિ બીજાઓને પણ ઉન્માર્ગનો ઉપદેશ આપતો હતો. એક દિવસે પ્રીતિમતીએ સારા લક્ષણવાળો પુત્ર પ્રસવ્યો, એટલે શ્રેષ્ઠીએ હર્ષિત થઇને તેનો વધામણી મહોત્સવ કર્યો. પિતા વિગેરેએ તેનું દેવદિન્ન એવું નામ રાખ્યું. નિરંતર પાંચ ધાત્રીઓથી લાલન કરાતો તે સુખે વૃદ્ધિ પામવા લાગ્યો. યોગ્ય અવસરે ભાગ્ય અને સૌભાગ્યના સ્થાનરૂપ એવા તેને ભણવાને માટે પિતાએ કળાચાર્ય (બ્રાહ્મણ)ને ઘેર મૂકયો. તે પણ ઉદ્યોગી થઇને અનુક્રમે બહોંતેર કળા શિખવા લાગ્યો. હવે તેજ ગામમાં સુંદર નામનો ધનિક સાર્થેશ રહેતો હતો. રૂપમાં રતિ કરતાં ચઢીયાતી, ગુણાદિવડે બીજા બાળકોને શરમાવનારી અને સ્ત્રીઓમાં મુગટ સમાન એવી સરસ્વતી નામે તેને પુત્રી હતી. તે પણ નિરંતર કાળજી રાખીને તેજ કલાચાર્યની પાસે સ્ત્રીજનને ઉચિત એવી ચોસઠ કળાઓ શિખતી હતી. એક દિવસે કાંઇક અનુચિત કામ થયે છતે, ઉપાધ્યાય મનમાં અતિશય ક્રોધ લાવીને પોતાની સ્ત્રીને નિર્દયરીતે માર મારવા લાગ્યો. તે વખતે દેવદિન્નાદિ બધા વિદ્યાર્થીઓ દયાર્દ્ર મનવાળા થઇને તરત અંદર આવીને ઉપાધ્યાયને અટકાવવા લાગ્યા. સરસ્વતી તે હકીકતની અવજ્ઞા કરીને પોતાના સ્થાનથી ઉઠી પણ નહિં, તેથી દેવદિન્ન મનમાં આશ્ચર્ય પામીને એકાંતમાં તેણીને પૂછવા લાગ્યો. “ હે સુભગે ! ઉપાધ્યાય જ્યારે પોતાની સ્ત્રીને મારતા હતા, તે વખતે કેમ તેં ઉઠવાની પણ દરકાર કરી નહિ ? ” આ સાંભળીને તે જરા મુખ મરડીને બોલી કે:—“ આ કુનારીની ચિંતાથી મારે શું પ્રયોજન છે ? ’ દેવદિન્ન કહે—“ આ કુનારી શી રીતે ? ” ત્યારે પુન: તે કહેવા લાગી:—“ સુનારી તો તેજ કહેવાય કે જે પોતાના દાસની જેમ પતિ પાસે ઘરનાં કામ કરાવે અને આપત્તિ વખતે તેને સહાય કરે, અને જો તેમ કરવાને અસમર્થ હોય તો પતિની આજ્ઞા પ્રમાણે ચાલે. તેથી આ તો કુનારી છે કે પોતે તેવી શકિત નહીં છતાં પતિની આજ્ઞા પ્રમાણે ચાલતી નથી. એટલે પોતાના લક્ષણોએજ તે કુતરીની જેમ કૂટાય છે. ” સર્વ પુરૂષોની અવજ્ઞાથી ગાજતું

અને ઉચ્છૃંખલ એવું તેણીનું વચન સાંભળીને દેવદિન્ન ક્રોધ સહિત આ પ્રમાણે મનમાં વિચાર કરવા લાગ્યો કે—"બધા સ્વજન વર્ગની સાક્ષીથી આને પરણીને પછી તરતજ એનો મારે અવશ્ય ત્યાગ કરી દેવો; નજરથી પણ મારે એને જોવી નહિ, કે જેથી પોતાના ગર્વિષ્ઠ વચનનું ફળ તે અનુભવે." દક્ષ સરસ્વતી ઇંગિતથી તેનું તેવા પ્રકારનું આકૂત (રહસ્ય) સમજી ગઈ. હવે તે બંને પોતાને ઉચિત બધી કળાઓ શીખીને પોતપોતાને ઘેર ગયા.

અહીં દેવદિન્ન કુમારને પોતપોતાની કન્યા આપવાને માટે ઘણા શ્રીમંતો પ્રિયંગુ શેઠને ઘેર આવવા લાગ્યા; પરંતુ તે પોતાના પિતાને આ પ્રમાણે કહેવા લાગ્યો:—"હે તાત! સુંદર સાર્થેશની સુતા સરસ્વતી સિવાય બીજી કોઇને હું પરણીશજ નહિ." પોતાનો એકનો એક પુત્ર હોવાથી શેઠને તે અતિ વલ્લભ હતો, તેથી પિતા પણ તેની આ પ્રતિજ્ઞા અન્યથા કરી શક્યો નહિ. એટલે પોતાની કન્યા આપવા માટે ઘેર આવેલા બધા શ્રેષ્ઠીઓની ઉપેક્ષા કરીને તે શ્રેષ્ઠીએ સુંદરસાર્થેશને બ્રાહ્મણના મુખે આ પ્રમાણે કહેવરાવ્યું:—"હે સાર્થેશ! જે નામ અને વિદ્યામાં સરસ્વતી તમારી કન્યા છે, તેને દિવ્યસ્વરૂપી એવા મારા પુત્રને આપો. કારણ કે કળા અને સ્વભાવમાં તુલ્ય એવા દેવદિન્ન અને સરસ્વતીનો સંબંધ મને સુવર્ણ અને મણિના જેવો લાગે છે. સમાન ઋદ્ધિ અને શીલ (આચરણ) થી આપણી પ્રીતિ પ્રથમથીજ ચાલી આવે છે, તેને આ સંબંધવડે હું વધારે દૃઢ કરવા ઇચ્છું છું." પ્રિયંગુ શેઠનું આ પ્રમાણેનું કહેણ સાંભળીને સરલ સ્વભાવી સુંદરસાર્થપતિએ તે વખતે પોતાની પુત્રી સરસ્વતીને બોલાવી, અને તેને પોતાના ખોળામાં બેસારીને સ્નેહથી આ પ્રમાણે કહેવા લાગ્યો:—"હે વત્સે! દેવદિન્ન કુમારને માટે તારી માગણી કરવા પ્રિયંગુ શ્રેષ્ઠીએ આ બ્રાહ્મણને અહીં મોકલેલ છે." સરસ્વતી દેવદિન્નના દુષ્ટ વિચારને સારી રીતે જાણતી હતી, છતાં કુશળતાથી પોતાના બોલને સિદ્ધ કરી બતાવવાને ઇચ્છતી એવી તે પિતાને

કહેવા લાગી—" હે તાત ! તમે બીજા કોઇને પણ મને આપશો તો ખરાજ, તો પછી કુળ, સ્વભાવ, વય અને વિદ્યા વિગેરેથી તે મારે લાયક છે." સરસ્વતીના આવા ઉત્તરથી સંતુષ્ટ થઇને સુંદરશેઠ બ્રાહ્મણની સાથે પ્રિયંગુ શેઠને ઘેર ગયા, અને પોતાની કન્યા તેણે દેવદિન્નને આપી. પછી શુભ લગ્નમાં મોટા મહોત્સવથી પરસ્પરના સંન્માન તથા સત્કારથી તેમનો વિવાહ સરસ રીતે ( આનંદદાયક ) થયો, પરંતુ દુષ્ટ હૃદયવાળો દેવદિન્ન સરસ્વતીને પરણીને તેજ વખતે તેણીને તેના પિતાને ઘેર મૂકીને પોતાને ઘેર ચાલ્યો આવ્યો. મિત્રો અને સંબંધીઓએ લોકવિરૂદ્ધાદિ અનેક યુક્તિઓથી તેને ઘણીવાર સમજાવ્યો; પણ તે સરસ્વતીને તેના પિતાને ઘેરથી પોતાને ત્યાં લાવ્યો નહિ. પ્રિયંગુ શ્રેષ્ઠી કંઇ કંઇ બાનાથી તેણીને ઘરે લાવવા ઇચ્છતો હતો; પણ પોતાનો પુત્ર દૂભાશે એવા ભયથી તે કોઇ દિવસ તેને પોતાને ઘેર લાવી શકયો નહિ. મન, વચન અને કાયાથી નિર્મલ શીલ પાળતી સરસ્વતી ખેદરહિત પિતાને ઘેર રહેવા લાગી. અને દેવદિન્ન પિતાના પ્રસાદથી નિશ્ચિંત થઇને મિત્રોની સાથે ઉદ્યાનાદિને વિષે નિરંતર નાના પ્રકારની ક્રીડાઓ કરતો ફરવા લાગ્યો.

હવે એક દિવસે બે ત્રણ મિત્રોની સાથે વાત કરતાં વ્યગ્ર મન વડે લીલાપૂર્વક રાજમાર્ગે ચાલતાં સરત ચૂકથી દેવદિન્નનો સ્કંધ, માર્ગમાં સામે આવતી કામપતાકા નામની રાજમાન્ય પણાંગના ( વેશ્યા ) સાથે અથડાઇ ગયો. રાજાની પ્રસાદપાત્ર એવી તેણીએ મનમાં બહુજ ખેદ પામીને દેવદિન્નનો હાથ પકડી ઇર્ષ્યાસહિત આ પ્રમાણે કહ્યું:—"યૌવનમાં પોતે કમાયેલ લક્ષ્મીને ત્યાગ ( દાન ) ભોગાદિથી ભોગવતાં માણસને કદિ આવો ગર્વ હોય તો તે યોગ્ય છે, પરંતુ તું તો પિતાની લક્ષ્મીનો ઉપભોગ કરે છે, છતાં હે શ્રેષ્ઠિકુમાર ! મિથ્યા અહંકારને ધારણ કરીને સ્કંધથી માણસોને આઘાત કરતો આમ શું ચાલ્યો જાય છે ? સોળ વર્ષનો થયા છતાં જે પુત્ર પિતાની લક્ષ્મી ભોગવે છે, તે પૂર્વના ઋણ સંબંધથીજ તેને ત્યાં આવેલો સમજવો. કહ્યું છે કે:—

" मातुः स्तन्यं रजःक्रीडा, मन्मनावागलज्जता;
शैशवे भान्ति निर्हेतु-हास्यं भोगः पितुः श्रियः."

"માતાનું સ્તનપાન, ધૂલીક્રીડા, મન્મન (કાલુંકાલું) બોલવું, લજ્જા (વસ્ત્ર) રહિત રહેવું, કારણ વિના હસવું અને પિતાની લક્ષ્મીનો ઉપભોગ કરવો એ બધું બાલ્યાવસ્થામાંજ શોભે છે." વળી કહ્યું છે કે:—

" स्वसा पित्रार्जिता लक्ष्मीः, परस्त्री च परार्जिता;
स्वार्जितैव ततो भोक्तुं, युज्यते महतां ध्रुवम्."

પિતાએ ઉપાર્જન કરેલી લક્ષ્મી તે બ્હેન સમાન છે અને બીજાએ ઉપાર્જન કરેલ લક્ષ્મી તે પરસ્ત્રી સમાન છે; માટે મહત્પુરૂષોને પોતે કમાયેલ (ઉપાર્જેલ) લક્ષ્મીજ ભોગવવી યોગ્ય છે." પોતાને લજ્જાકારી છતાં તેના આ કટાક્ષ વચનોને દેવદિન્ને હિતકર ગુરૂની શીખામણ તુલ્ય માન્યા. પછી હર્ષાકુલ થઇને તેણે હૃદયમાં વિચાર્યું કે:—"આ પણાંગનાએ મને ઠીક બોધ કર્યો! લક્ષ્મી મેળવવાને યોગ્ય એવી મારી આ અવસ્થા ક્રીડામાંજ વૃથા ચાલી જાય છે. કહ્યું છે કે:—

" प्रथमे नार्जिता विद्या, द्वितीये नार्जितं धनम्;
तृतीये नार्जितो धर्मः, स तूर्ये किं करिष्यति."

"જેણે પ્રથમ વયમાં વિદ્યા મેળવી નહિ, બીજી વયમાં ધન મેળવ્યું નહિ અને ત્રીજી વયમાં ધર્મ કર્યો નહિ, તે ચોથી વયમાં શું કરવાનો હતો?" પછી તરતજ ઘેર આવીને વિનયથી મસ્તક નમાવી શુભ ઉત્સાહવાળો એવો દેવદિન્ન આદરસહિત પિતાને આ પ્રમાણે કહેવા લાગ્યો:—"હે તાત! કરિયાણાથી વહાણો ભરીને સમુદ્રની પેલે પારના દ્વીપમાં હું લક્ષ્મી મેળવવા જઇશ. માટે મને અનુમતિ આપો." શ્રેષ્ઠી લોભને વશ છતાં પુત્રના સ્નેહથી તેને કહેવા લાગ્યા:

"હે વત્સ! પરદેશ વિષમ હોય છે, તેમાં પણ સમુદ્ર તો વિશેષ વિષમ હોય છે. કુલને આલંબનભૂત તું મારે એકજ પુત્ર છે, તો પ્રાણનો સંદેહ કરાવનારી આ સમુદ્રયાત્રાથી સર્યું!" દેવદિન્ને તેના ઉત્તરમાં કહ્યું કે:—"હે તાત! ઉદ્યમથીજ લક્ષ્મી પ્રાપ્ત થાય છે; પરંતુ જેઓ ઉદ્યમમાં આલસ્ય કરે છે, તેમનાથી તો લક્ષ્મી દૂર દૂર ભાગે છે. કહ્યું છે કે:—

" अव्यवसायिनमलसं, दैवपरं पुरुषकारपरिहीनम् ;
प्रमदा इव वृद्धपतिं, नेच्छन्त्यवगूहितुं लक्ष्मीः."

"જે અવ્યવસાયી હોય, આળસુ હોય, દૈવપર આધાર રાખનાર હોય અને પુરૂષાર્થહીન હોય તેવા નરને જુવાન સ્ત્રીઓ જેમ વૃદ્ધ પતિને ઇચ્છતી નથી, તેમ લક્ષ્મી આલિંગન કરવાને (તેની પાસે આવવાને) ઇચ્છતી નથી." લક્ષ્મી તો સર્વત્ર માણસોને કષ્ટથીજ પ્રાપ્ત થઈ શકે છે. વીંધાવાની વ્યથા સહન કરે છે તે કાનજ કુંડલને ધારણ કરે છે."

આ પ્રમાણે ધન મેળવવા માટે અત્યંત ઉત્કંઠિત વૃત્તિવાળા એવા પુત્રના ઉત્સાહથી સંતુષ્ટ થઇને શ્રેષ્ઠીએ તેને અનુમતિ આપી. હવે ચાર જાતિના અનેક પ્રકારના કરિયાણાથી નાવ ભરીને અને તેને યોગ્ય બીજી પણ સર્વ સામગ્રી કરીને, 'લક્ષ્મીનું મૂળ અવિશ્વાસ છે' આ વાક્યના અર્થને મનમાં સંભારતો, 'હે વત્સ! પરદ્વીપમાં તું કોઇનો પણ વિશ્વાસ કરતો નહિ' આ પ્રકારની પિતાની હિતશિક્ષારૂપ આશીષનો સ્નેહથી સ્વીકાર કરીને, બલિપૂજા વિગેરેથી સમુદ્રદેવનું આરાધન કરીને તેમજ દીનાદિકને દાન દેતા એવા ચતુર દેવદિન્ને ઇષ્ટદેવને નમસ્કાર કરીને સારે અવસરે પરિવાર સહિત વહાણમાં બેસી જળપ્રયાણ શરૂ કર્યું.

હવે ઉત્સાહ સહિત શ્રેષ્ઠીનંદને પારસદેશના કિનારા તરફ સત્વર ખારવાઓ પાસે વહાણ ચલાવરાવ્યું. તેઓએ વહાણને સીધે

માર્ગે ચલાવવાને બહુ મ્હેનત લીધી, છતાં દુર્દૈવના યોગે પ્રચંડ પવનથી પ્રેરાઇને તે વહાણ વક્ર અશ્વની માફક ઉન્માર્ગે ચાલવા લાગ્યું. તેથી 'આ વહાણ ચોક્કસ કોઇ ખડક સાથે અથડાઇને ભાંગી જશે' એમ વિચારીને નાવમાં બેઠેલા દેવદિન્નાદિક ખેદ કરવા લાગ્યા. એટલામાં દૈવયોગે, શ્વેત અને અતિ ઉંચા છે મંદિર જેમાં એવા કોઈ અજાણ્યા દ્વીપે તે વહાણ જઇ પહોંચ્યું. એટલે જાણે પોતાને નવો જન્મ પ્રાપ્ત થયો હોય, તેમ માનતા દેવદિન્નાદિક સર્વે હર્ષપૂર્વક વહાણમાંથી જમીનપર ઉતર્યા.

દેવદિન્ને ત્યાંના કોઇ માણસને પૂછ્યું:—"આ ગામનું નામ શું ? અહીં રાજા કોણ છે ? અને તેના મોટા અધિકારીઓ કોણ છે ?" તે કહેવા લાગ્યો:—"આ ગામનું નામ અન્યાયપુર છે, હે શ્રેષ્ઠિન્ ! પ્રચંડ આજ્ઞાવાળો એવો નિર્વિચાર નામનો અહીં રાજા છે, ડાહ્યો એવો સર્વંગિલ નામે તેનો મંત્રી છે, શિલાપાત નામનો પુરોહિત છે અને અનાચાર નામનો આ રાજાનો ભંડારી છે. અહીં બધે પ્રખ્યાતિ પામેલો સર્વલુંટાક નામે કોટવાલ છે અને શ્રેષ્ઠતાને પ્રાપ્ત થયેલો અજ્ઞાનરાશિ નામનો તપસ્વી છે. રાજાની પ્રસાદપાત્ર અને નગરના બધા મોટા પુરૂષોને પણ માનનીય એવી કૂટબુદ્ધિ નામની પરિવ્રાજિકા છે. રાજાપર જ્યારે શત્રુઓનું ભયંકર સંકટ આવે છે, ત્યારે કપટબુદ્ધિની નિધાનરૂપ તે તેને યુક્તિઓ બતાવે છે. તેની બુદ્ધિના ( યુક્તિના ) બળથી રાજા બધા શત્રુઓને જીતીને તેમની સમગ્ર લક્ષ્મી પોતાને સ્વાધીન કરે છે."

આ પ્રમાણે તે માણસના મુખથી બધી વ્યક્તિઓનું સ્વરૂપ જાણીને પ્રૌઢ માણસો સાથે દેવદિન્ને રાજા પાસે જઇને તેને પ્રણામ કર્યા. ત્યાં રાજાથી સન્માન પામીને સભ્ય (સભાસદ) ને ઉચિત મર્યાદા સાચવી તે બેઠો બેઠો તે રાજ્યની વ્યવસ્થા જુએ છે, તેટલામાં પોતાના કેશને છૂટા મૂકીને પોતાની છાતીને સખ્ત કૂટતી અને ઉંચે શબ્દે પોકાર કરતી એવી કોઈ વૃદ્ધ સ્ત્રી ત્યાં આવી. એટલે "હે

અંબા ! તું કોણ છે અને શામાટે પોકાર કરે છે ? ” એમ રાજાએ પૂછયું, ત્યારે તે કહેવા લાગી:—“ હે નાથ ! હું ચોરની માતા છું અને આપના નગરમાં રહું છું; પરંતુ શુભાશુભ સંતાપ હું કદી કોઇને પણ ઉત્પન્ન કરતી નથી, કોઇની સાથે કલહ કરતી નથી તેમ હું કોઇને ઘેર પણ જતી નથી.” તે સાંભળીને “ અહો ! વાણીમાં ન આવી શકે એવું આનું સુશીલપણું જણાય છે. ” એ રીતે અંતરમાં વિસ્મય પામી રાજાએ પૂછયું કે—‘ત્યારે શું છે ?’ એટલે તે આ પ્રમાણે કહેવા લાગી—“ હે રાજન્ ! અંધની યષ્ટિ સમાન મારો એકનો એક પુત્ર, આ નગરમાં નિરંતર ચોરી કરી પોતાનો ગૃહનિર્વાહ ચલાવતો હતો, તે આજે દેવદત્ત શેઠને ઘેર ખાતર પાડવા ગયો હતો, અકસ્માત્ તેની ઉપર જીર્ણ ભીંત તૂટી પડી અને તે ત્યાંજ મરણ પામ્યો. હાહા ! હવે તેના વિના હું આધારરહિત ( નિરાધાર ) થઇ પડી છું. તો મારૂં યોગ ક્ષેમનું વિધાન કેમ થશે ? આવા પ્રકારના દુ:ખસમૂહથી દૂભાઇને હું પોકાર કરૂં છું.” રાજાએ કહ્યું:—“ હે માત ! તારો પુત્ર મરણ પામ્યો તેનો તું વિષાદ કરીશ નહિ, હું ભરણપોષણવડે તને સર્વ-રીતે સંતુષ્ટ કરીશ. ” એ રીતે દયાની લાગણીથી રાજાએ તે વૃદ્ધાને સંતોષ પમાડીને વિસર્જન કરી.

હવે રાજાએ તે દેવદત્ત શેઠને બોલાવીને કોપ સહિત કહ્યું:—“ હે દુરાત્મન્ ! તેં આવી જીર્ણ ભીંત કેમ કરાવી ? કે જેના પડવાથી બિચારો ચોર મરી ગયો.” શેઠ ભયથી કંપતો કહેવા લાગ્યો કે-“ હે સ્વામિન્ ! મારો એમાં શો અપરાધ છે ? કારણ કે મેં તો પૈસા ખરચીને બધીએ સામગ્રી સૂત્રધાર ( કડીયા ) ને તૈયાર કરાવી આપી હતી અને તેની માગણી પ્રમાણે તેને પગાર પણ આપ્યો હતો. માટે અહીં ખરી રીતે વિચાર કરશો તો તેનોજ દોષ છે. ” શેઠનો આવો જવાબ સાંભળીને તરતજ સૂત્રધારને બોલાવીને ક્રોધથી રાજાએ પૂછયું—“ અરે ! ચોરના ઘાતને માટે તેં આવી જીર્ણ ( કાચી ) ભીંત કેમ કરી ? ” તે બોલ્યો:—“ હે પ્રભો ! હું તો બરાબર ભીંત

ચણવામાંજ સાવધાન હતો, પરંતુ તે વખતે ઘણા કિંમતી શણગાર સજીને અભિનવયૌવના દેવદત્તની પુત્રી કટાક્ષપાત કરતી ત્યાંથી નીકળી, તેના રૂપમાં વ્યગ્રચિત્ત થઇ જવાથી હું જરા શૂન્ય બની ગયો અને તેથી ઇંટો બરાબર ગોઠવી શક્યો નહિ, તો એમાં મારો શો દોષ ?" સૂત્રધારનો ઉત્તર સાંભળી રાજાએ તેણીને પણ બોલાવીને કહ્યું કે—" હે મુગ્ધે ! જ્યાં એકાગ્ર મનથી સૂત્રધાર ઘર ચણતો હતો, ત્યાં તું શામાટે નીકળી?" દેવદત્તસુતાએ જવાબ આપ્યો કે:—" હે રાજન્ ! હું મારા સંબંધીને ઘેર જતી હતી, ત્યાં રસ્તામાં ઉભેલા નગ્ન પરિવ્રાજકને જોઇને લજ્જાવેશના વશથી આડે માર્ગે ચાલતાં ત્યાં થઇને જવું પડ્યું, તેથી એમાં મારો લેશ પણ અપરાધ નથી." તે સાંભળી પરિવ્રાજકને બોલાવીને રાજાએ ક્રોધથી કહ્યું કે:—" હે નિર્લજ્જ ! રાજમાર્ગમાં નગ્ન થઇને શામાટે ઉભો હતો ?" તે કહેવા લાગ્યો:—" હે પૃથ્વીનાથ ! શ્વાસને ઉંચે ચડાવીને હું ત્યાં ચિરકાલ ઉભો હતો, પણ અશ્વને શીખવતા એવા આપના જમાઇએ માર્ગમાં મને સ્ખલિત કર્યો, માટે આપ ન્યાયમાર્ગથી જુઓ કે એમાં મારો શો અપરાધ છે ?" તે જમાઇને પણ બોલાવીને રાજા રોષથી કહેવા લાગ્યો—" નગરીની અંદર બધા લોકોને જવા આવવાના માર્ગે કેમ તમે ઘોડાને વિવિધ ચાલ શીખવવા ફર્યા ?" રાજપુત્ર કહેવા લાગ્યો:—" હે રાજન્ ! એમાં મારો લેશ પણ અપરાધ નથી, પરંતુ મને એવી બુદ્ધિ આપનાર વિધાતાજ દોષપાત્ર છે." તે સાંભળી રાજા સભ્યોને કહેવા લાગ્યો:–" વિધિને પણ બલાત્કારથી બાંધીને અહીં હાજર કરો, કારણ કે હું કોઇનો પણ દુર્નય સહન કરવાનો નથી." તે વખતે ધૂર્ત્ત સભાસદો કહેવા લાગ્યા:—" હે દેવ ! તમારા પ્રચંડ શાસનથી ભય પામીને સાપરાધપણાથી તે તેજ વખતે ખરેખર ભાગી ગયો લાગે છે. પરંતુ પ્રચંડ શાસનવાળા એવા તમારી પાસેથી પલાયન કરીને પણ હે દેવ ! તે વિધિ સૂર્યથી શીયાળાની જેમ કેટલું દૂર જશે ? માટે જ્યાં ત્યાંથી પણ માણસો પાસે બાંધીને અહીં મંગાવી લેશું." આવાં પ્રકારનાં ખોટાં છતાં સાચાં

જેવા તે ધૂર્ત્ત લોકોનાં વચનોથી હૃદયમાં ખુશ થતો તે નિર્વિચાર રાજા સભા વિસર્જન કરીને પોતાને ન્યાય તત્પર માનતો ભોજનને માટે પોતાના આવાસમાં ચાલ્યો ગયો.

દેવદત્તવણિક્ આ બધી સાક્ષાત્ ન્યાયમાર્ગની કુશળતા જોઈને હૃદયમાં અતિશય વિસ્મય પામતો વિચાર કરવા લાગ્યો:—“ અહો ! નિર્વિચાર રાજાની રાજ્યનીતિની વ્યવસ્થા પૂર્વે નહિ જોયેલી અને નહિ સાંભળેલી એવી કોઈ નવીનજ પ્રકારની લાગે છે.”

પછી દેવદિન્ને સભામાંથી ઉઠી સ્વસ્થાને જઈને વહાણમાંથી માલ ઉતારી ભાડે લીધેલા ઘરમાં ભર્યો અને ક્રય વિક્રય (વેચવા અને ખરીદવા ) ના વિચારથી દેવદિન્ન ત્યાં સુખે રહેવા લાગ્યો. એક દિવસે પેલી પરિવ્રાજિકાએ તે શ્રેષ્ઠિપુત્રને પરિવાર સહિત જમાડવાને માટે આદરથી આમંત્રણ કર્યું. અને ફળો, પકવાન, ભાત, દાળ અને ઘૃતાદિ ભોજ્ય પદાર્થોથી તેણીએ સત્ય અને ઉચિત સત્કારપૂર્વક તેને જમાડ્યો. સરલ સ્વભાવી દેવદિન્ન પોતાના પરિવારસહિત ભોજનને માટે ત્યાં આવ્યો. તે વખતે નામ અને ગુણથી કૂટબુદ્ધિ પરિવ્રાજિકાએ, તેના ઉતારાના મકાનમાં એકાંત ગુપ્તસ્થાને પોતાના ખાત્રીદાર પુરૂષો પાસે એક સુવર્ણસ્થાલ રખાવ્યો. જમીને દેવદિન્ન જ્યારે પોતાને સ્થાને ગયો, ત્યારે તેણીએ તેની પાછળ એક પોતાનો માણસ મોકલ્યો અને તેના મુખથી આ પ્રમાણે કહેવરાવ્યું:—“અમારો એક સોનાનો થાળ આજે ક્યાંક ગુમ થઇ ગયો છે. તમારા પરિજન શિવાય બીજો કોઇ માણસ અહીં આવ્યો નથી, માટે તે બધાઓને પૂછીને અને ઘરમાં પણ સર્વત્ર તપાસ કરીને જલદી અમને તે પાછો સોંપી દ્યો, કે જેથી બહાર કોઇને ખબર ન પડે.” દેવદિન્ન કહેવા લાગ્યો:—“હે ભદ્ર! કદાચ કાળના પ્રભાવથી સૂર્ય પશ્ચિમ દિશાએ ઉદય પામે અને સમુદ્ર પોતાની મર્યાદા મૂકી દે, પરંતુ અમારામાંનો કોઇપણ માણસ, રમણીય પરવસ્તુમાં પણ પોતાનો હાથ નાખતો નથી; માટે પોતાને ઘેરજ જઇને તેની તપાસ કરો.”

તે પછી તેણી પોતે આવીને દેવદિન્નને પુન: કહેવા લાગી:— "હે શ્રેષ્ઠિન્ ! તે થાળ તમારાજ ઉતારામાં ક્યાંક આવેલ છે, માટે કુટુંબાચારથી આગતી એવી મને તે સુપ્રત કરી દો. જ્યાં ખાધું, ત્યાંજ ભાજન ભાંગવા જેવું તમે ન કરો. હવે જો આ રીતે સરલતાથી સમજાવતાં ( માગતાં ) નહિ આપો, તો રાજબળથી દંડયુક્તિએ કરીને પણ હું લઈશ." તેના કૂટને નહિ જાણતો સરલ દેવદિન્ન તેણીને કહેવા લાગ્યો:—"હે વાચાળ ! આમ ઓછું વત્તું વૃથા શામાટે બોલ્યા કરે છે ? શું જાતિવંત સુવર્ણમાં કદી શ્યામતા લાગી સાંભળી છે ? અમારા પરિજનને આ કર્મ કરવું કદી ઘટે નહિ, માટે તમારે ઘેરજ ક્યાંક તે થાળ હશે, તો ત્યાં સત્વર જાઓ અને પોતાના પરિવારને પૂછો. પોતાનો પૃષ્ઠ ભાગ પોતાથી શુદ્ધ થતો નથી. ( પોતાનું સ્વકલ્પિત-મન:કલ્પિત સત્ય હોતું નથી. ) આ પ્રમાણે જાણતાં છતાં તમારી જેવા ડાહ્યા માણસ બીજા ઉપર એકદમ મિથ્યા દોષનું આરોપણ કેમ કરે છે ?" આ રીતે એકબીજાની સામે બોલવાથી વિવાદ વધતે છતે, તેના ચુકાદાને માટે તે બંને રાજસભામાં ગયા. તેમના વિવાદનું વ્યતિકર સમજીને અને અન્યોન્ય વિચાર કરીને રાજાના મોટામાં મોટા સામંતોએ તેમને આ પ્રમાણે હુકમ કર્યો:—"તપાસ કરતાં તે થાળ જેના ઘરમાંથી નીકળશે, તેના ઘરનું સર્વસ્વ અવશ્ય બીજાને જશે." પછી તે પરિવ્રાજિકા અધિકારીઓની સાથે દેવદિન્નને ઘેર આવી અને તેણીએ પોતાના ખાત્રીદાર માણસો પાસે થાળની તપાસ કરાવી. પ્રથમ તો તેઓ ધૂર્તતાથી બીજે બીજે સ્થાને જોવા લાગ્યા અને પછી પોતે મૂકેલ સ્થાનથી તે લાવીને તેઓએ તેણીને સુપ્રત કર્યો. પછી રાજાદિની અનુમતિ મળતાં કૂટબુદ્ધિએ તેના ઘરમાંનું સર્વસ્વ લઇ લીધું અને દેવદિન્નને પોતાનો દાસ બનાવ્યો. આ પ્રમાણે જ્યારે દેવદિન્ન

ઉપર સંકટ આવ્યું ત્યારે કૂટબુદ્ધિના નિગ્રહના ભયથી તેના બધા પરિજનો તરતજ ત્યાંથી પલાયન કરી ક્યાંક ચાલ્યા ગયા. પૂર્વે પણ ઘણા પરદેશી વ્યવહારીયાઓને, છળથી તેમનું સર્વસ્વ હરણ કરીને તેણીએ આ પ્રમાણે દાસ બનાવ્યા હતા.

હવે કૂટબુદ્ધિને ઘેર દાસ થઇને રહેલો દેવદિન્ન નીચ કામ કરતાં અતિ દુ:ખાર્ત્ત થતો મનમાં આ પ્રમાણે વિચાર કરવા લાગ્યો:—“ ધન મેળવવાને મોટા મનોરથથી અહીં આવતાં અહા વિધાતાએ મારી કેવી દુરવસ્થા કરી મૂકી ! માણસ જુદી રીતે ધારણા કરે છે, અને દૈવ તેથી અન્યથા કરી મૂકે છે. ભૂષણને માટે વીંધવામાં આવેલ દરિદ્રીઓના કાનમાં ભૂષણને બદલે મેલ ભરાઇ રહે છે. શરણરહિત, દીન અને પરાધીન એવા મારૂં જીવિત પણ અહીંઆંજ જેમ મારૂં સર્વસ્વ ગયું તેમ જશે. આ જગત્‌માં એવો કોઈ કૃષ્ણ ચતુર્દશીનો જન્મેલો નથી, કે જે મને આ દુષ્ટ સ્ત્રીના દાસકર્મથી છોડાવે. તો પણ આ મારૂં યથાસ્થિત વૃત્તાંત કોઇ રીતે પ્રયત્ન કરી લખી મોકલીને મારા પિતાને જણાવું. ” પછી સ્વદેશમાં જતા કોઇ સાર્થવાહના હાથથી તેણે પોતાની નીશાનીવાળો લેખ પિતાને મોકલ્યો. થોડા દિવસ પછી પ્રિયંગુ શ્રેષ્ઠિને તે લેખ મળ્યો. પોતાના પુત્રની દુ:સ્થિતિ વાંચીને ( જાણીને ) તે ઉંચે સ્વરે રડવા લાગ્યો.

હવે દેવદિન્ને જે દિવસે પ્રયાણ કર્યું, તેજ દિવસે શ્રેષ્ઠી પોતાની પુત્રવધૂ સરસ્વતીને સ્નેહથી પોતાને ઘેર તેડી લાવ્યો હતો. આજે અકસ્માત્ પોતાના સસરાને દુ:ખાકુલ જોઇને ‘ આજ કંઇક નવીન છે ’ એવી આશંકારૂપ શલ્યથી તે આકુલ વ્યાકુલ થઇ ગઇ. એટલે તરતજ સસરા પાસે આવીને સસરાને નમન કરી આંખમાં આંસુ લાવીને તે પૂછવા લાગી:—“ હે તાત ! તમે આજ અકસ્માત્ દુ:ખિત કેમ છો ? ” નિસાસો નાખીને પ્રિયંગુ શ્રેષ્ઠિએ ગદ્ગદ સ્વરે તેને કહ્યું:—“ પરદેશમાં દુર્દૈવયોગે દેવદિન્નની દુર્દશા થઇ છે. ” વજ્રઘાત

સદૃશ પોતાના પતિની દુર્દશા સાંભળીને તે પતિવ્રતાનું હૃદય દુ:ખથી પૂરાઇ ગયું, પરંતુ પોતે ધીરજ રાખીને તે સસરાને પણ ધીરજ દેવા લાગી:—"હે તાત! પુત્રના દુ:ખરૂપ વ્યાધિથી તમે આમ કરૂણ સ્વરે રૂદન કરો નહિ. હે તાત! રૂદન કરવાથી કંઈ રાજ્ય મળતું નથી. હવે તો પ્રસન્ન થઇને મને પુરૂષનો વેશ આપી તમારા ઓળખીતા અને ખાત્રીદાર પરિવાર (માણસો) ની સાથે સત્વર અન્યાયપુર મોકલો, કે જેથી તે દુષ્ટ સ્ત્રીના દુરંત એવા હાસ્યકર્મથી છોડાવીને મારા બુદ્ધિબળથી તમારા પુત્રને અહીં લઈ આવું." શેઠ દુ:ખિત થઇને કહેવા લાગ્યા:—"હે મુગ્ધે! તને ખબર નથી, કે પૂર્વે અન્યાયપુરથી કોઈ કુશલક્ષેમ પાછું આવ્યું નથી. તો દૈવના વિપરીતપણાથી આ પ્રમાણે દુ:સ્થિત થયેલા પુત્રની પાછળ અજ્ઞાનને વશ થઇને ગાયની પાછળ વાછડીની જેમ પુત્રવધૂનો કેમ નાશ કરૂં?" સરસ્વતી પુન: કહેવા લાગી:—"હે તાત! તમે આવો વિચાર મનમાં ન લાવો. કારણ કે, ભાગ્યવંત પુરૂષોને પણ વિઘ્નોની પછી લાભ મળે છે." પછી પોતાના બુદ્ધિબળથી અત્યંત ઉત્સાહિત એવી તે વહુને જોઇને પોતાના પુત્રને છોડાવવાની ઈચ્છાથી ત્યાં જવાને માટે શેઠે અનુમતિ આપી.

હવે સસરાએ આપેલ પુરૂષનો વેશ ધારણ કરીને નાના પ્રકારના કરિયાણા અને નવીન પરિવાર સહિત તે સતી શુભ દિવસે સારા શુકનો થતાં નાવમાં બેસીને ચાલી. કેટલાક દિવસો જતાં તે અન્યાયપુર નગરે આવી પહોંચી અને અપૂર્વ ભેટથી ત્યાંના રાજાને સંતુષ્ટ કરીને પોતાના ખાત્રીદાર માણસોથી ભારે સન્માન પામતી તે એક ભાડે લીધેલ ઘરમાં રહી. 'કોઈ મોટા શેઠનો સોમદત્ત નામનો ચતુર પુત્ર અયોધ્યાથી અહીં આવ્યો છે.' આ રીતે તે લોકમાં પ્રસિદ્ધ થઇ. એક દિવસે લોભને વશ થયેલી પરિવ્રાજિકાએ પૂર્વની જેમ ભોજનને માટે આદર સહિત તેને નિમંત્રણ કર્યું. પરંતુ જમવા જતાં કુશલ એવી તેણીએ પોતાના ઉતારામાં ખાનગી તપાસ રાખનારા સાત

માણસોને કાંઇક શિખામણ આપીને રાખ્યા. દુષ્ટ પરિવ્રાજિકાએ પોતાનો માણસ ત્યાં મોકલીને એકાંતે કોઇ ઠેકાણે જમીનપર એક સુવર્ણદર્વી ( સોનાની કડછી ) નખાવી દીધી. તપાસ રાખનારા માણસોએ તે લઇને સરસ્વતીના હુકમથી તે પરિવ્રાજિકાના ઘરમાં એકાંતે કોઈ વૃક્ષના મૂળમાં દાટી દીધી. અનુક્રમે સ્વર્ણદર્વીને માટે પરિવ્રાજિકાએ વિવાદ કર્યે છતે પૂર્વની માફક તે બંને રાજસભામાં ગઈ. મોટા અધિકારીઓએ પ્રથમની જેમ વ્યવસ્થા કર્યે છતે પ્રથમ તેણીએ સરસ્વતીના ઉતારામાં તપાસ કરાવી. ત્યાં ક્યાંઈ પણ પરિવ્રાજિકાને દર્વી ન મળી, એટલે સરસ્વતી ખેદ પામેલી એવી તેણીને ઘેર ગઈ. બધા લોકની સમક્ષ પ્રથમ આમતેમ તપાસ કરીને પછી તે જાણીતી ત્યાં ભૂમિમાંથી માણસોએ કહાડી બતાવી. તે વખતે ત્યાં બધાની સમક્ષ નીકળેલ દર્વી જોઈને તે પરિવ્રાજિકા શોકગ્રસ્ત મુખ કરીને મનમાં વિચાર કરવા લાગી:—" નાના પ્રકારના છળ-કપટથી જન્મથી માંડીને જે ધન મેં મેળવ્યું હતું, તે સર્વ ધન આજે દુર્દૈવયોગે બધું એકીસાથે ચાલ્યું ગયું. કુબુદ્ધિવાળી એવી મેં પૂર્વે જે શ્રેષ્ઠી પુત્રોને દાસ બનાવ્યાં, તે પાપના ઉદયથીજ આજે મારૂં આ બધું ધન ગયું. " ત્યારપછી રાજા અને અમાત્યની અનુમતિથી તેણીનું મુક્તા, મણિ, સ્વર્ણ અને દ્વિપદાદિક સર્વ સરસ્વતીએ પોતાને કબજે કરી લીધું. દુષ્ટ આચરણવાળી એવી પરિવ્રાજિકાને પોતાના દાસ્યકર્મમાં રાખીને તેણીએ પુર્વે દાસ કરેલા એવા સર્વ શ્રેષ્ઠીપુત્રોને મનોહર ખાનપાન અને વસ્ત્રાદિથી સંતોષીને કુશલ આશયવાળી તેણીએ તેમને પોતપોતાના નગરે જવાને માટે તેમની ઈચ્છા પ્રમાણે વિદાય કર્યા. પછી દેવદિન્નને કહ્યું કે—" હે મહાભાગ ! તું મારી દાસીનો દાસ છે, માટે અત્યારે ઘરકામની વ્યવસ્થા કરવા તું અહીંજ રહે. હું જ્યારે મારે નગર જઇશ, ત્યારે તને તારા દેશમાં લઇ જઇશ. " એમ કહીને દેવદિન્નને પોતાની પાસે રાખ્યો. પોતાના દેશમાં ગમન કરવાની ઇચ્છાથી તે મનમાં કાંઇક ખુશી થયો અને તેણીના કહ્યા પ્ર-

માણે ત્યાં રહીને બધું કામકાજ તે કરવા લાગ્યો. લોકો કહેવા લાગ્યા કે—"અહો ! આ શ્રેષ્ઠીપુત્ર સોમદત્તની કેવી અદ્ભુત કુશળતા ! તે મહાભાગ્યશાળી જણાય છે કે જગત્‌ને ઠગવાવાળી એવી આ પરિવ્રાજિકાને પણ તેણે ઠગી લીધી." આ પ્રમાણે સર્વત્ર લોકોથી પ્રશંસા પામતી સરસ્વતીએ પોતાની ઇષ્ટાર્થની સિદ્ધિ થવાથી લાવેલ કરિયાણું વેચીને બહુ કિંમતી મણિ મુક્તાદિ વસ્તુઓથી વહાણ ભર્યું. પછી નીતિમાં નિપુણ એવી તેણીએ સ્વદેશ જવાની ઈચ્છાથી રાજાપાસે વિદાયગિરિ માગી. તે વખતે દાન અને સન્માનપૂર્વક તેનો અતિશય સત્કાર કરીને રાજાએ કૂટબુદ્ધિને તેની પાસેથી છોડાવી.

પછી ત્યાંના શ્રેષ્ઠીઓનો યથાવિધિ દાન સન્માનથી સત્કાર કરીને સરસ્વતી પોતાના પરિવાર સાથે નાવમાં બેસીને સ્વદેશ તરફ ચાલી., એક દિવસે રસ્તામાં પોતાનો પુરૂષવેશ તજી દઇને અને સ્ત્રીને ઉચિત દિવ્ય વસ્ત્રાલંકાર ધારણ કરીને સરસ્વતી દેવદિન્નને કહેવા લાગી:—"હે પ્રભો! મને અત્યારે ઓળખી શકો છો?" તેને જોઇ 'આ શું?' એ રીતે મનમાં સંભ્રાંત થઇને તે બોલ્યો—"હું કાંઇ સમજી શકતો નથી." ત્યારે તે કહેવા લાગી:—"જેને તમે પરણીને તેજ વખતે તેના પિતાને ઘેર મૂકી દીધી હતી તેજ હું તમારી પત્ની સરસ્વતી છું. આટલો વખત હું આર્હત ધર્મનું આચરણ કરતી મનમાં ધીરજ ધારીને પિતા અને સસરાને ઘેર રહી હતી. અત્યારે તમે દુઃસહ એવી મહા આપત્તિમાં આવી પડ્યા છો, એમ જાણીને પારિણામિક બુદ્ધિવાળા એવા સસરાજીએ મને તમારી પાસે મોકલી. તે પછી જે થયું તે બધું તમે જાણો છો." આ પ્રમાણે સાંભળીને તે શ્રેષ્ઠીપુત્રે પોતાની પત્નીને ઓળખી લીધી. સર્વાંગે રોમાંચિત થતો અને આનંદથી અત્યંત પુષ્ટ થતો તે જરા વિલક્ષ્ય મુખવાળો થઇને લજ્જાના વશથી નીચું જોઇ રહ્યો. તે વખતે વિનય અને ઔચિત્યમાં કુશલ એવી તે કુલબાલિકા લજ્જા, વિષાદ અને સસંભ્રાતપણાને દૂર કરવા માટે કહેવા લાગી:—"હે સ્વામિન્! છળથી તમને જીતીને પેલી પરિવ્રા-

જિહ્વાએ પોતાના હાસ્યકર્મમાં રાખ્યા, તેથી તમારે વિષાદ ન કરવો, કારણ કે કોઈ વખત મહાત્માઓ પણ વિધિના વશથી નીચા પડી જાય છે, પરંતુ તેઓ પોતાના સત્કર્મના બળથી થોડા વખતમાં પાછા તેથી વધારે ઉચ્ચ સ્થિતિ મેળવે છે. કહ્યું છે કે:—

" जइवि गुरूवल्लिगहणे, भग्गकम्मो कहवि केसरी जाओ;
तहवि हु मत्तगयाणं, पुणोवि कुंभत्थलं दलइ. "

" કદાચિત્ મોટી લતાઓની ગહનકુંજમાં કેસરીસિંહ ભગ્નક્રમ થઇને પડી ગયો હોય છતાં પાછો ( તેમાંથી નીકળીને ) મદોન્મત્ત હાથીઓના કુંભસ્થળને તે દળે છે. " તેથી સર્વોત્તમ ગુણવાળા અને સર્વ કળામાં કુશળ છતાં તેણીને તમે જીતી ન શક્યા, તો શું આટલેથીજ તમારામાં અજ્ઞાનપણું આવી ગયું ? કહ્યું છે કે:—

" यदि नाम सर्षपकणं, शक्नोति करी करेण नादातुम्;
इयतापि तस्य किं न तु, पराक्रमग्लानिरिह जाता. "

" કદાચ સર્ષવનો દાણો હાથી પોતાની સૂંઢથી લઈ ન શકે, તો એટલેથી શું તેના પરાક્રમમાં હીનતા આવી ગઇ ? " અને તમારાથી અજય્ય છતાં તે દુષ્ટાને મેં જીતી લીધી, તો તેથી શું સર્વોત્તમ એવા તમારાથી મારામાં અધિકતા આવી ગઈ ? કહ્યું છે કે:—

" यत्तमो भूमिसद्मस्थं, नाशकद्धर्तुमंशुमान्;
न तस्मादतिशेते हि, दीपस्तदपि नाशयन्. "

" ભોંયરામાં રહેલા અંધકારનો નાશ કરવાને સૂર્ય શક્તિમાન્ થતો નથી, અને દીપક તેનો નાશ કરે છે, તો તેથી શું સૂર્ય કરતાં તે વધી જાય છે ! " આવા પ્રકારના મનોહર વચનોથી તેને આનંદ પમાડીને સરસ્વતીએ તેનો હાસ્યયોગ્ય વેશ ઉતરાવી શ્રેષ્ઠીયોગ્ય વેશ

પહેરાવ્યો. તે વખતે વહાણના સર્વ માણસોનો અધિપતિ થઇને મેઘમુક્ત સવિતાની જેમ[1] તે અધિક દીપવા લાગ્યો.

હવે વિનયથી પતિનું આરાધન ( સેવા ) કરતી અને શૃંગારરસની નીક તુલ્ય સરસ્વતી સાથે આનંદ કરતાં તેણે પોતાના ચિત્તની અંદર રહેલી કલુષતાને ત્યજી દીધી અને મનમાં હર્ષિત તેમજ પોતાના માતાપિતાને મળવાને ઉત્કંઠિત એવો તે ચતુર અનુક્રમે સુખે સુખે પોતાના નગર પાસે આવ્યો. તે વખતે પુત્ર અને વધૂના કુશળ આગમનથી શેઠ બહુ ખુશ થયો અને પોતાના હાથમાં મોટી ભેટ લઇને રાજાને પ્રણામ કરી તેણે પોતાના પુત્રનું આગમન જણાવ્યું. રાજાએ પણ સંતુષ્ટ થઇને તેનો પ્રવેશ ઉત્સવ કરવાને છત્ર, ચામર, વાજીત્ર, અને પટ્ટહસ્તી શેઠને અપાવ્યા. તે પછી રાજાના પ્રસાદથી પ્રાપ્ત થયેલ તે બધું લઇને શેઠ પોતાના સ્વજન શ્રીમંતોની સાથે મોટી ઋદ્ધિ ( આડંબર ) પૂર્વક પોતાના પુત્રની સન્મુખ ગયો. ત્યાં સ્નેહથી પગે પડતા ( નમતા ) નંદનને આલિંગન કરતો અને પોતાનો વચનનિર્વાહ કરવાવાળી, વિકસ્વર મુખકમળવાળી અને દૂરથી વિનય પૂર્વક નમન કરતી એવી વધૂને સ્નિગ્ધ દૃષ્ટિથી જોતો તે શેઠ સંસાર સુખના સર્વસ્વનો અનુભવ પોતાના મનમાં કરવા લાગ્યો. હવે વાદકોએ નાના પ્રકારના વાદ્ય વગાડ્યે છતે અને લીલાસહિત વારાંગનાઓએ નૃત્ય કર્યે છતે, પછવાડે મંગલગીત ગાનારી એવી કુલીન કાંતાઓ વડે ગવાતા, ચોતરફથી ચારણોવડે જયજય શબ્દથી વખણાતા, દીન અને દુઃસ્થિત યાચકો પર સુવર્ણ અને વસ્ત્રોથી મેઘની જેમ વરસતા અને પૂર્વભવના પુણ્યસમૂહથી લોકોવડે પ્રશંસા પામતા પોતાના પુત્રને મસ્તક પર છત્ર ધારણ કરાવી, વધૂ સહિત હાથી ઉપર બેસારીને મોટા આડંબરપૂર્વક હર્ષિત થયેલા એવા શ્રેષ્ઠીએ નગરમાં પ્રવેશ કરાવ્યો. પછી ઘેર આવેલા અને પ્રિયાસહિત પગે લાગતા

---

૧ વાદળાના ઘેરાવાથી મુક્ત થયેલ સૂર્યની જેમ.

દેવદિન્નપર ચિરવિયોગથી દુઃખી થયેલી માતાએ હર્ષાશ્રુનું સિંચન કર્યું. પ્રિયંગુ અને સુંદર શ્રેષ્ઠીને ઘેર સત્પુત્રના જન્મની જેમ આઠ દિવસ સુધી આનંદપૂર્વક વર્ધાપન મહોત્સવ પ્રવર્ત્યો.

હવે એક દિવસે અવસર પામીને મસ્તકપર અંજલિ જોડી સરસ્વતી દેવદિન્નને વિનયથી આ પ્રમાણે વિનવવા લાગી:-“ હે સ્વામી ! પરણીને કાંઈ પણ કારણથી પતિએ એને તરત તજી દીધી એટલે તેના વિયોગથી દુઃખિત થઈને આ બિચારીએ દીક્ષા લઈ લીધી, એ હેતુથી આ લોકો મારૂં વૈરાગ્ય કંદક જ્ઞાનગર્ભિત છતાં દુઃખગર્ભિત સ્પષ્ટ રીતે માનશે તે કારણથી અને બાળચાપલ્યથી તમારી પાસે મેં જે ઉદ્ધૃત વાક્ય કહ્યું હતું, તે પણ એકવાર સિદ્ધ તો કરી બતાવવુંજ એવી ઇચ્છા થવાથી-આ બે કારણોને લીધે બાલ્યાવસ્થાથી તત્ત્વનો બોધ થતાં મારૂં હૃદય વિષયોથી વિરક્ત હતું અને ચારિત્ર લેવાની ઇચ્છા હતી છતાં આટલો વખત હું ગ્રહણ કરી શકી નહિ. હવે પુણ્યના યોગે બધા અંતરાયો દૂર થઈ ગયા છે, માટે હે સ્વામિન્ ! હવે ચારિત્ર લેવાની મને અનુજ્ઞા આપો. ” આ પ્રમાણે તેનું વચન સાંભળીને જેણે તેની સાથે અત્યંત દૃઢ પ્રેમ બાંધેલો છે, એવો દેવદિન્ન મનમાં બહુ ખેદ પામીને સરસ્વતીને કહેવા લાગ્યો:-“ હે પ્રિયે ! દુર્વિદગ્ધ એવા મેં વિનય અને ઔચિત્યવતી છતાં તારા જેવા સ્ત્રીરત્નને આટલો વખત દુર્વિનીત માની લીધી, માટે મને ધિક્કાર હો ! અજ્ઞાન અંધકારથી અંધ થયેલા એવા મારી પાસે પુનઃ દીપશિખાની માફક અત્યારે તેં પોતે પોતાને પ્રકાશિત કરી, તો હે ગુણવતી કાંતે ! આવી રીતે પોતાને પ્રકાશિત કરીને દૃઢતાયુક્ત તું પ્રેમી એવા મારો અત્યારે અકસ્માત્ શા માટે ત્યાગ કરે છે ? હે પ્રિયા ! આ તારો વિચાર પ્રશસ્ય છે, પણ તપશ્ચરણ ચતુર્થાશ્રમમાં ઉચિત છે, તાંબૂલમાં જેમ શર્કરાનું ચૂર્ણ યુક્ત નથી, તેમ તે યૌવનવયમાં ઉચિત નથી, હે વ્હાલી ! પ્રાયઃ સર્વ તીર્થંકરો અને તત્ત્વજ્ઞ પુરૂષોએ પણ યૌવનવયમાં વિષય

સુખ ભોગવીને વૃદ્ધાવસ્થામાં વ્રત લીધું છે. માટે અત્યારે યથેચ્છ કામભોગ સેવીને ( ભોગવીને ) વૃદ્ધવયમાં આપણે બંને સાથે વ્રત અંગીકાર કરશું." આ પ્રમાણે પતિના ઉપરોધથી સરસ્વતી પોતે તત્ત્વજ્ઞ છતાં પુર્વના ભોગફલ કર્મ ભોગવવાને માટે ગૃહસ્થાશ્રમમાં રહી. પરંતુ સંસારમાં રહ્યા છતાં સુધાસદૃશ પુણ્યબોધથી તે પતિવ્રતાએ પોતાના પતિને પ્રતિબોધીને તેને શુદ્ધ આર્હત ધર્મ શીખવ્યો. એટલે ક્રમે ક્રમે તે હૃદયની શુદ્ધ અને શ્રેષ્ઠતર પરિણતિયોગે આવશ્યક ક્રિયામાં ઉદ્યુક્ત થઇને નિશ્ચય શ્રાવક થયો. કહ્યું છે કે:–

" सामग्गिअभावेवि हु, वसणेवि सुहेवि तहा कुसंगेवि;
जं न हायइ धम्मो, निच्छयओ जाण तं सड्ढं. "

"સામગ્રીના અભાવે, દુઃખ આવતાં, સુખ આવતાં તેમજ કુસંગતમાં પણ જે ધર્મને ન તજે, તેનેજ નિશ્ચયથી શ્રાવક જાણવો." યૌવનવયમાં પણ આસ્તિકપણાથી જેમની નિષ્ઠા ધર્માનુષ્ઠાનમાંજ વર્તે છે અને નિરંતર પાપથી જેમનું હૃદય ભય પામે છે, એવા પુત્ર અને પુત્રવધૂના સંસર્ગથી તેમજ તેમના ઉપદેશથી પણ અતિ ભારે કર્મના ઉદયને લીધે પ્રિયંગુ શેઠના હૃદયમાં લેશ પણ ધર્મ પરિણમ્યો નહિ. અને તેનામાં પૂર્વે કહેલાં જે જે દૂષણો હતાં, તેમાંથી એક પણ વય પરિપક્વ થયા છતાં ઓછું ન થયું. તે ધન, ધાન્ય, મણિ, સુવર્ણ, રૂપ્ય, અને કુપ્યાદિમાં અત્યંત મૂર્છિત થયો સતો તેમજ મોહથી કામભોગને વિષે નિત્ય તીવ્રાભિલાષ ધરતો સતો નિરંતર સર્વત્ર 'મારૂં મારૂં' એ મંત્રનો જાપ કરતો, ધર્મ કે સત્કર્મનું નામ પણ લેતો નહિં. ચારે પ્રકારના આર્ત્તધ્યાનથી અને કોઇ કોઈ વખતે રૌદ્રધ્યાનથી પ્રિયંગુશેઠનું સમગ્ર જીવન એમને એમ નિષ્ફલ વ્યતીત થયું. છેલ્લે અવસરે પણ પોતાના ભારે કર્મીપણાથી ધર્મ કે પ્રભુને યાદ કર્યા

સિવાય મરણ પામીને તે વિકલેંદ્રિય જીવોમાં ઉત્પન્ન થયો. ત્યાં ઘણાં પાપો આચરીને તે દુર્ગતિમાં ગયો. એમ નીચે નીચે પડતો તે એકેંદ્રિય જાતિમાં જશે. ત્યાં જીવોના પિંડરૂપ પાંચે થાવરકાયમાં વારંવાર ઉત્પન્ન થઇને વિપત્તિની ઉત્પત્તિના દુઃખથી આર્ત્ત (આકુળ) થતો તે ચિરકાળ સંસારમાં પરિભ્રમણ કરશે.

પિતાના મરણ પછી શોકસાગરમાં નિમગ્ન થયેલા દેવદિન્ને પરલોકવાસી પિતાની ઉત્તરક્રિયા કરી. પછી સ્વજનોએ મળીને તેનો શોક નિવાર્યો અને પ્રિયંગુશ્રેષ્ઠીને સ્થાને તેને સ્થાપીને તેના પર કુટુંબના ભારનું આરોપણ કર્યું. તે પાપભીરૂ, દાક્ષિણ્યવાન્, સત્યશીળ અને દયાનો ભંડાર, શુદ્ધ વ્યવહારમાં નિષ્ઠ, દેવ ગુરૂની ભક્તિનો કરવાવાળો, સર્વજ્ઞપ્રણીત ધર્મમાં શ્રદ્ધાળુ, નિષ્કપટ હૃદયવાળો, સદ્બુદ્ધિવાળો અને અનુક્રમે વધતી જતી મહત્ત્વસંપત્તિવાળો થયો. તેવા પ્રકારના (ધર્મહીન) પિતાથી ઉત્પન્ન થયેલા આવા (ધર્મચુસ્ત) દેવદિન્નને જોઇને લોકો કહેવા લાગ્યા કે:—"અહો ! વિષવૃક્ષથી આ અમૃત જેવું સ્વાદિષ્ટ ફળ ઉત્પન્ન થયું." સમાન સ્નેહ અને શીળવાળા દેવદિન્ન અને સરસ્વતીને સુખપૂર્વક નાનાપ્રકારના દિવ્યભોગ ભોગવતાં રૂપ અને સૌભાગ્યથી સુશોભિત તથા વિનયયુક્ત જાણે શરીરધારી પુરૂષાર્થો હોય એવા ચાર પુત્રો થયા.

એક દિવસે જાણે નગરવાસીઓના પુણ્યથી આકૃષ્ટ થયા હોય એવા સમ્યક્ક્રિયા અને જ્ઞાનરૂપ ધનવાળા શ્રીયુગંધરાચાર્ય ત્યાં પધાર્યા. જેમ તૃષિત પ્રાણીઓ નિર્મળ જળથી ભરેલા સરોવર પાસે જાય, તેમ પુણ્યવંત પૌરજનો ઉત્સાહથી એમની પાસે આવ્યા. શ્રદ્ધાળુ હૃદયવાળો અને ચતુર દેવદિન્ન પણ સરસ્વતી સાથે તેમના વચનામૃતનું પાન કરવાને આવ્યો. દાહની શાંતિ, તૃષાનો ઉચ્છેદ અને મળનું પ્રક્ષાલન કરવાના હેતુથી જંગમ ભાવતીર્થરૂપ તેઓએ આ પ્રમાણે ઉપદેશ આપવો શરૂ કર્યો:—"સ્વર્ગ અને મોક્ષનું સુખ આપ-

વામાં સાક્ષીરૂપ એવો દયામય શુદ્ધ ધર્મ, ભવભીરૂ ડાહ્યા માણસોએ સર્વ પ્રકારે આરાધવો જોઇએ. જે કર્મ કરતાં પર પ્રાણીઓને પીડા થાય, એવું કર્મ મન, વચન અને કાયાથી કુશલાર્થી પુરૂષોએ કદાપિ કરવું નહિ. અન્યને વધ, બંધન વિગેરે કરવારૂપ પાપ એક વાર પણ કરવામાં આવે, તો તેનો જઘન્ય વિપાક દશગણો થાય છે અને તિવ્ર કે તીવ્રતર દ્વેષરૂપ પરિણામના વશાથી કર્યું હોય તો તેનો વધતો જતો વિપાક ક્રમથી (અનુક્રમે) અસંખ્યગણો પણ થાય છે. આગમમાં પણ કહ્યું છે કે—

" वहमारणअब्भक्खाण—दाणपरधणविलोवणाइणं;
सव्वजहन्नो उदओ, दसगुणीओ इक्कसिकयाणं. "
" तिव्वयरे उ पएसे, सयगुणिओ सयसहस्सकोडिगुणो;
कोडाकोडिगुणो वा, हुज्ज विवागो वहुयरो वा. "

" વધ, મારણ, આળ દેવું અને થાપણ ઓળવવી, વિગેરે પાપ એક વખત કરવાથી તેનો સર્વથી જઘન્ય ઉદય દશગણો હોય છે. પરંતુ તીવ્રતર પ્રદ્વેષવડે કરવાથી તેનો વિપાક સોગણો થાય, લાખગણો થાય, કોટિગણો થાય અને કોટાકોટિગણો થાય અથવા તો તે કરતાં પણ વધારે થાય. " બીજા ( અન્ય ) પરના દ્વેષથી કરવામાં આવેલ વધાદિ ઉગ્ર પાપ તો દૂર રહો; પરંતુ કપટગર્ભિત ધર્માખ્યાન પણ આગળપર મહાદુ:ખકર થાય છે. જેમ છદ્મગર્ભિત ધર્મોપદેશ પણ પોતાની ભાભીને દુ:ખનો હેતુ થવાથી ધનશ્રીને અંતે દુ:ખકારી થયો હતો. તે દૃષ્ટાંત આ પ્રમાણે:—

" અનેક શ્રીમંત શ્રાવકોથી વ્યાપ્ત એવા વસંતપુર નામના નગરમાં શુદ્ધ વ્યવહારવાળો, વાણીમાં કુશળ, ત્યાગી, ભોગી, બુદ્ધિનો ભંડાર, કરવામાં આવતાં અશેષ દુષ્કર્મોથી વિરામ પામેલો અને ધન ધાન્યની સમૃદ્ધિવાળો પરમ શ્રાવક ધનેશ્વર નામે શેઠ હતો.

શીલાદિક સદ્ગુણોથી સુશોભિત અને શ્રેષ્ઠ ભક્તિવાળી લક્ષ્મી નામે તેને સ્ત્રી હતી, તે સ્ત્રી દિવ્ય રૂપની શોભાથી પણ ખરેખર લક્ષ્મીજ હતી. પૂર્વપુણ્યના પ્રભાવથી દૃઢ સ્નેહાનુબંધવાળા તે દંપતીને દિવ્ય ભોગ ભોગવતાં કેટલોક કાળ વ્યતીત થયો. એક દિવસે રાત્રિના પાછલે પહોરે ક્યાંક ઉચ્ચાર કરાતો ( બોલાતો ) આ શ્લોક શય્યામાં સુખે બેઠેલા એવા તેમને કર્ણગોચર થયો:—

" यत्र न स्वजनसङ्गतिरुच्चै-र्यत्र नो लघुलघूनि शिशूनि;
यत्र नैव गुरुगौरवचिन्ता, हन्त तान्यपि गृहाण्यगृहाणि. "

" જ્યાં સ્વજનોની ઉંચા પ્રકારની સંગતિ નથી, જ્યાં નાના નાના બાળકો નથી અને જ્યાં વડિલોનું માન સાચવવાની કાળજી નથી, અહા ! ખેદની વાત છે કે, તે ગૃહ પણ અગૃહજ છે. " " જેને પુત્ર ન હોય તેનું ઘર શૂન્ય, જેને બંધુઓ ન હોય તેની દિશાઓ શૂન્ય, મૂર્ખનું હૃદય શૂન્ય અને દરિદ્રને સર્વ શૂન્ય છે. ઉંચે કૂદતો, નીચે પડતો, સ્ખલિત થઇ ચાલતો, હસતો અને મુખમાંથી લાળો વમતો એવો નંદન કોઈ ભાગ્યવતી ભામિનીનાજ ઉત્સંગમાં હોય છે. " આવી હકીકતવાળા શ્લોક સાંભળીને એકાંત સુખસ્વાદ છતાં ત્યારથી અનપત્યપણાને લીધે તેમનું ચિત્ત અતિશય તપવા લાગ્યું. અત્યંત સુખના ઉપભોગની અંદર, શર્કરાચૂર્ણના સ્વાદમાં આવેલી કાંકરી જેમ દુ:સહ લાગે, તેમ તે દુ:ખ તેમને અસહ્ય થઈ પડ્યું. અપત્યની પ્રાપ્તિને માટે નાનાપ્રકારના દેવ દેવીની પૂજા, યોગ કે ભોગાદિ ધરવારૂપ મિથ્યાત્વનો તેમને મિથ્યાદૃષ્ટિઓ વારંવાર ઉપદેશ દેતા હતા; પરંતુ શુદ્ધ જૈનપણાથી તેમનું સમ્યક્ત્વ વિશુદ્ધ હોવાને લીધે તેમનું મેરૂસમાન નિશ્ચળ મન જરાપણ ચલાયમાન ન થયું. તીર્થંકરની ભક્તિ, તપ તથા દીન અને દુ:સ્થિતને દાન વિગેરે સત્કૃત્યો કરવાથી તેઓ અનુક્રમે પોતાનું પૂર્વના અંતરાયરૂપ દુષ્કર્મ ખપાવવા લાગ્યા.

એક દિવસ જિનેશ્વર ભગવંતની પૂજા કરીને તેમની આગળ અરિહંતપદના ધ્યાનમાં લીન થઇ કાયોત્સર્ગે રહેલા અને અર્હદ્ભક્તિના પ્રભાવથી જેના અશુભ કર્મ ખપી ગયા છે એવા તે શેઠને 'હવે તારી અભીષ્ટ સિદ્ધિ પાસે છે' એ રીતે સ્પષ્ટ બોલતા કોઇપણ દેવે તેના સત્કર્મથી પ્રેરાઇ ત્યાં આવીને પાકેલા બે આમ્રફળ અને એક તેની ગોટલી તુષ્ટ થઇને સમર્પણ કરી. સાક્ષાત્ મળેલી તે વસ્તુઓ જોઇને શેઠ હર્ષિત થઇ વિચાર કરવા લાગ્યો કે—"! નિશ્ચય આ કોઇ સાધર્મિક દેવ મારાપર પ્રસન્ન થયેલો છે અને આજે મારા હૃદયના દુઃખને દૂર કરવા માટે મને આ વસ્તુ સમર્પણ કરીને તેણે ભાવિ બે પુત્ર અને એક પુત્રીરૂપ ત્રણ અપત્યોની પ્રાપ્તિનું સૂચન કરેલું છે."

પછી વિશેષરીતે હર્ષિત હૃદયથી સદ્ધર્મનું આચરણ કરતાં તેમને અનુક્રમે બે પુત્ર અને એક પુત્રી એમ ત્રણ અપત્યો થયાં. 'આ મારા ઘરના ધનનો સ્વામી થયો' એ હેતુથી શ્રેષ્ઠીએ પહેલા પુત્રનું ધનપતિ એવું નામ રાખ્યું અને તેના નામને અનુસારે પછીના બે અપત્યનાં અનુક્રમે ધનાવહ અને ધનશ્રી એવાં નામ રાખ્યાં. વખત આવતાં શ્રેષ્ઠીએ સારા ઉપાધ્યાય પાસે તે ત્રણેને યોગ્ય કળાઓ શીખવી. પછી પદ્મશ્રી અને કમલશ્રી નામની બે વણિક સુતાઓની સાથે મોટા મહોત્સવથી શ્રેષ્ઠીએ બંને પુત્રનો વિવાહ કર્યો અને સુંદરશેઠના રૂપ અને સૌભાગ્યશાળી પુત્ર સાથે યૌવનવતી ધનશ્રીને પણ તેણે પરણાવી.

ધનશ્રી દશ દિવસ આનંદથી સાસરે રહીને માબાપને મળવાની ઉત્કંઠાથી પિતાને ઘેર આવી. એટલામાં તત્કાળ ઉત્પન્ન થયેલા કોઈ તીવ્ર અને અસાધ્ય વ્યાધિની પીડાથી દુર્દૈવયોગે અકસ્માત્ તેણીનો પતિ મરણ પામ્યો. પોતાના પતિના મરણની ભયંકર ખબર

સાંભળીને હૃદયમાં દુઃખાકુળ થઇ વિલાપ કરતી ધનશ્રી આ પ્રમાણે વિચાર કરવા લાગી:—"અંગુઠાપર મૂકેલા અગ્નિની જ્વાળા માફક અત્યંત દુઃસહ એવી આ બાલવૈધવ્યની વેદના મારે શી રીતે સહન કરવી? માટે જ્વાળાવ્યાસ હુતાશનમાં આજેજ આ શરીરને હોમીને આ મોટા દુઃખની હું એક સાથે સમાપ્તિ કરૂં." તે વખતે શોકાર્ત્ત થઇને આંખમાંથી આંસુ પાડતા એકઠા થયેલા સ્વજનોએ દયાની લાગણીપૂર્વક જોવાયલી તે પોતાના પિતાને આ પ્રમાણે કહેવા લાગી:—"હે તાત! આજે અત્યારેજ પ્રસન્ન થઇને મને કાષ્ઠ મંગાવી આપો, કે જેથી હું બળી મરૂં; કારણ કે પતિમાર્ગે અનુસરવાથી સતીઓને લાભજ છે." પછી પોતાના ઉત્સંગમાં તેને બેસારીને સગદ્‌ગદ તેનો પિતા કહેવા લાગ્યો:—"હે વત્સે! તત્ત્વજ્ઞ મનુષ્યોને આવું સાહસ કર્મ કરવું ઉચિત નથી. આવો મનુષ્ય જન્મ અને સદ્‌જ્ઞાન વૃથા કેમ ગુમાવાય? હે મુગ્ધે! મનુષ્ય ભવમાં એક ક્ષણવારમાં પણ મહાન્ કર્મોનો ક્ષય થઇ શકે છે." કહ્યું છે કે:—

"जं अन्नानी कम्मं, खवेइ बहुआहिं वासकोडीहिं;
तं नाणी तिहिगुत्तो, खवेइ उसासमित्तेण."

"અજ્ઞાની જે કર્મને ઘણા કરોડો વરસે ખપાવે, તે કર્મને જ્ઞાની ત્રણ ગુપ્તિ સહિત એક શ્વાસ માત્રમાં ખપાવી શકે છે." "હે વત્સે! અગ્નિપ્રવેશાદિ અતિ દુઃસહ કષ્ટોથી પણ જો પ્રાણીઓ શુભ ભાવવાળા હોય, તો માત્ર વ્યંતરપણાને પામે છે." આગમમાં કહ્યું છે કે:—

"रज्जुग्गहविसभरकण—जलजलणपवेसतिन्नछुहदुहिओ;
गिरिसिलपडणाउ मया, सुहभावा हुंति वंतरिया."

"દોરડીથી ગળાફાંસો ખાય, વિષ ભક્ષણ કરે અને જળ કે અગ્નિમાં પ્રવેશ કરે, તૃષા કે ક્ષુધાક્રાંતપણે મરે તથા પર્વતના શિખરપર-

થી ઝંપાપાત કરે, તે વખતે જો શુભભાવ રહે તો પ્રાણીઓ વ્યંતર થાય છે." "જેમ માંત્રિક લોકો પાત્રમાં ( સ્થાનકમાં ) દોષ (વિષ) ને નિયમિત ( કબજે ) કરીને પછી મંત્ર પ્રયોગથી તેને મારે છે, ( દૂર કરે છે ) તેમ તપરૂપ અગ્નિવડે આત્માને નિયમિત કરીને ડાહ્યા માણસ શરીરને કસે છે ( અંકુશમાં રાખે છે ). હે શુભે ! અગ્નિના દાહથી ભયભીત થયેલ આત્મા તત્કાળ ઉડી ગયા પછી નિર્જીવ શરીર બાળવાથી શો ગુણ થાય ? કાષ્ટભક્ષણથી સ્ત્રીઓનું જે પતિમાર્ગાનુસરણ છે, તે પણ વ્યવહારમાત્રથી છે, વસ્તુતાએ તો તેનું પરિણામ કાંઇ નથી. સ્નેહથી સાથે મરતા જીવો પણ કર્મની પરવશતાથી પરલોકમાં ભિન્ન ભિન્ન ગતિ પામે છે." ( એક સ્થાનકે ઉપજતા નથી. ) રઘુવંશમાં પણ કહ્યું છે કેઃ—

" रूदता कुत एव सा पुन–र्न शुचा नानुमृतेन लभ्यते;
परलोकजुषां स्वकर्मभि–र्गतयो भिन्नपथा हि देहिनाम्."

" તે કાંતા હવે રૂદન કરવાથી, શોક કરવાથી કે તેની પાછળ મરી જવાથી પણ ક્યાં મળવાની હતી ? કારણ કે પોતાના કર્મવશથી પરલોકવાસી પ્રાણીઓની ભિન્ન ભિન્ન ગતિ થાય છે."

"માટે હે વત્સે ! આ બાલમરણના અધ્યવસાયને હૃદયથી છોડી દઇને શ્રદ્ધાથી સર્વ દુઃખોના ઔષધરૂપ આર્હત ધર્મનું આચરણ કર અને યથાયોગ્ય દાન દેતી, ઉજવલ શીલ ધારણ કરતી, શક્તિ પ્રમાણે તપ આચરતી અને શુભ ભાવના ભાવતી સુખે અહીં રહે. અહીં આપણે ઘેર નિરંતર રહેવાથી અને અતિ પરિચયથી તારી અવજ્ઞા થશે, એમ મનમાં લેશ પણ શંકા રાખીશ નહિ. કેમકે તું જે આપીશ, તેજ બધું મારે ઘેર ખવાશે અને તેજ પહેરાશે. તું જે શુભાશુભ કરીશ તે બધું સર્વને પ્રમાણ છે." આ પ્રમાણેનાં સુધાસમાન શીતળ વચનોથી આશ્વાસન આપીને શ્રેષ્ઠીએ પુત્રીને મરણના અધ્યવસાયથી અટકાવી.

પછી પિતાને ઘેર રહીને સંવિગ્ન મનથી શ્રદ્ધાપૂર્વક ધનશ્રી નિરંતર સાવધાન થઇને ધર્મકૃત્ય કરવા લાગી. અન્યદા અપત્યપર અતિશય પ્રેમાળ અને જન્મથી શ્રાવકધર્મના આરાધક એવા તેણીના માતાપિતા અનુક્રમે સ્વર્ગે ગયા. તેથી " અરે ! વ્યવહારની વિષમતાથી હવે તે માબાપ વિના સ્વાર્થમાંજ એક તત્પર એવા બંને ભાઇ અને ભાભીઓની આગળ મારો નિર્વાહ શી રીતે ચાલી શકશે ? " આવા સંકલ્પ વિકલ્પોથી દુઃખાર્ત્ત થઈને તે રડવા લાગી. પરંતુ બંને ભાઈઓએ માબાપનો અવસર યોગ્યરીતે સાચવીને સંબંધીઓ સમક્ષ હૃદયના પ્રેમથી ધનશ્રીને આ પ્રમાણે કહ્યું કે-" હે બ્હેન ! તમેજ અત્યારે અમારા ઘરમાં માતાની જેમ મુખ્ય છો, તો હવે પછી યથાયોગ્ય સર્વ કાર્યમાં તમારે તમારી ભાભીઓને જોડવી અને સર્વઆરંભથી મુક્ત થઇ, છપ્રકારના આવશ્યકમાં તત્પર થઇ સત્પાત્રને દાન આપતા સતા તમારે પોતાના જન્મને કૃતાર્થ કરવો. " આવાં વિનય અને ઉચિતતાગર્ભિત ભાઈઓનાં વચનોથી તે ભાભીવિગેરે સ્વજનોમાં અત્યંત મ્હોટાઇને પામી ( માનનીય થઈ ) .

હવે હળવે હળવે ધનશ્રીએ શોક મૂકી દીધો અને ચતુર એવી તે હમેશા યથાયોગ્ય બધા કામમાં પોતાની ભાભીઓને પ્રવર્ત્તાવવા લાગી. ભાભીઓ પણ શ્રેષ્ઠ કુળ અને શીલવાળી હોવાથી તેને નિરંતર પોતાની માતા સમાન ગણી તેણીના ઉપર અત્યંત સ્નેહ રાખવા લાગી. તે ત્રણે પ્રતિક્રમણાદિ કરીને તત્ત્વની જિજ્ઞાસાથી પરસ્પર હમેશા ધર્મગોષ્ઠી કરતી હતી.

હવે દીન અને દુઃસ્થિત જનોને અનુકંપાદાન, સુપાત્રોને નિર્દોષ અને ભૂષણરૂપ શ્રદ્ધાપૂર્વક દાન અને ધર્મસ્થાને જાતાં આવતાં યાચકોને ઉચિતદાન એ રીતે પોતાની ઇચ્છા પ્રમાણે દાન આપતી ધનશ્રી સર્વત્ર લોકોમાં પ્રશંસા પામી. એક દિવસે માણસોના મુખથી નણં-

દની વિશેષ પ્રશંસા સાંભળીને માયાળુ છતાં બંને ભાભીઓ મનમાં જરા ખેદ પામી અને આ પ્રમાણે વિચારવા લાગી કે:-"નણંદને આ ઘર સાથે આટલો બધો શો સંબંધ છે કે જેથી એ આપણા ધનનો આટલો બધો વ્યય કરે છે ?" પછી પાડોશણ સ્ત્રીઓની આગળ પણ કાંઇક અદેખાઇથી ઉંચા નીચા અવજ્ઞાનાં વચનો તે બોલવા લાગી. પરંપરાએ ભાભીઓનું તે કથન જાણીને હૃદયમાં કાંઇક અનુતાપ ધારણ કરતી ધનશ્રી વિચારવા લાગી કે:-" પ્રાયઃ સર્વ ભાભીઓ બધે ઠેકાણે આવીજ હોય છે, તેથી તેમના વચનથી દૂભાઇને કોણ મનમાં કંઇ પણ લાવે ? પરંતુ જો મારૂં દાન અને કામ ભાઇઓને ન રૂચતું હોય તો પછી ઘરની આટલી વેઠ હું ફોગટ શા માટે કરૂં ? અને જો ભાઈઓને તે રૂચતું હોય તો ભાભીઓના ખાલી બોલવાથી શું ? માટે ભાઇઓના હૃદયમાં મારાપર કેવી આસ્થા છે તેની પરીક્ષા કરૂં".

ત્યાર પછી એક દિવસ સાંજે કંઇ કારણસર મોટા ભાઇ નજીકમાં હતો તેવે વખતે ધર્મવિચાર કરતાં ધનશ્રીએ પદ્મશ્રીને કહ્યું કે:-" હે શુભે ! સ્ત્રીઓનો એજ ધર્મ છે કે સર્વ પ્રયત્નથી પોતાની સાડી શુદ્ધ રાખવી. બીજું બહુ બોલ બોલ કરવાથી શું ?" આ તેણીનું વચન સાંભળી મોટાભાઈ મનમાં વિષાદ લાવી વિચારવા લાગ્યો કે:-" નિશ્ચય આ મારી સ્ત્રી કયાંક ભ્રષ્ટ (શીલરહિત) થઇ જણાય છે. નહિ તો સત્ય, હિતકારી, નિર્દોષ અને મિત બોલનારી, સુશીલા અને કુશલ એવી મારી બ્હેન તેને આવા પ્રકારનો ઉપદેશ શા માટે આપે ? અહો ! કલેશથી મેળવેલા ધનથી આ વ્યભિચારિણીનું પોષણ કરતાં આટલો વખત મેં વૃથા અસતીપોષણ કર્યું. જયારે એ દોષથી દુષ્ટ થઇ , તો પછી સુરૂપવતી છતાં એનું હવે મારે શું પ્રયોજન છે ?" આ પ્રમાણે અત્યંત વિરક્ત થઈ તે પોતાના વાસગૃહે (ઘરમાં) ગયો. સમયપર ત્યાં આવેલી પદ્મશ્રીને રોષરક્ત થઇને તે આ પ્રમાણે કહેવા લાગ્યો:-" હે મહાપાપિણી ! બહાર નીકળ, મારો સ્પર્શ કરીશ નહિ." આવી રીતે ક્રોધનાં વચનોથી તર્જયેલી તે વિયોગિની અબળા રૂદન કરતી

'મેં શું પાપ કર્યું છે કે જેથી પતિ કોપાયમાન થયા' એમ વિચારવા લાગી. યાદ કરતાં પોતાનું કંઇ પણ પાપ યાદ ન આવવાથી રાત્રે કેવળ પૃથ્વીઉપરજ આળોટતી તે અત્યંત દુઃખ અનુભવવા લાગી. જેને અત્યંત અધૈર્ય ઉત્પન્ન થયું છે એવી તે સ્વલ્પ પાણીમાં માછલીની જેમ રાત્રિના ત્રણ પહોરને સો ( શત ) પ્રહર કરતાં અધિક માનવા લાગી. પ્રભાતે તેનું નિસ્તેજ મુખ જોઇને ધનશ્રીએ તેને પૂછયું—"હે સુભ્રુ ! આજે આમણદૂમણી કેમ દેખાય છે ?" સરલ એવી પદ્મશ્રીએ રાત્રિનો યથાસ્થિત અહેવાલ તેને કહી બતાવ્યો. પૂર્વના સંકેતાકારથી મનમાં હસતી ધનશ્રી તેને ધીરજ આપતી સતી બોલી કે—"હે મુગ્ધે ! તું ખેદ મ કર! તારી ઉપર તારા પ્રિય જોકે ક્રુદ્ધ થયેલા છે, છતાં હું તેને એવા પ્રકારની યુક્તિથી સમજાવીશ, કે તે તારા પર પાછા પૂર્વની જેમ સ્નેહ કરશે."

હવે પોતાના ઘરના દુર્વૃત્તથી જેને ચિત્તમાં અત્યંત અધૈર્ય ઉત્પન્ન થયું છે, એવા ભાઇને અવસરે કોમળ વચનથી ધનશ્રીએ પૂછયું "હે ભ્રાત ! આજે તમારા મુખપર શા નિમિત્તથી શ્યામતા છવાઇ ગઇ છે ?" વિશ્વાસુ એવા તેણે બ્હેનની આગળ પોતાની પત્નીનું તે દુર્વૃત્ત (દુરાચરણ) કહી બતાવ્યું. પછી ધનશ્રી ભાઇને કહેવા લાગી, "પદ્મશ્રીને તમે આવી ( આવા પ્રકારની ) શા ઉપરથી કહો છો ! બીજના ચંદ્રમાની અંદર લાંછનની જેમ એ અસંભાવ્ય છે. જો તમે એવું જોયું કે સાંભળ્યું હોય તો તે કહો, અન્યથા સતી સ્ત્રીનો દોષ કહેવો તે યોગ્ય નથી." તે કહેવા લાગ્યો કે—"બ્હેન ! તું બધું જાણે છે, છતાં મારી પાસે તે છુપાવે છે. તે દિવસે સાંજે શાટિકાદિ બોલથી તેને તું શિખામણ નહોતી આપતી ? જેમ માર્ગભ્રષ્ટને માર્ગકથન, સ્ખલિતને આલંબન, તેમ શીલભ્રષ્ટને શીલશિખામણ એ બધું સ્પષ્ટજ છે." તે સાંભળી ધનશ્રી જરા હાસ્ય કરીને કહેવા લાગી—"અહો ! મોટા વિદ્વાન્ છતાં તમારી પણ કેટલી બધી મુગ્ધતા છે, કે આવા પ્રકારનાં આત્મગોષ્ઠીનાં વચનોમાં પણ વ્યંગ્યાર્થ કલ્પી લીધો. હે ભ્રાતા !

બંને લોકનો ધ્વંસ કરનાર અને આકાશની માફક પ્રાય: અનાચ્છાદ્ય (ગુપ્ત ન રહી શકે એવું) દૌ:શીલ્યપાતક એ સ્ત્રીઓનાં સર્વ પાપમાં મોટામાં મોટું પાપ છે. તે વાત કરતાં શાટિકા વિગેરે વાક્ય તો મેં આત્મગોષ્ઠી કરતાં સ્વાભાવિક કહ્યું હતું, પણ તેને દુર્વૃત્તામાં પ્રવૃત્ત માનીને તેની નિવૃત્તિ માટે કહ્યું નહોતું. હે ભાઇ! પતિવ્રતા એવી પદ્મશ્રીમાં દુધમાં પૂરાની જેમ તેવા લેશ પણ દૂષણની વ્યર્થ શંકા કરશો નહિ." ભગિનીનાં વચનથી વિશ્વાસ પામી ધનપતિ વ્હેમનો ત્યાગ કરી સારા વિકલ્પથી પૂર્વની માફક પદ્મશ્રી ઉપર અધિક પ્રીતિ ધારણ કરવા લાગ્યો.

એક દિવસે તેવીજ રીતે ધનાવહ જ્યારે કાંઇ કામપ્રસંગે નજીકમાં હતો તેવે વખતે ધનશ્રીએ ધર્મવિચાર કરતાં તેની પત્ની કમલશ્રીને કહ્યું:—"હે શુભે! જનરંજન કરવા માટે ઘણા વચન પ્રપંચથી શું? 'પોતાનો હાથ ચોખો રાખવો' એજ સ્ત્રીઓનો ધર્મ છે." તે વાક્ય સાંભળીને ધનાવહ મનમાં ખેદ પામી વિચારવા લાગ્યો:—"અહા! ખરેખર! કુલવતી છતાં મારી પત્નીનો ચોરી કરવાનો સ્વભાવ લાગે છે. જો એમ ન હોય તો આ બ્હેન એને આવા પ્રકારની શિખામણ શા માટે આપે? કારણ કે કંઈપણ સ્ખલના વિના અશ્વ પણ કશા (ચાબુક) ને પાત્ર થતો નથી." આ પ્રમાણે વિચારીને પૂર્વની જેમ દોષની આશંકા કરીને મનમાં વિષાદ પામી તેણે પણ નિવાસસ્થાને આવેલી પોતાની પ્રિયાની નિર્ભર્ત્સના કરી. તેથી અત્યંત દુ:ખી થઇને એણે પણ તેવીજ રીતે રાત્રિ વ્યતીત કરી. સવારે જ્યારે ધનશ્રીએ પૂછ્યું, ત્યારે તેણીએ વીતેલ વાત કહી બતાવી. તે સાંભળીને મૃદુ અને શીતળ વચનોથી ભાભીને આશ્વાસન આપી. 'જાણે કાંઈ જાણતીજ નથી' એમ દંભથી એકાંતમાં તે ધનાવહને કહેવા લાગી:—"હે વીર! આજે એકાએક કમલશ્રી ઉપર કેમ કોપાયમાન થયા છો.?" તે કહેવા લાગ્યો:—"મારી આગળ એ તસ્કરીનું નામ પણ લઇશ નહિ."

ધનશ્રી કહેવા લાગી કે—"હે ભાઈ! જે કણ કણ કરીને તમારા ઘરમાં સંગ્રહ કરે છે, તેનામાં આવા અસંભાવ્યની સંભાવના કેમ કરો છો? ચંદ્રમાં ઉષ્ણતા, સૂર્યમાં અંધકાર અને પાણીમાં અગ્નિની સંભાવનાની જેમ આમાં લેશ પણ સ્તૈન્ય દોષ હોય એમ હું માની શકતી નથી." તે પુન: આ પ્રમાણે કહેવા લાગ્યો:—"જો એનામાં સ્તૈન્યસ્વભાવ ન હોય તો 'હાથ ચોખ્ખો રાખવો' એ પ્રમાણે એને તમે શા હેતુથી શિખામણ દીધી?" ધનશ્રી જરા હસીને બોલી:—"હે બંધો! પોતાના કામકાજમાં વ્યગ્ર થયેલ પુરૂષ તો ઘરમાં કોઇ વખતજ આવ જા કરે છે, પરંતુ ઘરની રક્ષામાં નિમાયલી સ્ત્રી તો આખો દિવસ ઘરમાંજ રહે છે, કદી પણ તેને મૂકતી નથી. તે પણ જ્યારે ઘરને લૂંટશે (ચોરશે) તો પછી ત્યાં રક્ષા કરનાર કોણ રહેશે! જ્યારે શ્વાનનું કામ ઉંટ કરશે ત્યારે શીકું ક્યાં બંધાશે? હે ભ્રાત! પુરૂષોને પણ સ્તૈન્ય નિષિદ્ધ (વિરૂદ્ધ) છે, અને સ્ત્રીઓને તો વિશેષ નિષિદ્ધ છે. આ પ્રમાણે સામાન્ય વાત કરતાં તે દિવસે મેં એમ કહ્યું હતું; બીજું કાંઇ કારણ નહોતું." બ્હેનના આ વાક્યોથી દોષની શંકારહિત થઇ ધનાવહે પ્રથમની જેમ મધુર આલાપથી પત્નીને પ્રમુદિત કરી.

હવે ધનશ્રીએ નિર્ણય કર્યો કે:—"મારૂં કરેલું શુભ કે અશુભ, સ્નેહના વશથી મારા ભાઇઓ બધું શુભજ માની લે છે." એમ વિચારી ધનશ્રી, ભાભીઓનાં ઉંચા નીચા વચનોનો અનાદર કરીને પૂર્વ પ્રમાણેજ દાનાદિ પુણ્યકર્મ કરવા લાગી. પરંતુ અન્યને દુ:ખના હેતુભૂત તે માયાગર્ભિત ઉપદેશથી ધનશ્રીએ દુ:ખવેદ્ય, દૃઢ અને ઉત્કૃષ્ટ કર્મ બાંધી લીધું. પ્રાંતે ધનપત્યાદિક પાંચે સંવિગ્ન મનવાળા થઇને નિષ્પાપ પ્રવ્રજ્યા અંગીકાર કરી સ્વર્ગે ગયા. ત્યાં પણ પૂર્વભવના સંસ્કારથી પરસ્પર સ્નેહાર્દ્ર મનવાળા થયા સતા ઘણા કાળ સુધી તેઓએ વિપુળ કામભોગ ભોગવ્યા.

હવે ભરતક્ષેત્રમાં અલકાપુરીની સાથે સરસાઇ કરનાર અને

વૈભવઋદ્ધિથી પ્રતિદિન વૃદ્ધિ પામતું સાકેતપુર નામે નગર હતું. ત્યા મોટી કીર્ત્તિવાળો અને લક્ષ્મીનું સ્થાન એવો અશોક નામે શ્રેષ્ઠી હતો. તેને પ્રીતિવાળી અને સતી એવી શ્રીમતી નામે પત્ની હતી. દેવભવમાં ભોગવતાં બાકી રહેલા સત્કર્મના પ્રભાવથી ત્યાંથી ચવીને બંને ભાઇઓના જીવ ક્રમથી તેમના પુત્રપણે આવીને ઉત્પન્ન થયા. તેમાં પ્રથમ સાગરદત્ત અને બીજો સમુદ્રદત્તના નામથી પ્રસિદ્ધ થયો. ધનશ્રી સ્વર્ગથી ચ્યવીને શ્રેષ્ઠ એવા હસ્તિનાગપુર નામના નગરમાં શંખ શ્રેષ્ઠીની લક્ષ્મી નામની કાંતાથી પુત્રીપણે ઉત્પન્ન થઈ. સર્વાંગસુંદરી તેનું નામ પાડ્યું. અર્થસંપન્ન નામવાળી તે ઇંદુલેખાની જેમ શનૈઃ શનૈઃ વધતી કળાઓની સંપૂર્ણતાને પામી.

હવે એક દિવસે વ્યાપારાર્થે અશોકશ્રેષ્ઠી હસ્તિનાપુર આવ્યો. ત્યાં નેત્રને અમૃતાંજન સમાન તેણીને જોઇને શંખશ્રેષ્ઠીને કહેવા લાગ્યો:—" હે શ્રેષ્ઠિન્ ! રૂપ, સૌભાગ્ય અને સૌજન્ય વિગેરે ગુણોથી આ કન્યા મારા સાગરદત્ત નામના મોટા પુત્રને ખરેખર લાયક છે." તે સાંભળી યોગ્ય સંબંધના વિજ્ઞાનથી હૃદયમાં ખુશી થતા શંખશ્રેષ્ઠીએ તરતજ તેના ચરણ ધોઇને તેને સર્વાંગસુંદરી આપી. પછી અશોકશ્રેષ્ઠી તથા શંખશ્રેષ્ઠીએ કરેલા વિવિધ પ્રકારના ઉત્સવથી સાગરદત્ત સર્વાંગસુંદરીને પરણ્યો. તે પણ પતિની સાથે સાકેતપુર નગરે જઇને ત્યાં દશ દિવસ રહી મુદિત થઈ સતી પોતાના પિતાને ઘેર આવી.

હવે એક દિવસે સાગરદત્ત પોતે પિતાની આજ્ઞાથી મનમાં મુદિત થઇ પત્નીને તેડવા માટે શ્વસુરને ઘેર ગયો. ત્યાં ઉંચા પ્રકારના અને સાચા દિલના આતિથ્યથી પ્રસન્ન થયેલો તે બુદ્ધિમાન્ ઉપરના મજલાપર તેને સુવા માટે નિર્માણ કરેલા ખંડમાં પલંગ ઉપર જઇને બેઠો. ઉંચા પ્રકારના શૃંગારને ધારણ કરીને કામદેવની પતાકાસમાન સર્વાંગસુંદરી હજી જેટલામાં ત્યાં આવી ન હતી, તેટલામાં તેના

પૂર્વના દુષ્કર્મથી પ્રેરાયેલો કોઈક કૌતુકી વ્યંતર પુરૂષાકારે ગવાક્ષમાં મુખ નાખીને 'પ્રીતિપાત્ર સર્વાંગસુંદરી કેમ આજે અહીં નથી?' આ પ્રમાણે સુસ્પષ્ટ અક્ષર બોલીને તત્કાળ અદૃશ્ય થઇ ગયો. સાગરદત્ત અસંભાવ્ય વૃત્તાંત જોઇને અતિશય ખેદ પામતો આ પ્રમાણે વિચાર કરવા લાગ્યો કે—"સર્વાંગસુંદરીના રૂપમાં મુગ્ધ બનેલો કોઇ દેવ કે વિદ્યાધર નિશ્ચય એની સાથે ક્રીડા કરવાને માટે દરરોજ અહીં આવે છે. જો એમ ન હોય તો એ અહીં આવીને આ પ્રમાણે શામાટે પૂછે? માટે હું ધારૂં છું કે આ મૂળથીજ કુલટા અને કુલખંપણી છે. જે સ્ત્રીનું ચિત્ત અન્યત્ર આસક્ત થઈ ગયું હોય અને જે મર્યાદાને ઉલ્લંઘી ગઈ હોય તેવી સ્ત્રીને તેનો પતિ સેંકડો ગુણોથી પણ પ્રસન્ન કરી શકતો નથી." કહ્યું છે કે:—

"अकाण्डकोपिनो भर्तु—रन्यासक्तेश्च योषितः;
प्रसत्तिश्चेतसः कर्त्तुं, शक्रेणापि न शक्यते."

"વિના કારણે કોપ કરનાર પતિના, અને અન્યમાં આસક્ત થયેલી સ્ત્રીના ચિત્તને પ્રસન્ન કરવાને ઇંદ્ર પણ શક્તિમાન્ થતો નથી." તો હવે શીળથી વિનષ્ટ થયેલી આ પત્નીનું મુખ કોણ જુએ? માટે આ પાપિણીનો અત્યારેજ ત્યાગ કરીને હું ચાલ્યો જાઉં." આ પ્રમાણે વિચારી અત્યંત વિરક્ત થઇને સાગરદત્ત તે પતિવ્રતા પત્નીનો ત્યાગ કરી ગવાક્ષ માર્ગથી નીચે ઉતરી એકદમ પોતાના નગર તરફ ચાલતો થયો. ઘરે આવીને સર્વાંગસુંદરીનો બધો વૃત્તાંત શ્યામ મુખવડે એકાંતમાં તેણે પોતાના માબાપને કહ્યો. તેમણે પણ સ્નિગ્ધ વચનામૃતથી તેને આ પ્રમાણે ધીરજ આપી:—"હે પુત્ર! તે વ્યભિચારિણીને કુલના કલંકમાટે અહીં ન લાવ્યો તેજ ઠીક કર્યું, પણ હવે 'હું પત્ની વિના શું કરીશ' એમ મનમાં લેશ પણ વૃથા ખેદ કરીશ નહિ. કુલવતી અને રૂપ, સૌભાગ્ય વિગેરે ગુણોની ભૂમિરૂપ બીજી કન્યા અમે તને તરતમાં પરણાવશું."

આ પ્રમાણે અત્યંત વાત્સલ્યને સૂચવનારાં માતપિતાનાં વચનો સાંભળીને સાગરદત્ત વિષાદવૈધુર્યનો ત્યાગ કરી કાંઇક શાંતિને પામ્યો.

હવે પદ્મશ્રી અને કમલશ્રીના જીવ સ્વર્ગથી ચ્યવીને કોશલા નામની મહાપુરીમાં નંદનશ્રેષ્ઠીને ઘેર પ્રીતિમતી નામની તેની સ્ત્રીની કુક્ષીથી લાવણ્યયુક્ત શોભાવાળી શ્રીમતી અને કાંતિમતી એવા નામથી પુત્રીપણે અવતર્યા. કામદેવના ક્રીડાવનસમાન અને યુવકોનું મન મુગ્ધ કરનાર યૌવન વય પ્રાપ્ત થતાં તેમના શરીરનું સૌંદર્ય કોઇ અજબ પ્રકારનું થયું. પરસ્પર ગાઢ સ્નેહથી એક બીજાના વિયોગને સહન કરવામાં અસમર્થ હોવાથી તેમનો પિતા તે બંનેને કોઇ એક ગૃહસ્થને ત્યાંજ આપવાને ઇચ્છતો હતો, પણ શોકયપણામાં સ્નેહ છતાં દુર્નિવાર વૈર સંભવે છે, એટલા માટે તે શ્રીમાન્ એક ભર્ત્તારને આપવા ઇચ્છતો નહોતો. પોતાની પુત્રીના ગુણ અને શીલાદિકથી તેમને યોગ્ય એવા બે ભાઇરૂપ વરની સર્વત્ર શોધ કરતો કરતો તે સાકેતપુર આવ્યો. ત્યાં અશોકશેઠના બંને પુત્રોને જોઇ તેની યોગ્યતાનો મનમાં વિચાર કરીને મુદિત થઇ તેણે સાગરદત્ત અને સમુદ્રદત્તને પોતાની બંને પુત્રીઓ આપી. તેમાં સાગરદત્ત સારે લગ્ને શ્રીમતીને પરણ્યો અને સુકૃતી સમુદ્રદત્ત કાંતિમતીને પરણ્યો. શીલ સૌભાગ્યથી સુશોભિત એવી પોતપોતાની પૂર્વજન્મની પત્નીને પામીને તે બંને ભાઇઓ નિબિડ પ્રીતિવાળા થઈ બહુજ સુખી થયા.

અહીં સાગરદત્તના ગયા પછી આવાસભુવનમાં આવતાં ત્યાં પોતાના પતિને ન જોઇને સર્વાંગસુંદરી બહુ ખેદ પામી સતી હૃદયમાં વિચારવા લાગી કે—" મારા પ્રીતમ મારે માટે અહીં આવ્યા હતા, તે અત્યારે સસ્નેહ અને શીલયુક્ત એવી મને અકસ્માત્ મૂકીને કયાં ગયા હશે ! હવે જો કદાચ મારો સ્નેહ છતાં મારાપર દોષની આશંકા કરીને તે ચાલ્યા ગયા હશે, તો પહેલા કોળીયામાં મક્ષિકાપાત જેવું

થયું. જ્યારે સ્નેહાલાપ વિના પણ પતિ મારી ઉપર રોષવાળા થયા તો હજી સરોવર ખણાયા પહેલાં તેમાં મગરનો પ્રવેશ થયા જેવું મને લાગે છે. મારા હૃદયમાં પ્રસરતી ઇંદ્રિય સુખની આશાંસારૂપ વેલડીને દુષ્ટ દૈવે આજે મૂળથી ઉખેડી નાખી. દૌઃશીલ્યને સૂચવનાર આ પતિના ત્યાગથી અરે ! દૈવ ! મને આવી રીતે વૃથા શા માટે પજવે છે? અથવા તો અજ્ઞને ઉચિત એવા દૈવને ઉપાલંભ દેવારૂપ વ્યર્થ બકવાદ કરવાથી શું ? કારણ કે મારા પૂર્વકૃત કર્મજ અહીં દોષપાત્ર છે. દાક્ષિણ્ય અને સ્નેહરહિત થઇને મારા પતિ જો આ રીતે ચાલ્યા ગયા, તો તે પણ એક અપેક્ષાએ ઠીકજ થયું છે, કારણ કે આમ થવાથી ધર્મનું મૂળ એવું નિર્મળ શીલ પાળી શકાશે. અહો ! અપરાધ વિના અત્યારે દીન એવી જે હું તેનો પતિએ ત્યાગ કર્યો, તો માબાપ અને સખીઓને હું મુખ શીરીતે દેખાડીશ ? ” આ પ્રમાણે આર્ત્તધ્યાનરૂપ ખાડામાં પડતી સર્વાંગસુંદરીએ તત્કાળ નીચે આવીને તે બીના લજ્જાસહિત પોતાના માતપિતાને કહી સંભળાવી. તેમણે હૃદયમાં દુઃખ પામીને માણસોપાસે સર્વત્ર તેની તપાસ કરાવી, પરંતુ સમુદ્રમાં ખોવાયલા રત્નની જેમ તેનો ક્યાંય પણ પત્તો ન લાગ્યો, એટલે “ હે વત્સે ! અધીરી ન થા ! તારો પ્રાણપતિ કામની ઉતાવળથી ક્યાંક ચાલ્યો ગયો હશે, પણ તે થોડાજ દિવસમાં પાછો આવશે.” આ પ્રમાણે નિરંતર મધુર વચનોથી તે પોતાની સુતાને આશ્વાસન આપવા લાગ્યા.

એક દિવસે સાકેતપુરથી આવેલા કોઈ માણસના મુખથી તેણે સાંભળ્યું કે—“ પૂર્વની પત્નીથી વિરક્ત, અશોકશ્રેષ્ઠીનો મોટો પુત્ર, ગુણોમાં બધી સ્ત્રીઓથી ચઢીઆતી એવી બીજી સ્ત્રીને પરણ્યો છે.” તપેલા સીસાની માફક કાનને વ્યથા કરનાર તે સમાચાર સર્વાંગસુંદરીને તેણે પોતાના ઉત્સંગમાં બેસાડીને કહ્યાં. ‘પોતાના પતિએ બીજી સ્ત્રીનું પાણિગ્રહણ કર્યું ’ એવી વાત સાંભળીને ત્રુટિત આશાવાળી વિવેકવતી તે સતીએ આ પ્રમાણે વિચાર કર્યો કે—“ અનંતી પાપની

રાશી એકઠી થવાથી પ્રાપ્ત થાય તેવા અને પાપના મૂળરૂપ આ સ્ત્રીજન્મને ધિક્કાર હો, કે જ્યાં જન્મથી ઇંદ્રિયસુખ તો બધું પરાધીનજ હોય છે. વળી સ્ત્રીઓ પતિને ઘેર દાસીની માફક મોહથી નિરંતર નીચ કૃત્યો કરે છે, તે વિષયોને પણ ધિક્કાર થાઓ. અહો ! વિષયની આશંસા અને તૃષ્ણાથી ચંચળ ચિત્તવાળા થઇને નિર્ભાગી પ્રાણીઓ આ અપાર સંસારમાં વ્યર્થજ કલેશ પામે છે. તંદુલમત્સ્યની જેમ અછતા ભોગોની પ્રાર્થના કરતાં અહો ! કેટલાક કામવિહ્વળ જનો બંને લોકથી ભ્રષ્ટ થાય છે. ઉત્કૃષ્ટ સંપદાના સમૂહથી પ્રાપ્ત થાય તેવા ભોગ અથવા તો અનંત જ્ઞાન અને આનંદના સાક્ષીરૂપ યોગ-એ મહાત્માઓની પ્રસન્નતાવડેજ પ્રાપ્ત થાય છે. પ્રાય: અનાદિકાળના અભ્યાસથી નીરની જેમ નિરંતર નીચે ગમન કરનારા અને હમેશા પાપક્રિયામાં રક્ત એવા કેટલાક પ્રાણીઓ તો ધર્મને જાણતાજ નથી. અને કેટલાક ધર્મને જાણતાં અને શ્રદ્ધતાં છતાં ચારિત્રાવરણીય કર્મના ઉદયથી ગૃહસ્થપણાને મૂકી શકતા નથી, પરંતુ ગૃહસ્થાશ્રમમાં ધર્મ ક્યાં છે ? કે જ્યાં આરંભમાં ભીરૂ છતાં ભવ્ય જીવો માત્ર પોતાના ઉદરને માટે દરરોજ છકાય જીવોની વિરાધના કરે છે. માટે સ્વર્ગ અને મોક્ષની નિ:સરણી તુલ્ય, શાંતરસરૂપ જળના પ્રવાહસમાન અને દુ:ખદાહના ઔષધરૂપ એવી તપસ્યા ( દીક્ષા ) જ હવે મને યુક્ત છે. ”

આ પ્રમાણે દુ:ખથી ઉત્પન્ન થયેલા જ્ઞાનગર્ભિત વૈરાગ્યના રંગથી જેની વિષયની આશંસા ઉચ્છિન્ન થઇ ગઇ છે એવી તે સતી પિતાને કહેવા લાગી:—“ હે તાત ! મારા દુ:ખથી દુ:ખિત થઇને તમારે મનમાં લેશ પણ સંતાપ ન કરવો કે મૂળથીજ આ બિચારી પતિના સંગથી તજાયલી છે. કારણ કે યથાર્થ પરબ્રહ્મના અનંત સુખમાં હું સ્પૃહાવાળી છું, વળી એકાંત દુ:ખના સ્થાનરૂપ આ સંસારનો ત્યાગ

કરવાની પ્રથમથીજ મારી ઇચ્છા હતી. પરંતુ તેમાં પતિની અનુમતિની જરૂર હતી, તે નૃત્ય કરનારને તબલાના અવાજની જેમ મને આટલેથીજ મળી ગઈ. માટે હે તાત ! મને અનુજ્ઞા આપો અને આજસુધી થયેલા મારા અપરાધ ક્ષમા કરો. હવે સર્વ સંગથી રહિત થઇ હું દીક્ષા અંગીકાર કરીશ." પ્રસંગને જાણનાર શ્રેષ્ઠીએ પણ સર્વ સ્વજનની સમક્ષ હર્ષિત થઇને શુભ આશયવાળી એવી તેણીને રજા ( અનુમતિ ) આપી. એટલે શુદ્ધ થયેલી એવી તેણીએ સાત ક્ષેત્રમાં પોતાનું વિત્ત વાપરીને સુવ્રતા નામની આર્યાની પાસે મહાઉત્સવપૂર્વક પ્રવ્રજ્યા અંગીકાર કરી. શુદ્ધાચારમાં પ્રવર્ત્તતી, પાપકર્મથી રહિત, સ્વાધ્યાય અને અધ્યયનમાં તત્પર, મુક્તાસમાન નિર્મળ ગુણોથી યુક્ત, અભિમાનરહિત, ક્રોધ વિના અધિક તપને તપતી અને અપ્રમત્ત એવી તે નિરંતર સમ્યગ્ રીતે સંયમનું આરાધન કરવા લાગી.

એક દિવસે સાધ્વીઓની સાથે વસુંધરાપર વિહાર કરતી સાધ્વી સર્વાંગસુંદરી અનુક્રમે સાકેતપુર નગરે આવી. ત્યાં વસતી શ્રીમતી અને કાંતિમતીએ ત્યાં આવીને પ્રવર્ત્તિનીને તથા અનુક્રમે બીજી સાધ્વીઓને પણ વંદના કરી. કંઇક ઐહિક સંબંધથી અને પૂર્વજન્મના સ્નેહથી સર્વાંગસુંદરીઉપર તેમની વિશેષ પ્રીતિ થઇ. જ્ઞાનનિધિ એવી પ્રવર્ત્તિનીએ તેમનો પાસે મોક્ષને આપવાવાળી અને પાપનો નાશ કરનારી ધર્મદેશના આપી. તે સાંભળતાં ભદ્રપ્રકૃતિવાળી તે બંને મિથ્યાદર્શનની વાસનાનો ત્યાગ કરી શ્રાવકધર્મ પામી અને સર્વાંગસુંદરી પાસે પ્રતિક્રમણાદિ સૂત્રોનો સમ્યગ્રીતે અભ્યાસ કરવા તત્પર થઇ સતી ઉપાશ્રયે ઘણો વખત રહેવા લાગી.

એક દિવસે તેમના બંને ભર્તારોએ તેમને પૂછયું કે:—"હે મુગ્ધાઓ ! તમે રોજ ઘરને શૂન્ય મૂકીને કયાં જાઓ છો ?" તે બોલી કે:—"હે સ્વામિન્ ! અહીં સુવ્રતા આર્યાની સાથે સર્વાંગસુંદરી નામે સાધ્વી આવેલ છે, તેમને વંદન વિગેરે કરવાને માટે અમે વખતે

વખતે ત્યાં જઇએ છીએ." તે સાંભળી કાંઇક સર્વાંગસુંદરીઉપરના માત્સર્યથી તેઓ કહેવા લાગ્યા:–" હે મુગ્ધે ! ત્યાં તમારે જવું નહિ, કારણ કે તે સારી નથી." એ રીતે અદેખાઇપૂર્વક ભર્તારોએ વારંવાર તે બંનેને અટકાવી, એટલે શ્રદ્ધાળુ હૃદયપણાથી તે પ્રવર્તિનીને કહેવા લાગી:–" હે ભગવતિ ! નિરંતર ઘરને શૂન્ય મૂકીને આવવાથી અમારા ભર્ત્તાર ખેદ પામે છે અને તેઓ મિથ્યાદૃષ્ટિ હોવાથી અમારી ઉપર દ્વેષ કરે છે, તો સર્વાંગસુંદરીને અમારે ઘેર ભણાવવા મોકલો, કે જેથી બધી શ્રાવકની ક્રિયા અમને બરાબર આવડી જાય." તેમને આ પ્રમાણે કહેવાથી તેમને વિધિ શિખવવા માટે પ્રવર્તિનીની અનુજ્ઞાથી સર્વાંગસુંદરી દરરોજ તેમને ઘેર જવા લાગી, એટલે તેમના પતિએ તેને જોઇને પોતાની પ્રિયાઓને કહ્યું:–" હે મુગ્ધાઓ ! સામાન્યપ્રકૃતિવાળી એવી આ સર્વાંગસુંદરીનો અતિ પરિચય તમને પરિણામે લાભદાયક નહિ થાય." આ પ્રમાણે કહીને તેમના ભર્ત્તારોએ નિષેધ કર્યા છતાં ધર્મની આસ્તિકતાથી તથા પૂર્વજન્મના સ્નેહથી તે બંને તે સાધ્વીના નિત્ય પરિચયથી લેશ પણ વિરામ પામી નહીં.

એક દિવસે ઉનાળામાં શ્રીમતી પોતાના રહવાના મધ્ય ઘરમાં મોતીનો હાર કંઠથી ઉતારી પોતાની પડખે મૂકીને સર્વાંસુંદરીની સાથે ધર્મગોષ્ઠી કરતી કાંઇક કામની ઉતાવળથી તરત એમને એમ ક્યાંક ચાલી ગઇ. સ્તૈન્યસૂચક[1] છદ્મવચનથી[2] સર્વાંગસુંદરીએ પૂર્વજન્મમાં જે કર્મ બાંધ્યું હતું, તે દુષ્કર્મ તે વખતે ઉદય આવ્યું. તેના ઉદયથી ચિત્રમાં રહેલો મોર અકસ્માત્ ભીંતથી નીચે ઉતરીને તે હાર તરતજ ગળી જઈ પાછો ભીંતમાંજ જઇને સ્થિર થઇ ગયો. અસંભાવ્ય એવું આ વૃત્તાંત જોઇને તે સાધ્વી મનમાં બહુ આશ્ચર્ય પામી અને આથી મને ચોરીનો અપવાદ આવશે એવા ભયથી તે વિષાદ પામી. " અહીં મેં મારો હાર મૂકયો હતો તે ક્યાં ગયો, અહીં

---

૧ ચોરપણાને સુચવનારૂં. ૨ કપટવચનથી.

બીજા કોઇનો પ્રવેશ તો થયો નથી.” આ પ્રમાણે શ્રીમતી આવશે કે તરત નિશ્ચયે મનેજ પૂછશે. તેના ઉત્તરમાં આ સાક્ષાત્ જોયેલું છતાં તદ્દન અસંભાવ્ય એવું હું બોલીશ, તો મૃષાવાદીપણાનું બીજું અપલાંછન મારીપર આવશે. તેમ અહીં બીજું કંઈ પણ કહી શકાય તેમ નથી, તેથી અત્યારે અહીંથી ચાલ્યા જવુંજ યુક્ત છે.” આ પ્રમાણે વિચાર કરી તે તરત ત્યાંથી ચાલી ગઇ અને ઉપાશ્રયે આવી પ્રવર્તિનીને નમસ્કાર કરી કંઇક શ્યામમુખથી તે ચિત્રગત મયૂરનું વૃત્તાંત જેવું જોયું હતું તેવું કહી સંભળાવ્યું. આર્યાએ પણ કહ્યું કે—“ તારા પૂર્વકર્મથી પ્રેરાયેલ કોઇ કુતૂહલી દેવ ચિત્રમયૂરમાં પ્રવેશ કરીને તે મોતીની માળા ગળી ગયો જણાય છે. માટે હે ભદ્રે ! તું મનમાં ખેદ કરીશ નહિ, તેમ વૃથા ક્રોધ પણ કરીશ નહિ. કારણ કે પ્રાણીઓનું પૂર્વકૃત કર્મજ શુભાશુભનો હેતુ થાય છે.” પ્રવર્ત્તિનીએ આ પ્રમાણે કહ્યા પછી માધ્યસ્થ્યપણું ધારણ કરીને સર્વાંગસુંદરી વિચાર કરવા લાગી કે—“ અહો ! એવું તે કેવું કર્મ મેં પૂર્વે કર્યું હશે કે જેનું આવું દુઃસહ ફળ મને પ્રાપ્ત થયું. અહા ! બહુ ખેદની વાત છે કે પ્રાણીઓ તેવાં પાપો એક લીલામાત્રમાં કરે છે કે જેનો વિપાક અસંખ્ય જન્મોમાં દુઃખી થતા તેઓ ભોગવે છે. પ્રાણીઓ જ્યાં-સુધી સદ્ધ્યાન અને સદનુષ્ઠાનરૂપ જળથી પોતાના પાપને ધોઇને પોતે આત્માના સત્યસ્વરૂપને જોતા નથી ત્યાં સુધીજ આ સંસારમાં દુષ્કર્મથી મલિન થઇને વિવિધ યોનિમાં નાના પ્રકારનાં રૂપ ધારણ કરી વિ-ડંબના પામે છે. જો મૈત્રી, પ્રમોદ, કારૂણ્ય અને માધ્યસ્થ્યમાં ચિત્ત સ્થિર રહે, તો પ્રાણીને પરમબ્રહ્મની પદવી બહુ દૂર નથી.” આવા પ્રકારના યથાર્થ સંવેગના રંગથી રંગાયેલી સર્વાંગસુંદરી ઘાતિકર્મ-નો ક્ષય થતાં તરત કેવલજ્ઞાન પામી. એટલે પાસે આવેલા દેવતાઓ જયજયરવ કરવા લાગ્યા અને આકાશમાં તે વખતે મધુર સ્વરથી દું-દુભિનો નાદ થયો. તે વખતે રાજા, પ્રધાન અને શ્રેષ્ઠી વિગેરે શ્રદ્ધાળુ મનવાળા નગરવાસીઓ તરતજ ત્યાં તેમને વંદન કરવા અને સદ્ધર્મ સાંભળવા આવ્યા.

અહીં શ્રીમતીએ હાર ન જોવાથી પોતાના પરિજનને પૂછ્યું કે:–'અહીંથી હાર ક્યાં ગયો?' એટલે પરિજને કહ્યું–"અમે કંઇ પણ જાણતા નથી, પરંતુ અહીં સાધ્વી વિના બીજું કોઈ આવ્યું નથી." તે પણ સરોષ કહેવા લાગી કે–"આવું અસંબદ્ધ શું બકો છો? કારણ કે જે સાધ્વીઓ રત્ન અને પત્થરમાં, માટી અને સુવર્ણમાં, તથા શત્રુ અને મિત્રમાં સમાન દૃષ્ટિવાળી હોય છે. તેઓ કદી પણ તે ગ્રહણ કરે નહિ." હાર ગુમ થયો જાણીને શ્રીમતીના પતિ અને દીયર સાગરદત્ત અને સમુદ્રદત્ત હાસ્ય અને અસૂયા પૂર્વક કહેવા લાગ્યા:–"આ સાધ્વી સારી નથી એવું અમારૂં કહ્યું તેં માન્યું નહિ. હે મુગ્ધે! તારો મુક્તાહાર એણે લઇ લીધો એ સારૂં થયું." શ્રીમતી કહેવા લાગી કે–"અરે ખરેખર! તમે વૃથા કર્મબંધ કરો છો, કારણ કે નિ:સ્પૃહ સાધ્વીઓ હારને સર્પની જેમ દૂરથીજ તજી દે છે." આ પ્રમાણે જેટલામાં તે બધાઓ પરસ્પર ઇર્ષ્યા અને પ્રેમ સહિત ઉક્તિ પ્રત્યુક્તિ કરે છે, તેટલામાં ત્યાંજ શ્રીમતીને ઘેર 'આ શું આશ્ચર્ય' એમ હૃદયમાં વિસ્મય પામતા તેઓ ચિત્રગત મયૂરના મુખથી નીકળતા હારને જોવા લાગ્યા. હવે સાગરદત્તે તેના મુખમાંથી તે હાર તરત ખેંચીને અને ઓળખીને લજ્જા પામતાં પોતાની પ્રિયાને સમર્પણ કર્યો. તે પછી આ અસંભાવ્ય વૃત્તાંતનું કારણ જાણવાની ઇચ્છાથી તે સર્વે સર્વજ્ઞ એવી સર્વાંગસુંદરી પાસે આવ્યા. સમ્યગ્જ્ઞાનની કળાથી જેણે સમગ્ર વિશ્વને જાણી લીધું છે એવી તે સતી સન્મુખ બેઠેલા તે સર્વને ધર્મોપદેશ દેવા લાગી.

"અહો ભવ્યજીવો! જે જોવામાં નથી આવ્યું, જે સાંભળવામાં પણ નથી આવ્યું અને જે મનમાં કદી કલ્પાયું પણ નથી એવું આશ્ચર્યભૂત વૃત્તાંત પણ દૈવ એક લીલામાત્રમાં કરી શકે છે, અને પ્રબલ ઉચ્છૃંખળ એવું તે સંસારમાં પ્રાણીઓને નિરંતર વિવિધ રીતે વિડંબનાઓ પમાડીને પજવે છે. વિધિ, વિધાતા, નિયતિ, કાળ, પ્રકૃતિ, ઇશ્વર અને દૈવ ઇત્યાદિ જુદા જુદા નામોથી અનેક દા-

ર્શનિકો તેને બોલાવે છે. અખિલ પ્રાણીઓને થયેલા, થતા અને થવાના સર્વ દુઃખસમૂહના નિદાનરૂપ એવા દૈવનેજ વૈજ્ઞાનિકો વારંવાર વર્ણવે છે. મોક્ષમાર્ગની અર્ગલા સમાન તે દૈવ (કર્મ) નો ઉચ્છેદ કરવાને તત્પર થયેલા જનોને જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ ધર્મજ નિરંતર સેવવા યોગ્ય છે." આ પ્રમાણેની દેશનાને અંતે સાગરદત્ત સભાસમક્ષ પૂછવા લાગ્યો:—"હે ભગવતિ! ચિત્રમયૂર મુક્તાહારને કેમ ગળે?" કેવળી કહેવા લાગ્યા—"પૂર્વકર્મપ્રેરિત દેવતાના આશ્રયથી, જેમ ગવાક્ષમાં રહીને કોઇ પુરૂષ તમારી સમક્ષ બોલ્યો હતો એમ ચિત્રમયૂર પણ હાર ગળે છે." પૂર્વસંકેતના કથનથી સાગરદત્ત વિસ્મિત થઇને પુનઃ પૂછવા લાગ્યો:—"તે કેવું કર્મ અને કોણે શી રીતે બાંધ્યું હતું?" એટલે કેવળી આ પ્રમાણે કહેવા લાગ્યા:—"પૂર્વ જન્મમાં દ્વેષથી હું જે કપટયુક્ત વાક્ય બોલી હતી, તે દ્વેષરૂપ કર્મનું ફળ આ ભવમાં મને પ્રાપ્ત થયું છે." પછી ઘણા માણસોના પ્રતિબોધને માટે તેણે વિસ્તારથી પોતાના પૂર્વભવનું વૃત્તાંત આદ્યંત યથાતથ્ય કહી બતાવ્યું. એટલે સર્વજ્ઞાના મુખથી આ પ્રમાણે સાંભળીને તે ચારેને ગઇ કાલે જાણે જોયું હોય તેમ પૂર્વભવના અનુભવનું સ્મરણ થયું. અને તેઓ હૃદયમાં વિચાર કરવા લાગ્યા કે:— "આ સંસારમાં શુભાશુભ ભવને પામીને તેમાંજ એકાગ્રચિત્તવાળા જીવો પૂર્વાપરને જાણી શકતા નથી. માતાદિ સંબંધથી પણ સ્નેહાર્દ્ર મનવાળા પ્રાણીઓ અન્ય અન્ય રૂપતાને પ્રાપ્ત થતાં તેઓ પરસ્પર એકબીજાને ઓળખી શકતા નથી." તે ચારેમાં સાગરદત્ત પોતે વારંવાર સાધ્વીપર અસદ્દોષની આશંકા કરતો હતો, તેથી પોતાના હૃદયમાં બહુજ સંતાપ પામવા લાગ્યો અને રાગદ્વેષથી મુક્ત થયેલ તે કેવળી સાધ્વીના ચરણમાં પડીને લજ્જાથી વિલક્ષ થઇ તે પોતાની અજ્ઞતા ક્ષમાવવા લાગ્યો. પછી સંસારને અસાર અને વિરસ સમજીને તે ચારેએ સાથેજ ચારિત્ર અંગીકાર કર્યું અને સર્વજ્ઞની સાત્વિક શિક્ષાને હૃદયમાં ધારણ કરતા તેઓએ ત્રિકરણ શુદ્ધિથી ચિરકાળ

સાધુધર્મનું પરિપાલન કર્યું. અનુક્રમે તપ, ધ્યાન અને ક્રિયાના ઉદ્યોગથી તેમણે અશેષ પાપ ધોઈ નાખ્યું અને યોગ્ય સમયે ઉજ્વલ કેવલજ્ઞાન પામીને આયુ: ક્ષય થતાં અશેષ કર્મોને ક્ષીણ કરી અનુક્રમે સર્વ અર્થની સંસિદ્ધિરૂપ સિદ્ધિનું આતિથ્ય પ્રાપ્ત કર્યું.

પ્રજાવતી (ભોજાઈ) ની પીડાના હેતુપણાથી કપટવડે બોલેલું લેશમાત્ર વાક્ય પણ ધનશ્રીને આવું કટુફળ આપનારૂં થયું, માટે સમજુ માણસોએ મન, વચન અને કાયાથી અન્યને પીડા કરવી નહીં, તેમજ કરાવવી પણ નહિ અને કરતા હોય તેને અનુમતિ (અનુમોદન) પણ આપવી નહીં."

આ પ્રમાણેની કાનમાં સુધારસને રેડનારી આચાર્યમહારાજની વાણી સાંભળીને પાપકર્મના વિપાકથી હૃદયમાં અત્યંત ભય પામતો દેવદ્વિજ દુરંત સંસારરૂપ કારાગાર ઉપરની રાગબુદ્ધિને તજી દઈ પોતાની પ્રિયા સહિત તત્કાળ અભંગ વૈરાગ્ય પામ્યો. પછી પોતાના મોટા પુત્રપર કુટુંબનો સર્વભાર આરોપીને ચૈત્યોને વિષે અષ્ટાહ્નિકા મહોત્સવ કરી બંનેએ પ્રવ્રજ્યા અંગીકાર કરી. ત્યાં બીજા પણ ઘણા ભવ્યો દુ:ખ અને દુર્ગતિથી ભય પામી યથાયોગ્ય સમ્યક્ પ્રકારના સાધુધર્મ અને શ્રાવકધર્મને પામ્યા. સમ્યગ્ રીતે ચારિત્ર આચરીને દેવદ્વિજ અને સરસ્વતી સ્વર્ગલોક પામ્યા અને અનુક્રમે મોક્ષસુખને પ્રાપ્ત કરશે."

"હે વત્સો! આવી રીતે તીવ્ર મોહના ઉદયથી પ્રિયંગુ શેઠ સંસારમાં રખડ્યો અને મોહનો ત્યાગ કરવાથી પ્રિયા સહિત તેનો પુત્ર દેવદ્વિજ સંસારનો પાર પામ્યો. માટે હે પુત્રો! ઐશ્વર્ય, પ્રિયા, અપત્ય અને પંચેંદ્રિયના સુખો ઉપરનો વ્યામોહ છોડી દઇને મનને ધર્મમાં જોડી દો."

॥ इति श्रीतपागच्छाधिराज श्रीसोमसुन्दरसूरिपट्टप्रभाकर श्रीमुनिसुन्दरसूरिविनेयवाचनाचार्य सोममण्डनगणिकृतायां श्रीयुगादिदेशनायां द्वितीय उल्लासः ॥

# अथ तृतीय उल्लासः.



જે પોતાના સમુજ્જવલ આશયને વિષે નરકાદિ દુર્ગતિનું ઉચ્છેદન કરનાર સ્ફુરાયમાન અલૌકિક તેજરૂપ સુદર્શનને (ક્ષાયિક ભાવને) ધારણ કરે છે. એવા મોક્ષ લક્ષ્મીના સ્વામી શ્રીયુગાદિજિન અમને લક્ષ્મીની પ્રાપ્તિ નિમિત્તે થાઓ.

હવે કેવલ નામના કુમારે ત્રણ જગત્‌ના નાથને પ્રણામ કરીને કહ્યું કે:—" હે સ્વામિન્! મોહનો ત્યાગ કરવાથીજ મોક્ષ પ્રાપ્ત થાય છે એમ આપે ઉપદેશ કર્યો અને તે મોહનો ત્યાગ મોહાંગનું વર્જન કરવાથીજ થઇ શકે છે. આ સંસારમાં ડાહ્યા માણસોએ મોહનું પ્રથમ અંગ લક્ષ્મીજ કહી છે કે જે મોહનલતાની માફક પ્રાણીઓને મોહ પમાડે છે. (મુઢ બનાવી દે છે.)" ભગવંત તેના એવાં વચન સાંભળીને આદરપૂર્વક પુત્રના હિતને માટે કહેવા લાગ્યા કે—" આ લોક અને પરલોકસંબંધી અનર્થનું કારણ એ લક્ષ્મીજ છે. તે ચતુરંગિણી સેનારૂપ, રમણીય, ઇંદ્રિયો સંબંધી સર્વ સુખ આપનારી અને ત્રિવર્ગનાં સાધનરૂપ છે, તેથી તેનો ત્યાગ કરવો જો કે અશકય છે, પરંતુ પ્રથમ તો તે કલેશથી મેળવી શકાય છે, અને પ્રાપ્ત થાય તો પણ તેના રક્ષણમાં અનેક પ્રકારના વિઘ્નો હોવાથી લોકો તેનું મુશ્કેલીથી રક્ષણ કરી શકે છે. કહ્યું છે કે:—

" अर्थानामर्जने दुःख—मर्जितानां च रक्षणे;
आये दुःखं व्यये दुःखं, धिगर्थं दुःखभाजनम्. "

" ધન કમાવામાં દુ:ખ છે અને મેળવેલનું રક્ષણ કરવામાં પણ દુ:ખ છે. લક્ષ્મી આવતાં પણ દુ:ખ છે અને જતાં પણ દુ:ખ છે. અહો! વિત્ત એકાંત દુ:ખનું ભાજનજ છે, માટે તેને ધિક્કાર હો." હે સૌમ્યો! અર્થના ઉપાર્જનમાં અને તેના વ્યયમાં સાક્ષાત્ જેણે

કષ્ટ જોયું છે, એવા પ્રખ્યાત રત્નાર્ક (રત્નાકર) નામના ધનિકનું અહીં દૃષ્ટાંત છે તે સાંભળો:—

"સૂર્યપુરમાં રત્નાકર નામે પ્રખ્યાત શ્રેષ્ઠી હતો. તેને પ્રીતિમતી નામે પત્ની અને સુમંગલ નામે પુત્ર હતો. તૃષ્ણાયુકત હૃદયથી જળ સ્થળની વિવિધ યાત્રાઓ કરી, શીત, ક્ષુધા, તૃષા, આતપ વિગેરે કલેશોને અનેકવાર સહન કરી, તેમના સ્વચ્છંદી મનને અનુસરવાથીજ સાધ્ય થઇ શકે એવા રાજાઓની સેવા કરી, કપટસહિત અનેક પ્રકારના આરંભ સરંભવાળા વ્યાપારો કરી અને ચિરકાળ અસત્યરીતે ક્રયવિક્રય વિગેરે કરી, તે કુબુદ્ધિ શ્રેષ્ઠીએ ઘરના ખર્ચમાં પણ અસાધારણ કરકસર કરવાપૂર્વક પુષ્કળ ધન મેળવ્યું હતું.

એક દિવસે તે મેળવેલા ધનને રક્ષણ કરવાનો ઉપાય વિચારી પોતાના પુત્રને બોલાવીને તેને કોઇ ન સાંભળે તેમ તેણે કહ્યું:—"હે વત્સ ! જો ધન પ્રગટ હોય તો રાજા, ચોર, ભાગીદારો (ભાયાતો) અને ધૂર્તો લોભથી તેને લેવાની ઈચ્છા કરે છે, માટે જો તેને પૃથ્વીમાં દાટી દીધું હોય તો સારૂં." આ પ્રમાણે મસલત કરી પુત્રની સાથે મધ્યરાત્રે સોનૈયાથી ભરેલો કળશ લઇને તે શ્મશાનમાં ગયો. હવે ત્યાં ઘણું ધન હારી જવાથી તે આપવાને અસમર્થ એવો કોઇ જુગારી બીજા જુગારીઓથી ભાગીને પ્રથમથી છુપાઇ બેઠેલો હતો. તે "આ પિતાપુત્ર જેટલું ધન પૃથ્વીમાં દાટીને જશે તે બધું ધન ચોક્કસરીતે હું મારે આધીન કરી લઈશ." એવા વિચારથી ખુશ થઇને છાનીરીતે તે સ્થાન જોવા લાગ્યો અને લોભનો માર્યો ત્યાં પડેલા અનાથ મડદા સાથે પડી રહ્યો. હવે પાકી બુદ્ધિનો શેઠ તે ધન દાટતાં પુત્રને કહેવા લાગ્યો:—"કોઇ આ સ્થાન જોઇ ન લે, માટે તું ચારે બાજુ તપાસ કર." આ વચન સાંભળીને પેલો ધૂર્ત પણ ત્યાં પડેલા મુડદાઓની વચ્ચે ધનની લાલચથી મુડદાની જેમ નિશ્ચેષ્ટ થઇને પડી રહ્યો. પિતાની આજ્ઞાથી પુત્રે પણ ત્યાં આવીને બધે ઠેકા-

ણુ અવલોકન કરી પિતાને કહ્યું કે:-" હે તાત ! અહીં મુડદાઓ વિના બીજું કોઇ નથી, તે મુડદાંઓ પણ શૃગાલ વિગેરે જાનવરોથી કયાંક કયાંક ખવાઈ ગયેલા છે, પરંતુ તેમાં એક તાજું મડદું હોવાથી અક્ષતાંગ છે." ત્યારે શેઠ શંકિત થઇને કહેવા લાગ્યો:-" રાત્રે નિર્જન શ્મશાનમાં કોઈ પણ શબ આટલોબધો વખત અક્ષતાંગ કેમ રહી શકે ? માટે હે વત્સ ! પરદ્રવ્યના અભિલાષી કેટલાક ધૂર્તો દંભથી પણ મરે છે, માટે તે દંભથી મરેલો તો નથી ? માટે તે અક્ષતાંગના બંને કાન છેદીને તરત અહીં લઇ આવ. જો તે કપટથી મરેલો હશે, તો એટલી વ્યથા તે સહન કરી શકશે નહિ." તે સાંભળી પેલો ધૂર્ત્ત વિચારવા લાગ્યો કે-" આ મારા બંને કાન છેદી નાખે, તથાપિ મારે ચલાયમાન ન થવું. કારણ કે કાનથી ધન શ્રેષ્ઠ છે. કાન વિનાનો હોય પણ જો તે ધનિક હોય તો સર્વત્ર લોકો તેનો આદર કરે છે અને જો ધનરહિત હોય તો સકર્ણ (બુધ) છતાં પણ કોઇ કામમાં આદર પામતો નથી." હવે શ્રેષ્ઠીપુત્રે પિતાની આજ્ઞાથી ત્યાં આવીને તેના બંને કાન છેદી પોતાના પિતાને આપ્યા; પરંતુ ધનલુબ્ધ તે દાંભિક લેશ પણ ફરકયો નહિ. રત્નાકર શેઠ તે કાન લોહીવાળા જોઇને હૃદયમાં ચમકયો અને પુત્રને કહેવા લાગ્યો-" હે વત્સ ! શબમાં કદાપિ શોણિત ન હોય, માટે આમાં કંઈક વિચાર કરવા જેવું છે, તેથી તેની નાસિકા છેદ્યા વિના 'આ ધૂર્ત્ત છે કે શબ છે ?' એવી શંકા મારા હૃદયમાંથી ખસવાની નથી. પુત્ર મત્સરસહિત કહેવા લાગ્યો-" હે તાત ! તમારા આગ્રહથી કુળને અનુચિત એવું અસત્કર્મ પ્રથમ તો મેં કર્યું, તથાપિ 'આ મૃત છે કે જીવતો છે ?' એવી પ્રતીતિ તમને થઇ નહિ, તો એટલું પણ તમે સમજતા નથી કે, જો જીવતો હોય તો આટલું કષ્ટ તે કેમ સહન કરી શકે ! અને વળી આવીજ રીતે જયાં ત્યાં પગલે પગલે ભયની શંકા કરતાં વૃદ્ધ છતાં હૃદયથી દુર્બળ એવા હે તાત ! લોકમાં તમે લજ્જા પામતા નથી ?" શેઠ કહેવા લાગ્યા:-" હે વત્સ ! બીજાનો દ્રોહ કરવામાં એક મન-

વાળા માણસોને જગત્‌માં કાંઇપણ દુસ્સહ કે દુષ્કર નથી. આ કાન છેદવાનું કષ્ટ તો દૂર રહો, પણ કેટલાક નરાધમો પોતાના શિરને જોખમમાં નાખીને પણ પરસ્ત્રી અને પરલક્ષ્મીની ચાહના કરે છે. જેમનાથી દિવ્યશક્તિવાળા દેવતાઓ પણ ત્રાસ પામે છે તેવા ધૂર્ત્તોથી ભય પામતાં મારા જેવાઓને લજ્જા શું નડે તેમ છે? કહ્યું છે કે:—

"उत्सङ्गे सिन्धुभर्त्तुर्भवति मधुरिपुर्गाढमाश्लिष्य लक्ष्मी-
मध्यास्ते वित्तनाथो निधिनिवहमुपादाय कैलासशैलम् ;
शक्रः कल्पद्रुमादीन् कनकशिखरिणोऽधित्यकासु न्यधासीत् ,
धूर्त्तेभ्यस्त्रासमित्थं दधति दिविषदो मानवाः के वराकाः."

"જેમનાથી ભય પામીને કૃષ્ણ લક્ષ્મીને ગાઢ આલિંગન કરીને સમુદ્રના ઉત્સંગમાં નિવાસ કરે છે, કુબેર નવે નિધાન લઇને કૈલાસ પર્વતપર જઇ રહ્યા છે, અને ઇંદ્રે કલ્પવૃક્ષને મેરૂ પર્વતની ઉપરની ભૂમિકાપર સ્થાપી દીધા છે. આ પ્રમાણે દેવતાઓ પણ ધૂર્ત્તોથી ત્રાસ પામે છે, તો મનુષ્યો બિચારા શી ગણત્રીમાં છે?" માટે તું ત્યાં જા અને તેની નાસિકા છેદી લે, કે જેથી કદાચિત્ ધન ખોવાય તોપણ આપણને વગર વિચાર્યું કરવાનો પશ્ચાત્તાપ ન થાય. શેઠના આ વચનોથી ધૂર્ત્ત પણ વિચારવા લાગ્યો કે—"એને જે કાંઈ કરવું હોય તે ભલે કરે; પરંતુ આ ધનની ઇચ્છાથી ગળું છેદાતાં સુધી હું કંઇપણ બોલવાનો નથી." શ્રેષ્ઠીપુત્ર પિતાની વાણીથી પ્રેરાઇને મનમાં કંઇક મત્સર લાવી તેની નાસિકા પણ છેદી લાવ્યો. પછી શેઠ શંકારહિત થઈને પોતાનું ધન વસુધામાં દાટી પુત્રસહિત ઘેર આવ્યો. પાછળથી નાક અને કાનરહિત છતાં પણ પ્રબળ હૃદયવાળા અને જબરજસ્ત ઉદ્યમ કરવાવાળા તેમજ તે ધનથી જેણે પોતાની દરિદ્રતાને દબાવી દેવાનું ધાર્યું છે એવા પેલા ધૂર્ત્તે તરતજ તે બધું કાઢી લીધું. અને દ્યૂતનો વ્યસની તે નિઃશંકપણે અલૌકિક ત્યાગ (દાન) અને ભોગો-

થી શેઠની લક્ષ્મીનો યથેચ્છ ઉપભોગ કરવા લાગ્યો. ' સ્વાધીન કરેલ પરસ્ત્રી અને પરલક્ષ્મીનો વિલાસ કરવામાં તેવા પામર પુરૂષો મૂળથીજ બહુ કુશળ હોય છે.'

એક દિવસે શ્રવણ અને નાસિકા જેની છેદાઈ ગયેલી છે એવા, યાચકોને મોં માગ્યું દાન દેનારા અને લીલાથી ચાલતા એવા તે ધૂર્ત્તને શ્રેષ્ઠીએ જોયો. તેને જોઇને વિસ્મયથી વિકસિત મનવાળા શ્રેષ્ઠીએ વિચાર કર્યો કે " આવા વિકૃત મુખવાળાને આવી સમૃદ્ધિ ક્યાંથી હોય ? તેથી આ ધૂર્ત્તે કદાચિત્ મારૂં તે દાટેલું ધન તો હરણ કરી લીધું નહીં હોય ? " આમ શંકાકુળ થઇને તે તરતજ ત્યાં જોવાને માટે ગયો. ત્યાં પોતાનું ધન ન જોવાથી જાણે વજ્રથી હણાયો હોય તેમ દુઃખાર્ત્ત થઇને ભૂમિ ઉપર પડ્યો અને ક્ષણવાર મૂર્છાથી તેની આંખ મીંચાઇ ગઇ. શીતળ પવનથી થોડી વારે તેને શુદ્ધિ આવી એટલે પશ્ચાત્તાપરૂપ અગ્નિથી તપ્ત થઇ તે પૃથ્વીપર પડ્યો પડ્યો વિલાપ કરતો વિચારવા લાગ્યો કે—" અહો ! પ્રાણ કરતાં પણ અધિક અને અનેક કષ્ટ વેઠી પ્રાપ્ત કરેલું મારૂં ધન હરણ કરતાં છિન્ન શ્રોત્ર અને નાસિકાવાળા તે ધૂર્ત્તે મને હણી નાખ્યો. દંભથી મરણ પામેલો તે ધૂર્ત્ત લેશ પણ મારી જાણ બ્હાર ન હતો; પરંતુ જ્યારે પુત્રેજ શત્રુ થઇને કહ્યું ન માન્યું ત્યારે હું શું કરૂં ? અથવા તો અહીં એનો દોષ નથી, મારૂંજ અજ્ઞાન છે. કેમકે મેં શ્રવણ અને ઘ્રાણની જેમ તે વખતે તેનું માથું છેદી ન નાખ્યું. અથવા તો જેવી ભવિતવ્યતા હોય તેવીજ બુદ્ધિ, તેવીજ મતિ અને તેવીજ ભાવના ઉત્પન્ન થાય છે, અને સહાયકો પણ તેવાજ મળે છે. હવે જે થવાનું હતું તે તો થયું, પરંતુ હજી પણ આ ધન લેનારની હકીકત રાજાને નિવેદન કરી ગયેલું ધન પાછું મેળવું." આ પ્રમાણે મનમાં વિચાર કરી તે ધૂર્ત્તને પકડી ક્રોધથી તેની તર્જના કરતો શ્રેષ્ઠી, વિકારરહિત મુખવાળા એવા તે ધૂર્ત્તને રાજાની સભામાં લઇ

ગયો અને દુષ્ટને નિગ્રહ કરવામાં તત્પર એવા રાજાને કહેવા લાગ્યો:–" હે રાજન્! આ દુષ્ટે મારૂં ઘણું ધન લઇ લીધું છે." એટલે રાજાએ તેને પૂછ્યું:–" કેમ રે! આ શેઠ શું કહે છે?" તેણે કહ્યું કે–" એ બધું સત્ય છે, પરંતુ અહીં કંઇક કહેવાનું છે. પરસ્પર ચિત્તની અનુકૂળતાથી વ્યવહારીયાઓ (વેપારીઓ) વ્યવહારથી દરરોજ કરોડો રૂપીયાના વેપાર કરે છે. ચિત્તની અનુકૂળતાથી પરસ્પર સમ્યગ્ વ્યવહાર થતાં કાળાંતરે જો લેનાર નાકબૂલ થાય છે તો મહાજન તેને નિષેધ કરે છે. (તેને તેમ કરવા દેતા નથી) હે વિભો! તેવા વ્યવહારથી મેં પણ એનું ધન લીધું છે. તો લોભને વશ થઇ આ શેઠ અત્યારે શા માટે કલહ કરે છે?" તે વખતે રોષથી શુષ્ક મુખ કરીને શ્રેષ્ઠીએ ચોરને કહ્યું કે–" હે મૂઢ! ચોરીથી મારૂં ધન લઈને ખોટું શું બોલે છે?" ધૂર્ત્ત બોલ્યો:–" હે શ્રેષ્ઠિન્! સારી વસ્તુને તમે કેમ ભુલી જાઓ છો? મેં તેના વિનિમય (બદલામાં) થી તમારૂં ધન લીધું છે, મફત નથી લીધું." તે વખતે વીંછીથી ડસાયલા વાંદરાની માફક અતિશય ઉછાળા મારતો અને કોપથી શરીરને કંપાવતો એવો શ્રેષ્ઠી આક્ષેપસહિત તેને કહેવા લાગ્યો કે–" અરે નિર્લજ્જ! બદલામાં તેં મને શું આપ્યું છે? તે સ્પષ્ટ કહી દે! કે જેથી દૂધ અને પાણીની જુદાઇ અત્યારે રાજસભામાં પ્રકટ થાય." ધૂર્ત્ત કહેવા લાગ્યો–" અરે! શેઠ! તે વખતે બદલામાં મારા કાન અને નાક તમે લીધા હતા તે શું તમે અત્યારસાંજ ભૂલી ગયા છો? હે શેઠ! જો આ વિનિમય હજી પણ તમારા ધ્યાનમાં ન ઉતરતો હોય, તો મારા નાક, કાન મને પાછા આપીને તમારૂં ધન પાછું લઇ લો." રાજા અને અમાત્ય વિગેરે વિસ્મિત થઈ તેને પૂછવા લાગ્યા કે–" આ શું છે?" એટલે તેણે તે બધી યથાર્થ બીના કહી બતાવી અને સર્વના વિશ્વાસને માટે પોતાના મોઢાપર વીંટેલું વસ્ત્ર દૂર કરીને તુંબડીના ફળ જેવું ચારે બાજુ સરખું પોતાનું મસ્તક બતાવ્યું. તે જોઇ " અહો! આ નિરપરાધી બિચારાને આવું શું કર્યું?" આ પ્રમાણે ઉલટો-

ઠપકો દઈને રાજાએ શ્રેષ્ઠીને રોક્યો. પરંતુ "એકે નાક કાન કાપી લીધા અને બીજાએ ધન હરણ કર્યું માટે બંનેની સમાનતાજ છે" આ પ્રમાણે ચુકાદો આપીને અમાત્યોએ તેને છોડાવ્યો. પ્રથમ ધન આવીને પછી ગયું, તેથી તે શેઠ અત્યંત દુ:ખી થયો. કારણ કે જન્માંધપણાથી પણ વિદ્યમાન ચક્ષુનો નાશ થતાં જે દુ:ખ થાય છે, તે વિશેષ દુ:સહ હોય છે.

આ પ્રમાણે ધનનો પ્રથમ લાભ થતાં અને પછી તેનો નાશ થતાં તે શેઠને ભારે દુ:ખ થયું. એટલા માટેજ હે વત્સો ! अर्थानामर्जने दुःखं એટલે ધન મેળવવામાં દુ:ખ છે, વ્યયમાં દુ:ખ છે ઇત્યાદિ કહેવાય છે. વળી કહ્યું છે કે:—" કુળ, શીળ, વિદ્વત્તા, આચાર, લક્ષણ, બળ, પુણ્ય અને લક્ષ્મી—એ જતાં આવતાં માણસોને જોવામાં આવતાં નથી. સંધ્યાકાળના વાદળા જેવી અથવા ખલની પ્રીતિ જેવી રમા ( લક્ષ્મી ) કેટલાકની તો જોતાં જોતાંજ એકદમ ચાલી જાય છે. જીવહિંસા, મૃષાવાદ વિગેરે મહાપાપને કરનાર અને મદ્ય, માંસાદિનું સેવન કરનાર એવા મ્લેચ્છજનો પણ તે આદર કરે છે અને છ પ્રકારના આવશ્યકમાં તત્પર, શુદ્ધ ન્યાયમાર્ગે ચાલનાર અને સદ્ગુણથી ઉત્કૃષ્ટ એવો કુલીન હોય તેનો તે દૂરથી ત્યાગ કરે છે. આ લક્ષ્મીને પામીને કેટલાક મદ્ય પીનારાઓની જેમ સરલ રીતે ચાલી શકતા નથી, સીધા માર્ગમાં પણ તેઓ સ્ખલના પામે છે. જ્વરાકુળ જનની જેમ લક્ષ્મીનો સંગ કરનારા માણસોને ભક્ત ( ભોજન ) પર દ્વેષ, જડ ( જલ ) માં પ્રીતિ, તૃષ્ણા ( તૃષા ) અને મુખમાં કડવાશ ઉત્પન્ન થાય છે. ધુમાડાની ઘટા ઉજ્વળ મકાનને પણ જેમ મલીન કરે છે તેમ લક્ષ્મી, માણસોના નિર્મલ મનને પણ મલિન કરે છે. તેમજ અતિશય લક્ષ્મી રાજ્યના નિબંધરૂપ છે અને હે વત્સો ! રાજ્યલોભ પાતાળરંધ્રની માફક સુદુષ્પૂર છે. વેશ્યાના હૃદયની જેમ રાજ્ય સર્વથા અર્થવલ્લભ ( જેમાં અર્થ પ્રિય હોય તેવું )

સમુદ્રને પણ તરે છે, પર્વતના શિખરપર આરોહણ કરે છે, ગુફાઓમાં પેસે છે અને બીજાં પણ ક્ષુધા, તૃષા, આતપ વિગેરેના મહાકષ્ટો ઘણીવાર સહન કરે છે; તોપણ પૂર્વકર્મના પ્રભાવથી હું તેમની થાઉં છું કે નથી થતી, તેમ છતાં મારા અતિપરિચયથી અને શૌચાચારના કદાગ્રહથી આ શેઠ નષ્ટ થઇ ગયો છે, તેથી તેણે ચારે વર્ણોને માન્ય અને પોતાને ઘેર આવતી એવી અને પોતાના પગવતી ફેંકી દીધી છે. મારા અતિપરિચયથી આ શુચિવોદ્રની અક્કલ મારી ગઇ છે, માટે હવે એને નિર્ધન બનાવી દઇને એવીરીતે વિડંબના પમાડું કે જેથી આ પુન: મને મેળવવાને સમર્થ શૌચાચારનો ત્યાગ કરી રાંક થઇને ચાંડાલના પણ ખાસડાં ઘણા વખતસુધી ઉપાડે.” આ પ્રમાણે વિચાર કરીને લક્ષ્મીએ તરતજ તેનું ઘર છોડી દીધું. એટલે ઇંદ્રજાલની માફક તેજ વખતે તેનું બધું ધન નાશ પામ્યું. કહ્યું છે કે:—

“लक्ष्मीः शनैः शनैरेति, निर्याति युगपत् पुनः;
षष्ट्या पलैर्जलैः पूर्णा, रिच्यते यद् घटी क्षणात्.”

“જેમ પાણીમાં મૂકેલી ઘડી સાઠ પળે ધીમે ધીમે જળથી ભરાય છે અને ખાલી તો ક્ષણવારમાં થઇ જાય છે, તેમ લક્ષ્મી પણ આસ્તે આસ્તે આવે છે અને જાય છે ત્યારે એક સાથે ચાલી જાય છે.”

હવે નિર્ધન થવાથી શુચિવોદ્ર પોતાના મિત્ર, સ્વજન અને બંધુઓમાં સર્વત્ર અનાદર પામવા લાગ્યો. કહ્યું છે કે—

“यस्यार्थस्तस्य मित्राणि, यस्यार्थस्तस्य बान्धवाः;
यस्यार्थः स्वजनाश्चापि, तस्य स्युर्बहवो जनाः.”

“જેને ધન હોય તેના ઘણા માણસો મિત્ર થાય છે, બાંધવો પણ ઘણા થાય છે અને તેના સ્વજનો પણ ઘણા થાય છે” નિરંતર સ્વાર્થમાં રસિક એવા મિત્રો સ્વજનો અને બાંધવો જેમ ફલિત વૃક્ષને

પક્ષીઓ સેવે છે તેમ લક્ષ્મીવાળાને જ સેવે છે. અને જ્યારે તે નિર્ધન થાય છે ત્યારે 'આ નિર્ધન અમારી પાસે રખે કાંઈ માગે નહિ' આવી રીતે ભય પામતા તેઓ જેમ દગ્ધ અરણ્યને મૃગો છોડી દે છે તેમ તેનો દૂરથીજ ત્યાગ કરે છે. જ્યાં પ્રાપ્ત થયેલા ધનથી તેણે યથેચ્છ ભોગ ભોગવ્યા હતા, ત્યાંજ દરિદ્ર થઇને પરાભવરૂપ અગ્નિથી તે બળે છે.

આસ્તે આસ્તે વ્યવસાયમાત્ર નિષ્ફળ થવાથી શુચિવોદ્ર તે નગરમાં પોતાનો નિર્વાહ પણ ચલાવી ન શકયો; એટલે ત્યાંથી નીકળી અનેક ગામ, આકર અને નગરાદિકમાં તે ભમ્યો પણ કોઇ જગ્યાએ તે કંઇ પણ લક્ષ્મી પ્રાપ્ત કરી શકયો નહિ. કારણકે પૂર્વકૃત કર્મ નિરંતર સહચારીજ હોય છે. છેવટે નિરાશ થઇને શુચિવોદ્ર પોતાના નગર તરફ પાછો વળ્યો અને કોઈ પણ સ્થાનકે વિસામો ન લેતાં ચાલતો ચાલતો તે એક દિવસ સાંજે નગરના ઉપવન આગળ આવી પહોંચ્યો. લાંબા માર્ગનું અતિક્રમણ કરવાથી તે થાકી ગયો હતો અને ક્ષુધા, તૃષા તથા ચિંતાના ભારથી તે વ્યાકુળ થઈ ગયો હતો. એટલે ત્યાં આડંબર નામના યક્ષના મંદિરમાં તે રાત્રીવાસો રહ્યો. એટલામાં ત્યાં એક માતંગ (ચાંડાળ) આવીને આદરથી યક્ષને પ્રણામ કરી તેની પૂજા કરીને દ્વારમંડપમાં બેઠો. ત્યાં અર્ચાને માટે ચિત્રેલ યક્ષણીની તેણે પૂજા કરી અને તેની સન્મુખ મંત્ર જપ્યો કે જેથી તે તરત પ્રગટ થઇ. એટલે માતંગે કહ્યું:--"હે સ્વામિની! જેમાં સર્વ ઇષ્ટ વસ્તુ તૈયાર હોય એવું એક વિલાસભુવન અત્યારેજ બનાવી આપો." યક્ષિણીએ તરતજ વિલાસભુવન તૈયાર કરી દીધું. એટલે ઈચ્છા મુજબ સર્વ ઇષ્ટ જેને પ્રાપ્ત થયું છે એવો તે માતંગ પોતાના મિત્રો અને સ્વજનો સહિત તે ભુવનમાં રહી ઘણા વખતસુધી પંચેંદ્રિય સંબંધી સુખ ભોગવવા લાગ્યો. છેવટે કૃતકૃત્ય થઇને ઈંદ્રજાળની માફક તેણે તે બધું પાછું વિસર્જન કરી દીધું.

હોય છે, દુર્જનની મિત્રાઈની જેમ અંતે તે વિરસજ થાય છે, સર્પના કરંડીઆની માફક નિરંતર તે અપ્રમત્તપણે જાળવવા જેવું છે, એક શાખાએથી બીજી શાખાએ ઠેકતા વાંદરાની જેમ તે ગુણો (દોરડી) થી કબજે કરવા યોગ્ય છે, ફલિતક્ષેત્રની માફક યત્નથી નિત્ય રક્ષણ કરવા યોગ્ય છે અને કુપથ્ય ભોજનની જેમ પરિણામે તે ભયંકર છે. તેમજ પ્રાયઃ યૌવનથી ઉન્મત્ત મનવાળા મનુષ્યોને સર્વ પ્રકારની લક્ષ્મી વિકારકારિણી થાય છે, તેમાં પણ રાજ્યશ્રી તો વિશેષે વિકાર કરે છે. રાજ્યશ્રીની સંપ્રાપ્તિથી ઉન્મત્ત થયેલા રાજાઓ સારા નેત્રવાળા છતાં જન્માંધની માફક સન્મુખ રહેલા પુરૂષને પણ જોઇ શકતા નથી. તથા પોતે લાંબા કાનવાળા છતાં બહેરાની માફક તેઓ પાસે રહેલા માણસોનું વાક્ય પણ શ્રવણ કરતા નથી. ખલ જનોવડે પરાભવ પામેલા પુરૂષોથી સ્વાર્થસિદ્ધિને માટે વીનવાતા એવા તેઓ બોલવાને સમર્થ છતાં મુંગા માણસની જેમ બોલતા પણ નથી. રાજ્યલક્ષ્મીના મદથી ઉન્મત્ત થયેલા તેઓ નિરંકુશ હાથીઓની જેમ સંતાપિત કરેલી પ્રજાના ધર્મરૂપ બગીચાને ઉખેડી નાખે છે. ધનમાં અંધ એવા ચાકરો (સેવકો) ના ચાટુવચનોથી સ્તુતિ કરાયેલા રાજાઓ પોતાને દેવતાઓ કરતાં પણ અધિક માને છે, અને તેથીજ પૂજ્ય એવા દેવો, મુનિઓ, સ્વજન બાંધવો અને માતપિતાને પણ તેઓ ગર્વથી નમતા નથી. પોતાનું કથન માલ વિનાનું હોય છતાં તેને અતિ સુંદર કરીને સ્થાપે છે અને બીજાનું બોલેલું સુંદર હોય છતાં તેઓ તેને નિર્માલ્ય ગણી હસી કહાડે છે. જે તેમને અંજલિ જોડે, મીઠાં વાકયોથી તેમની સ્તુતિ કરે અને તેમના યુકત કે અયુકત વચનને તથેતિ એમ બોલી જે અંગીકાર કરે તેનેજ તેઓ બહુમાન આપે છે, તેનુંજ વચન હિતકારી સમજે છે, મિત્રપણામાં કે સેવકપણામાં તેનેજ સ્થાપે છે, તેનીજ તેઓ પ્રશંસા કરે છે, તેનેજ ધન આપે છે, તેની સાથેજ મસલત કરે છે અને તેની સાથેજ ગોષ્ઠી કરે છે. ચાટુગ્રાહ્ય એવા રાજા-

ઓની સ્વતંત્રતાને જે અનુસરતો નથી, તે ગુણી, ધીમાન્ કે કુલીન હોય છતાં કોઈ પણ બાબતમાં રાજાઓ તેનો આદર કરતા નથી. હે વત્સો! આ પ્રમાણેની સદોષ લક્ષ્મીનો અજ્ઞજનોનેજ પ્રતિબંધ થાય છે, સુજ્ઞજનોને તો પ્રાયઃ તેના સંગથી પણ પ્રતિબંધ થતો નથી. દાખલા તરીકે શુચિવોદ્ર અને શ્રીદેવ નામના બે મિત્ર વાણીયાને આ લક્ષ્મીએ પ્રથમ ભારે (મોટા) બનાવી પછી તેમને આકડાના તૂલ કરતાં પણ હલકા કરી દીધા હતા. તેનું દૃષ્ટાંત આ પ્રમાણે—

"ભોગપુર નામના નગરમાં બાપની લક્ષ્મીથી શ્રીમંત બનેલા શ્રીદેવ અને શુચિવોદ્ર નામના બે વાણીયા રહેતા હતા. તેમાં શુચિવોદ્ર શૌચાચારમાં બહુ કદાગ્રહી હતો, તેથી તે પાણીથી ભરેલો તાંબાનો લોટો હાથમાં લઇનેજ બધે ઠેકાણે જતો હતો.

એક દિવસે ચાંડાલોએ દ્વાર આગળ આવીને તેની પ્રિયાને આ પ્રમાણે પૂછ્યું—'તમારા પતિ ક્યાં છે?' તેણે કહ્યું કે 'અંદર છે' એટલે તેઓ બોલ્યા કે—"શુચિવોદ્રના પિતાની અમારી પાસે લેણી હતી તે આ સોનામહોરો લાવ્યા છીએ માટે તમે અંદર જઇને તેમને આપો." શુચિવોદ્રની સ્ત્રીએ તે લીધી, અને ઘરની અંદર જઇ તે શુચિવોદ્રને આપી. તે વખતે 'આ સોનામહોરોપર છાંટ નાખી છે?' આ પ્રમાણે શ્રેષ્ઠીએ પૂછ્યું એટલે તેણીએ કહ્યું કે—'નથી નાખી.' આ સાંભળી બધે ઠેકાણે અશુચિ થઇ જવાથી તે વખતે તે અત્યંત ખેદ કરતો કહેવા લાગ્યો:—"અરે! આ સોનામહોરોએ મારૂં આખું ઘર મલિન કરી નાખ્યું, માટે એમનો સ્પર્શ કરવાથી પણ ભ્રષ્ટતા પ્રાપ્ત થાય છે." આ પ્રમાણે બકતા તેણે રોષથી રાતાતાતા થઇને તે સોનામહોરોને પોતાના ડાબા પગથી ઠેબું મારી દૂર ફેંકી દીધી. આ રીતે શુચિવોદ્રે પોતાની અવજ્ઞા કરી તેથી અત્યંત મત્સર ધરીને તેના ઘરનો ત્યાગ કરવાને ઇચ્છતી એવી લક્ષ્મી આ પ્રમાણે વિચાર કરવા લાગી:—

"મને મેળવવાની ઈચ્છાથી લોકો અટવીનું પણ ઉલ્લંઘન કરે છે, મોટા

સમુદ્રને પણ તરે છે, પર્વતના શિખરપર આ[illegible]રોહણ કરે છે, ગુફાઓમાં પેસે છે અને બીજાં પણ ક્ષુધા, તૃષા, આતપ[illegible], વિગેરેના મહાકષ્ટો ઘણીવાર સહન કરે છે; તોપણ પૂર્વકર્મના પ્રભાવ[illegible]ય શું હું તેમની થા- ઉં છું કે નથી થતી, તેમ છતાં મારા અતિપરિચયથી [illegible] છે. અને શોચાચા- રના કદાગ્રહથી આ શેઠ નષ્ટ થઇ ગયો છે, તેથી તેણે [illegible]ી વિચારે વર્ણો [illegible] માન્ય અને પોતાને ઘેર આવતી એવી અને પોતાના પગવ[illegible] રાજ્ય-ની [illegible] દીધી છે. મારા અતિપરિચયથી આ શુચિવોદ્રની અક્કલ મા[illegible]તાં [illegible] છે, માટે હવે એને નિર્ધન બનાવી દઇને એવીરીતે વિડંબના પ[illegible]ચા [illegible] કે જેથી આ પુન: મને મેળવવાને સમગ્ર શોચાચારનો ત્યાગ [illegible] રાંક થઇને ચાંડાલના પણ ખાસડાં ઘણા વખતસુધી ઉપાડે.” એ પ્રમાણે વિચાર કરીને લક્ષ્મીએ તરતજ તેનું ઘર છોડી દીધું. એટલે ઇંદ્રજાલની માફક તેજ વખતે તેનું બધું ધન નાશ પામ્યું. કહ્યું છે કે:—

“ लक्ष्मीः शनैः शनैरेति, निर्याति युगपत् पुनः;
षष्ठ्या पलैर्जलैः पूर्णा, रिच्यते यद् घटी क्षणात्. ”

“જેમ પાણીમાં મૂકેલી ઘડી સાઠ પળે ધીમે ધીમે જળથી ભરાય છે અને ખાલી તો ક્ષણવારમાં થઇ જાય છે, તેમ લક્ષ્મી પણ આસ્તે આસ્તે આવે છે અને જાય છે ત્યારે એક સાથે ચાલી જાય છે.”

હવે નિર્ધન થવાથી શુચિવોદ્ર પોતાના મિત્ર, સ્વજન અને બંધુઓમાં સર્વત્ર અનાદર પામવા લાગ્યો. કહ્યું છે કે—

“ यस्यार्थस्तस्य मित्राणि, यस्यार्थस्तस्य बान्धवाः;
यस्यार्थः स्वजनाश्चापि, तस्य स्युर्बहवो जनाः. ”

“ જેને ધન હોય તેના ઘણા માણસો મિત્ર થાય છે, બાંધવો પણ ઘણા થાય છે અને તેના સ્વજનો પણ ઘણા થાય છે ” નિરંતર ર્થમાં રસિક એવા મિત્રો સ્વજનો અને બાંધવો જેમ ફલિત વૃક્ષને

ફરી પણ અનુકંપા કરીને માતંગે વિધિ બતાવીને એક વિદ્યાભિમંત્રિત ઘટ તેને આપ્યો. એટલે માતંગને નમસ્કાર કરી ઘટ લઇને તે પોતાને ઘેર આવ્યો, અને યથાવિધિ તેનું પૂજન કરીને ઘટ પાસે તે ઈચ્છિત પદાર્થો યાચવા લાગ્યો. કુંભમાંથી તેના ઇચ્છિત પદાર્થો મળ્યા એટલે તેણે બધા મિત્રોને આદરસહિત જમાડ્યા અને પોતે પણ યથારૂચિ જમ્યો. પછી "અહો! કુંભના પ્રભાવથી મારૂં દારિદ્રય દૂર ગયું." આ પ્રમાણે ખુશ થતો તે કુંભને માથે લઇને નાચવા લાગ્યો. હર્ષથી ચંચળ ચિત્ત હોવાથી આ પ્રમાણે નાચતાં દુર્દૈવવશાત્ કુંભ તેના માથાપરથી પડી ગયો અને તરતજ ખંડખંડ થઈગયો. ઘડો ભાંગી જવાથી શુચિવોદ્ર મનમાં બહુજ ખેદ લાવીને પુન: માતંગની પાસે ગયો. એટલે માતંગ કહેવા લાગ્યો:—"મારી પાસે જેટલી વિદ્યા હતી તે બધી તને આપી ચુકયો છું, હવે વધારે નથી, માટે હે ભદ્ર! પુન: તારે મારી પાસે આવવું નહિ." માતંગે આ પ્રમાણે કહી તેને વિસર્જન કર્યો એટલે તે પોતાને ઘેર આવ્યો અને દુ:ખિત થતો આર્ત્તધ્યાનમાં તત્પર એવો તે રાત્રે સૂતો, એટલામાં શ્વેત વસ્ત્રવાળી એક પ્રૌઢ પ્રમદાને જોઇને તે તેની સન્મુખ જઈ પ્રણામ કરીને પૂછવા લાગ્યો—"હે સ્વામિની! તમે કોણ છો?" એટલે તે બોલી કે—"જેને તેં પગવડે ફેંકી દીધી હતી, તે હું તારા ઘરની લક્ષ્મી છું." તે સાંભળી શુચિવોદ્ર કહેવા લાગ્યો—"હે માત! આટલો લાંબો વખત તમે કયાં ગયા હતા?" લક્ષ્મીએ કહ્યું—"આટલો કાળ હું માતંગને ઘેર ગઈ હતી." તેણે પૂછયું—"તે માતંગ કોણ?" એટલે તેણે કહ્યું કે:—"ધનની ઇચ્છાથી જેની પછવાડે ભમીને તું જેના ખાસડા ઉપાડતો અને જેની ઘણો કાળ સેવા કરતો હતો તે." શુચિવોદ્રે કહ્યું—"તો આજે અહીં તમે શામાટે આવ્યા છો?" લક્ષ્મીએ કહ્યું કે—"તારૂં શૌચ જોવાને." આ પ્રમાણે કહીને લક્ષ્મી તરત અદૃશ્ય થઇ ગઇ. આ પ્રમાણે પ્રથમ અંગીકાર કરીને પછી મૂકી દીધેલા શૌચથી લજ્જાને લીધે સ્કંધને નીચે નમાવી દેતો શુ-

આવા પ્રકારનું માતંગનું માહાત્મ્ય જોઇને શુચિવોદ્ર મનમાં વિસ્મય પામી ધનની આશાથી તેનીજ સેવા કરવા લાગ્યો. તેને નમન કરે, આસન આપે, તેની સન્મુખ ઉભો રહે, તેના ઉપાનહ ઉપાડે અને દરરોજ તેના પગ દાબે. આ પ્રમાણે નિરંતર તેની સેવા કરતાં તૃષ્ણાથી ચંચળ થયેલા શુચિવોદ્રનો શૌચપણાનો કદાગ્રહ નષ્ટ થઇ ગયો. શુચિવોદ્રની ઘણા વખતની સેવાથી આરાધ્ય થયેલો તે માતંગ એકદા તેને કહેવા લાગ્યો—"હે ભદ્ર! તું આવા અયુક્ત ઉપચાર શા માટે કરે છે?" શુચિવોદ્રે કહ્યું—"હે દીનજનની દયામાં તત્પર એવા સ્વામિન્! સાંભળો, દારિદ્રયથી દુઃખી થયેલો હું ધનને માટે ઘણી ભૂમિ ભમ્યો; પરંતુ એક કાણી કોડી પણ મેળવી શકયો નહિ. તેથી છેવટે નિરાશ થઇને મેં સ્વદેશ તરફ પ્રયાણ કર્યું. ત્યાં દેવમંદિરમાં તમારો મોટો પ્રભાવ જોઇને ધનાશાના પાશથી બંધાયલો હું તમારી સેવા કરવા લાગ્યો છું, માટે પ્રસન્ન થઇને આ દારિદ્રયરૂપ મોટા સમુદ્રમાંથી મારો ઉદ્ધાર કરો." આ પ્રમાણે શુચિવોદ્રનું બોલવું સાંભળીને માતંગ તેને કહેવા લાગ્યો:—"યક્ષિણીની સાધનાના ઉપાય યુક્ત આ વિદ્યા તમે લ્યો." તે સાંભળી 'મોટી મહેરબાની' એમ કહીને તેણે એ વિદ્યા હર્ષની સાથે ગ્રહણ કરી. પછી પોતાના આત્માને કૃતાર્થ માનતો તે પોતાને ઘેર ગયો, અને ત્યાં તેણે સર્વ સાધનની સામગ્રીપૂર્વક એક મંડલ આળેખ્યું. તેના મધ્યમાં યક્ષિણીનું ચિત્ર આળેખીને તેને પૂજીને જેટલામાં તે મંત્રનું સ્મરણ કરે છે, તેટલામાં તેનું એક પદ તે ભૂલી ગયો. પછી શાખાભ્રષ્ટ વાંદરની જેમ વિલક્ષ મુખ કરીને તેણે માતંગની પાસે જઇ પોતાનું યથાસ્થિત સ્વરૂપ કહી બતાવ્યું. માતંગે કહ્યું:—"હે ભદ્ર! વિદ્યાથી અભિમંત્રિત આ પટ ગ્રહણ કર. જો આની પણ પૂજા કરીશ, તો તને ઇષ્ટ પ્રાપ્તિ થશે." પછી માતંગને નમન કરી પટ લઇને સ્વપુરે જતાં શુચિવોદ્રનો પટ ચોરોએ લઇ લીધો. એટલે નિસ્તેજ મુખ કરી ત્યાંથીજ પાછો વળી તેણે માતંગની પાસે આવી પટનો વ્યતિકર કહ્યો.

ફરી પણ અનુકંપા કરીને માતંગે વિધિ બતાવીને એક વિદ્યાભિમંત્રિત ઘટ તેને આપ્યો. એટલે માતંગને નમસ્કાર કરી ઘટ લઇને તે પોતાને ઘેર આવ્યો, અને યથાવિધિ તેનું પૂજન કરીને ઘટ પાસે તે ઇચ્છિત પદાર્થો યાચવા લાગ્યો. કુંભમાંથી તેના ઇચ્છિત પદાર્થો મળ્યા એટલે તેણે બધા મિત્રોને આદરસહિત જમાડ્યા અને પોતે પણ યથારૂચિ જમ્યો. પછી "અહો! કુંભના પ્રભાવથી મારૂં દારિદ્રય દૂર ગયું." આ પ્રમાણે ખુશ થતો તે કુંભને માથે લઈને નાચવા લાગ્યો. હર્ષથી ચંચળ ચિત્ત હોવાથી આ પ્રમાણે નાચતાં દુર્દૈવવશાત્ કુંભ તેના માથાપરથી પડી ગયો અને તરતજ ખંડખંડ થઈગયો. ઘડો ભાંગી જવાથી શુચિવોદ્ર મનમાં બહુજ ખેદ લાવીને પુન: માતંગની પાસે ગયો. એટલે માતંગ કહેવા લાગ્યો:—"મારી પાસે જેટલી વિદ્યા હતી તે બધી તને આપી ચુકયો છું, હવે વધારે નથી, માટે હે ભદ્ર! પુન: તારે મારી પાસે આવવું નહિ." માતંગે આ પ્રમાણે કહી તેને વિસર્જન કર્યો એટલે તે પોતાને ઘેર આવ્યો અને દુ:ખિત થતો આર્ત્તધ્યાનમાં તત્પર એવો તે રાત્રે સૂતો, એટલામાં શ્વેત વસ્ત્રવાળી એક પ્રૌઢ પ્રમદાને જોઇને તે તેની સન્મુખ જઈ પ્રણામ કરીને પૂછવા લાગ્યો—"હે સ્વામિની! તમે કોણ છો?" એટલે તે બોલી કે—"જેને તેં પગવડે ફેંકી દીધી હતી, તે હું તારા ઘરની લક્ષ્મી છું." તે સાંભળી શુચિવોદ્ર કહેવા લાગ્યો—"હે માત! આટલો લાંબો વખત તમે કયાં ગયા હતા?" લક્ષ્મીએ કહ્યું—"આટલો કાળ હું માતંગને ઘેર ગઈ હતી." તેણે પૂછ્યું—"તે માતંગ કોણ?" એટલે તેણે કહ્યું કે:—"ધનની ઇચ્છાથી જેની પછવાડે ભમીને તું જેના ખાસડા ઉપાડતો અને જેની ઘણો કાળ સેવા કરતો હતો તે." શુચિવોદ્રે કહ્યું—"તો આજે અહીં તમે શામાટે આવ્યા છો?" લક્ષ્મીએ કહ્યું કે—"તારૂં શૌચ જોવાને." આ પ્રમાણે કહીને લક્ષ્મી તરત અદૃશ્ય થઇ ગઇ. આ પ્રમાણે પ્રથમ અંગીકાર કરીને પછી મૂકી દીધેલા શૌચથી લજ્જાને લીધે સ્કંધને નીચે નમાવી દેતો શુ-

ચિવોદ્ર સર્વત્ર હાસ્યાસ્પદ થયો. લક્ષ્મીથી તજાયલો તે પશ્ચાત્તાપ રૂપ અગ્નિથી બળવા લાગ્યો અને જીવનપર્યંત આજીવિકાથી પણ તે દુઃખિત થયો.

હવે તે લક્ષ્મીને શ્રીદેવ તત્ત્વથી દેવતા માનતો હતો. કારણકે "તેજ સાક્ષાત્ અહીં દાન, ભોગ અને મહત્ત્વાદિ ફળ આપે છે. તે સિવાય જેમના રોષ, તોષનું ફળ અહીં પ્રત્યક્ષ જોવામાં આવતું નથી, તેવા અજાગલ સ્તન જેવા બીજા દેવતાઓથી શું?" આ પ્રમાણે બોલતો તે બીજા સર્વ દેવતાઓનો ત્યાગ કરીને પ્રમોદપૂર્વક પુષ્પાદિકવડે લક્ષ્મીની મૂર્ત્તિનીજ તે ત્રણ કાળ પૂજા કરતો હતો.

એક દિવસે લક્ષ્મીને હસતી જોઇને તેણે પૂછ્યું-" હે માત! હસવાનું કારણ શું?" લક્ષ્મીએ કહ્યું કે, "તારૂં વૃત્તાંત." તેણે પૂછ્યું કે-'મારૂં શું વૃત્તાંત?' એટલે લક્ષ્મીદેવીએ કહ્યું કે-" જેમનાં વચનો યથાસ્થિત અર્થવાળાં છે, જેમણે આંતર શત્રુઓને હણ્યા છે, સંસાર સમુદ્રનો પાર પમાડી ભવ્ય પ્રાણીઓને જે મોક્ષમાં લઇ જનારા છે, સુરાસુર અને રાજાઓ જેમના ચરણયુગલને નમે છે, જે જગત્માં જંતુઓપર કરૂણાયુક્ત મનવાળા છે અને જે આલોક તથા પરલોકનાં સુખને આપવાવાળા છે એવા દેવાધિદેવ સર્વજ્ઞ જિનેશ્વરને મૂકીને હે ભદ્ર! તું મારી સ્થિરતાની ઇચ્છાથી મને આરાધે છે, પરંતુ મારૂં સ્થૈર્ય તો પ્રાચીન પુણ્યોથીજ થાય તેમ છે, મારી સેવાથી થાય તેમ નથી." આ પ્રમાણે લક્ષ્મીએ હાસ્યપૂર્વક કહ્યું એટલે શ્રીદેવ તેને પુનઃ કહેવા લાગ્યો-" હે માતા! તારી સેવા કરતાં મને જે થવાનું હોય તે થાઓ." તે સાંભળી લક્ષ્મી અદૃશ્ય થઇ ગઇ.

પછી બહુ ભક્તિપૂર્વક લક્ષ્મીનું આરાધન કરતાં કેટલેક દિવસે લક્ષ્મીને શ્યામ મુખવાળી જોઇને શ્રીદેવ તેને પૂછવા લાગ્યો-" હે અંબા! આજે તમારા મુખપર શ્યામતા કેમ દેખાય છે?" એટલે તેણીએ કહ્યું-" હે વત્સ! તારે ઘેર વિલક્ષણ પુત્ર જન્મ્યો છે. તેની

વિલક્ષણતાના દોષથી, તું અતિભક્તિમાન્ છે, છતાં તારા ચિરસેવિત મંદિરને પણ હું છોડી દેવા ઇચ્છું છું. કહ્યું છે કે:—

"मर्त्यो भवति तिर्यङ् वा, स कश्चिच्छस्यलक्षणः;
लक्ष्मीर्यदनुभावेन, गेहमभ्येति सर्वतः."
"मर्त्यो भवति तिर्यङ् वा, स कश्चिदपलक्षणः;
लक्ष्मीर्यदनुभावेन, सद्मनोप्यपगच्छति."

"સારા લક્ષણવાળા કોઇ તિર્યંચ કે માણસના પ્રભાવથી લક્ષ્મી ચારે બાજુથી ઘરમાં આવે છે, અને કોઇ અપલક્ષણવાળા માણસ કે તિર્યંચના પ્રભાવથી લક્ષ્મી ઘરમાંથી પણ ચાલી જાય છે." માટે તારા ભાવી વિયોગથી હું શ્યામ મુખવાળી થઇ છું." તે સાંભળી શ્રીદેવ ખેદસહિત કહેવા લાગ્યો—"હવે ક્યાં જશો?" એટલે લક્ષ્મી બોલી:—"આજ નગરમાં પૂર્વ જન્મમાં કરેલા મુનિદાનના પ્રભાવથી જેણે અતુલ ભોગકર્મ ઉપાર્જ્યું છે એવા ભોગદેવને ઘેર જઇશ." આ પ્રમાણે કહીને લક્ષ્મીએ તરતજ તેને તજી દીધો, એટલે શ્રીદેવ દુઃખિત થયો અને ભોગદેવ સાર્થવાહ હિરણ્યાદિકથી વૃદ્ધિ પામ્યો. પોતાના ઘરમાં ચારે બાજુ લક્ષ્મીનો વિસ્તાર જોઇને ભાગ્યશાળી ભોગદેવ પોતાની ભોગવતી પ્રિયાને આ પ્રમાણે કહેવા લાગ્યો:—"હે કાંતે! વિદ્યુલ્લતા જેવી ચપળ લક્ષ્મી જ્યાંસુધી આપણા ઘરમાં છે, ત્યાંસુધી દીન વિગેરેને દાન આપવું અને યથેચ્છ ભોગ ભોગવવા." તે તો પ્રથમથી પણ દાનશીલ હતી અને આ પ્રમાણે પતિએ પ્રેરણા કરી, એટલે વિશેષે કરીને મુનિ, દુઃસ્થિત અને દીનજનોને શ્રદ્ધાપૂર્વક યથાર્થિત[1] દાન દેવા લાગી.

એક દિવસે તે નગરના ઉદ્યાનમાં કેવલી ભગવંત સમવસર્યા, એટલે શ્રદ્ધાળુ મનવાળા અનેક લોકો તેમને વંદન કરવા ગયા. પો-

૧ માગ્યા પ્રમાણે.

તાની ભોગવતી પત્ની સાથે ભોગદેવ પણ ત્યાં આવ્યો. સર્વ લોકો વંદના કરીને બેઠા એટલે કેવલી મહારાજ ધર્મોપદેશ દેવા લાગ્યા:—

" ચોરાશી લક્ષ જે જીવયોનિ છે, તે બધી યોનિઓમાં શરણ રહિત એવા પ્રાણીઓ અનંતીવાર ભમ્યા છે. અનંત અવસર્પિણી અને ઉત્સર્પિણીના પ્રમાણવાળા જે પુદ્ગલ પરાવર્ત્તો છે, તે પણ સંસારમાં ભમતા પ્રાણીઓએ અનંતીવાર પૂર્ણ કર્યા છે; પરંતુ સંસારરૂપ જંગલમાં ભમતાં પ્રાણીઓને કૃષ્ણ ચિત્રાવેલીની માફક દુર્લભ એવા સદ્ગુરૂ ક્યાંઈ પણ મળ્યા નથી. પુણ્યયોગે તેવા ગુરૂનો યોગ થતાં પણ અહો ! ઘણા અજ્ઞજનો તો તેમના કહેલ ધર્મને પોથીમાં-હેંના રીંગણા સમજી તેની અવજ્ઞા કરે છે. કેટલાક તે ધર્મને સમ્યગ્ રીતે હૃદયમાં શ્રદ્ધે છે; પણ તેમણે નરકનું આયુ પૂર્વે બાંધેલું હોવાથી તેઓ ધર્મનું આરાધન કરવાને સમર્થ થઇ શકતા નથી. માત્ર કેટલાક મહાત્માઓ તેને હૃદયમાં સમ્યગ્ રીતે શ્રદ્ધીને સદ્ગુરૂભાષિત ધર્મનું સર્વ શકિતપૂર્વક આરાધન કરે છે, એટલે ધર્મના મહિમાથી તેઓ ઉત્તરોત્તર અનેક પ્રકારના સુખો મેળવી મહાનંદ પદ સુધીની શ્રેષ્ઠ પદવીને મેળવે છે. "

હવે અવસર જોઈ ભોગદેવે કેવલી ભગવાનને આ પ્રમાણે પ્રશ્ન કર્યો કે-" હે ભગવન્ ! મુનિદાનનું ફળ શું ? " એટલે કેવલી ભગવંત બોલ્યા:—"મહાન્ શ્રેષ્ઠીજનોથી વ્યાપ્ત એવા વિશાલશાલ નામના નગરમાં મોટી ઋદ્ધિવાળો સંચયશીલ નામનો સાર્થવાહ વસે છે. તેના ઘરમાં તેર કોટી ધન છે; પરંતુ તે બાંધી મુઠીનો હોવાથી કદી કોઇને એક કોડી પણ આપતો નથી અને ભોગવતો પણ નથી. તેના ઘરમાં એક દુર્ગતપતાક નામનો નોકર છે, તે તને દાનનું માહાત્મ્ય સ્પષ્ટ કહેશે. " આ પ્રમાણે કેવલી ભગવંતનું વચન સાંભળીને તે વિસ્મય પામી હૃદયમાં વિચાર કરવા લાગ્યો:—" કોઇ પણ કારણથીજ આ સર્વજ્ઞ છતાં પણ આ પ્રમાણે કહે છે. તો તે નગર બહુ દૂર છતાં

પણ પ્રિયા સહિત ત્યાં જઇને આ પ્રશ્નનો ઉત્તર મારે મેળવવો." 'કૌતુકીજનો આળસુ હોતા નથી.'

પછી પ્રશ્નાર્થ જાણવાને ઉત્સુક એવો ભોગદેવ, પોતાની પત્નીની સાથે તરતજ ત્યાંથી પ્રયાણ કરી અનુક્રમે વિશાલશાલ નગરે પહોંચ્યો. દૈવયોગે નગરમાં પેસતાંજ દુર્ગતપતાકની દુર્ગિલા નામની ગેહિનીને તેમણે જોઇ અને તેને પૂછયું કે—"અહીં સંચયશીલ નામના સાર્થવાહનું ઘર ક્યાં છે ?" તેણે કહ્યું કે—"અહીં આવો, હું તમને તેનું ઘર દેખાડું." પછી તેની સાથે ભોગદેવ સાર્થેશને ઘેર આવીને આદરસહિત નમન કરી ધનસુંદરી નામની તેની સ્ત્રીને તેણે પૂછયું:—"તમારે ઘેર દુર્ગતપતાક નામનો કોઈ નોકર છે?" તેણે કહ્યું કે—:"તમારે તેનું શું કામ છે ?" એટલે ભોગદેવ શેઠે કહ્યું કે:—"સર્વજ્ઞ ભગવંતે દાનફળના પ્રશ્નનો ઉત્તર તે અહીં કહેશે એમ કહ્યું છે, તેથી તેને પૂછવાને માટેજ અત્યારે દૂરદેશથી હું અહીં આવ્યો છું." આ પ્રમાણે સાંભળી તે ખેદરહિત કહેવા લાગી કે—"હે ભદ્ર! અમારો તે નોકર હતો; પરંતુ તેના મરણ પામ્યાને અત્યારે નવમો માસ ચાલે છે." દુર્ગતપતાકનું મરણ સાંભળીને ખેદ ધરતો ભોગદેવ ત્યાંજ સાર્થેશના ઘરની પાસે એક ઘરમાં રહ્યો. અને વિચારવા લાગ્યો કે—"જેને પૂછવાને માટે આટલે સુધી હું આવ્યો, તે તો દૈવયોગે મરણ પામ્યો છે તો મને પ્રશ્નાર્થ કોણ કહેશે ?"

હવે એક દિવસે ધનસુંદરીએ શ્રેષ્ઠ પુત્રને જન્મ આપ્યો. એટલે ધનની આશાથી દાસીએ તરતજ શેઠ પાસે જઇને તેની વધામણી આપી. પરંતુ તે તો ધનના વ્યયથી બીતો હતો એટલે મૌન ધારીને બેસીજ રહ્યો. દાસી નિરાશ થઈ વિલક્ષ મુખ કરીને જેમ આવી હતી તેમ પાછી ચાલી ગઇ. એકદા શેઠ બજારમાંથી ઘેર આવ્યા એટલે ધનસુંદરીએ ખેદસહિત તેને કહ્યું કે—"વલ્લભ! સાંભળો, પુર્વે અને પુત્ર ન હતો તે અત્યારે ભાગ્યયોગે થયો છે; છતાં તમે તેની

વધામણી માત્ર પણ કરી નહિ. દાન અને ભોગમાં ધનનો વ્યય કરતાં તમે ડરો છો, તો કૃપણતાથી દુર્યશ પેદા કરી પૃથ્વીને ભારભૂત એવી આ લક્ષ્મીને તમે શું કરવાના છો?" આ પ્રમાણે સાંભળી ખેદ પામીને શેઠ વિચારવા લાગ્યો–"આ પ્રિયા મારા ચિત્તને અનુસરનારી નથી, જેથી ધન મેળવવામાં થતા કષ્ટને તે મૂળથીજ જાણતી નથી. સ્વજનો અને યાચકોની અત્યંત યાચનાથી પણ મારા મનથી એક કોડીમાત્ર પણ ઉતરતી નથી. આ ખર્ચાળ પત્ની તો ધન કમાવાના કલેશથી અજ્ઞાત છે, એટલે પુણ્યકાર્યમાં અને વધામણી વિગેરેમાં છાની રીતે તે ધનનો વ્યય કરશે. અને પાણીમાં રહેનાર માછલી ક્યારે પાણી પીએ છે એ જેમ જાણી શકાતું નથી, તેમ ઘરની સ્વામિની પત્ની ક્યારે અને શું વ્યય કરે છે તે પણ જણાતું નથી. ઘરની રક્ષામાં નિયુક્ત કરાયેલી પત્ની જો પોતાની ઇચ્છા મુજબ ધનનો વ્યય કરી ઘરને ખોદે, તો પછી નિશ્ચયે 'કાકડી વાડને ખાય' એવો ન્યાય[1] થાય. તો આ ભિન્ન સ્વભાવવાળી સ્ત્રીના સહવાસમાં સ્વભાવથીજ ચપળ એવી લક્ષ્મીને હું ઘરમાં શી રીતે સ્થિર કરી શકીશ?" આ પ્રકારના અત્યંત આર્ત્તધ્યાનને વશ થવાથી તેને આહારવિશૂચિકા (અજીર્ણ) થઈ, જેથી તે સાર્થવાહ તેજ દિવસે મરણ પામ્યો. પતિના મરણથી ધનસુંદરીના હૃદયમાં બળતો શોકાગ્નિ પુત્રને જોવાથી આવતા હર્ષાશ્રુરૂપ જળથી આસ્તે આસ્તે શાંત થયો.

યોગ્ય અવસરે ધનસુંદરીએ મહોત્સવપૂર્વક સ્વજનની સાક્ષીએ પુત્રનું ધનદત્ત એવું નામ પાડ્યું. હવે સંચયશીલ સાર્થવાહ તેજ નગરમાં નાગિલ નામનો કોઇ દરિદ્રી રહે છે તેનો પુત્ર થયો. કારણ કે 'કર્મ સર્વદા બલવત્તર છે.' એ શેઠનો જીવ દૌર્ભાગ્યથી દૂષિત હોવાથી જન્મતાંજ માબાપને અનિષ્ટ થઈ પડ્યો. એટલે ક્ષુધા તૃષાથી

---

૧ 'વાડ ચીભડાં ગળે' એવો પણ ન્યાય કહેવાય છે.

પીડાતો તે અત્યંત ગરીબાઇથી મહાકષ્ટવડે જીવવા લાગ્યો. અહીં ધનદત્તને ઘર તથા પરિજન વિગેરે જોવાથી જાતિસ્મરણ થયું, તેથી હર્ષસહિત તે આ પ્રમાણે કહેવા લાગ્યો.

" श्रद्धया यद् ददे दानं, मुनये तत्प्रभावतः;
रङ्कस्यापि ममाभूवन्, धनकोट्यस्त्रयोदश. "

" શ્રદ્ધાથી મેં જે મુનિને દાન દીધું, તેના પ્રભાવથી મને રંકને પણ તેર કરોડ ધન મળ્યું." હાથ ઉંચો કરીને દરરોજ આ શ્લોક બોલતા તેને " આનો ભાવાર્થ શો છે ? " એમ ભોગદેવે પૂછ્યું. એટલે તે કહેવા લાગ્યો કે—" હું મારા પિતાનો દુર્ગતપતાક નામે નોકર હતો, પણ મુનિદાનથી થયેલા સુકૃતથી અત્યારે તાતના ઘરનો અધિપતિ થયો છું. " આ પ્રમાણે તે બાળકને પ્રાપ્ત થયેલ મુનિદાનનું ફળ સાક્ષાત્ જોઇને ભોગદેવને સર્વજ્ઞના વચન ઉપર પૂર્ણ વિશ્વાસ આવ્યો.

એકદા અતિશયયુક્ત જ્ઞાનવાળા કોઇ મુનિ ભિક્ષાને માટે ત્યાં પધાર્યા. તેમણે સહર્ષ ઉપરનો શ્લોક બોલતાં તે બાળકને આ પ્રમાણે કહ્યું કે " હે બાળ ! તારે એકાંત હર્ષ ન કરવો, કારણ કે ધન છતાં પણ દાન અને ભોગરહિત એવો તારો પિતા મરણ પામીને અહીંજ નાગિલ દરિદ્રીને ત્યાં પુત્રપણે ઉત્પન્ન થયો છે. તે અત્યંત દુઃખી છે, ક્ષુધાથી પીડિત છે અને માબાપને પણ અકારો થયો સતો દુઃખે દિવસો ગાળે છે. જેણે પ્રાપ્ત થયેલું ધન ગરીબોને દીધું નહિ અને પોતે ભોગવ્યું નહિ, પરંતુ પૃથ્વીમાં દાટી રાખ્યું, તે પુરૂષ ખરેખર ! ઉભય લોકના સુખથી ભ્રષ્ટ થાય છે. જુઓ નોકર તે શેઠ થયો અને શેઠ તે નોકર થયો. આ કર્મરચનાને અસંભાવ્ય કોણ કહે ? (માને?)" આ પ્રમાણે પોતાના પતિનું વૃત્તાંત સાંભળીને ધનસુંદરી ખેદ પામી. પછી તરતજ પત્ની અને પુત્રસહિત નાગિલને બોલાવીને તે કહેવા લાગી કે—" તમે દંપતી હમેશાં મારા ઘરનું કામકાજ કરો અને સ્નાન

તથા અશનાદિકથી સ્નેહપૂર્વક આ પુત્રનું પાલન કરો. આ તમારો પુત્ર પણ મોટો થશે, ત્યારે ઘરનું કામ કરનારો થશે.” આ પ્રમાણેનું તેનું કથન સ્વીકારીને તે દંપતી સુખે ત્યાં રહ્યાં.

એક દિવસે રાત્રે પોતાના મંદિરમાં (મકાનમાં) ભોગદેવે બે સુંદરીને પરસ્પર આ પ્રમાણે વાર્તાલાપ કરતી સાંભળી.

પહેલી—(બીજીને) “હે સુંદરિ! તું કોણ છે? તે કહે.”

બીજી—“હે શુભે! હું ભોગદેવની ગૃહલક્ષ્મી છું.”

પહેલી—“હે બ્હેન! તને કુશલ છે?”

બીજી—(દુઃખસહિત નિસાસો નાખીને) “હે બ્હેન! અન્યઅન્યને દાન દેવામાં અને ભોગાદિ કાર્યમાં મનને પરોવીને ભોગદેવ નિરંતર (સર્વદા) મને ફેરવ્યા કરે છે, તો આજ્ઞાપ્રધાન ભર્ત્તાની દાસીની જેમ પરાધીન સ્વભાવવાળી એવી મારી કુશલતાની કથા શું કહેવી? પણ બ્હેન! તું કોણ છે? તે તો કહે.”

પહેલી—“હું બંને રીતે નામથી અને ગુણથી (સંગ્રહ સ્વભાવી હોવાથી) સંચયશીલ નામના સાર્થપતિની લક્ષ્મી છું.”

બીજી—“તો બ્હેન! કહે-તું ત્યાં સુખે રહેતી હશે!”

પહેલી—(સખેદ) “મહા ઘોર અંધકારયુકત ખાડામાં મને હમેશાં તેણે દાટી રાખી હતી. અત્યારે લાંબે વખતે હું સૂર્ય, ચંદ્ર, અને સત્પુરૂષોના કરનો સ્પર્શ પામી છું. બંદીવાન તરીકે પકડાયેલી રિપુસ્ત્રીની માફક નિત્યના નિરોધથી ઉદ્વેગ પામીને હું અહીં દુઃખે નિવાસ કરૂં છું. બ્હેન? સુખવાસ તો મને કયાંથી હોય?”

આવા પ્રકારની તમની વાતો સાંભળીને ભોગદેવ વિચારવા લાગ્યો કે—“ખરેખર! પોતપોતાના સ્થાનથી અત્યારે આ બંને લક્ષ્મી ઉદ્વિગ્ન થઇ છે. જો એમ ન હોય, તો સંગ્રહ કરનાર સંચયશીલના અને વ્યય કરનાર મારા—એમ બંનેના લક્ષ્મી દૂષણો શામાટે

જુઓ? ભોગથી, શૌચથી, ભક્તિથી કે સંગ્રહથી પણ આ ચપળ લક્ષ્મી કદિ સ્થિર થતી નથી, તેથી એનું દાન કરવું એજ શ્રેષ્ઠ છે. માટે સ્વભાવથીજ ચપળ એવી લક્ષ્મી મને જ્યાંસુધી તજી ન દે, ત્યાંસુધી પાત્રોમાં એનો વ્યય કરીને હું એનું ફળ મેળવી લઉં."

પછી ત્યાંથી પોતાને નગરે આવીને ચૈત્યોમાં અઠ્ઠાઈ મહોત્સવ કરીને તથા આદરસહિત ચતુર્વિધ સંઘની અર્ચા કરીને, અનાથ, દીન અને દુઃખી લોકોને યથોચિત દાન આપીને, પોતાના મિત્રો, સ્વજનો અને બંધુઓને સન્માનપૂર્વક પૂછીને અને ભોગદત્ત નામના પુત્ર ઉપર પોતાના કુટુંબનો ભાર આરોપીને જેના શુભ ધ્યાનના અધ્યવસાય વધતા જાય છે, જેની બુદ્ધિ વિશુદ્ધ થઇ છે, અને 'હું આવતી કાલે દીક્ષા અંગીકાર કરીશ' એવો જેણે મનમાં સંકલ્પ કરી લીધો છે એવો ભોગદેવ જ્યારે રાત્રે સૂતો, ત્યારે સ્ત્રીરૂપધારિણી લક્ષ્મીએ તેને કહ્યું—"હે ભોગદેવ! તેં મારૂં દાન કર્યું અને યથારૂચિ મારો ઉપભોગ કર્યો, તેમજ હું તને છોડતી નથી, છતાં તેં મારો ત્યાગ કર્યો—તેથી તેં મને એક રીતે ઠગી છે. તો પણ હું તારૂં શું ઇષ્ટ કરૂં? તે કહે." તે કહેવા લાગ્યો કે—"મારી જેમ મારા પુત્રની સાથે પણ તારે વર્ત્તવું (રહેવું.)" આ બોલ સ્વીકારીને લક્ષ્મી અંતર્ધાન થઇ ગઇ.

હવે પ્રાતઃકાળે વિરક્ત બુદ્ધિવાળા એવા ભોગદેવે પોતાની સ્ત્રીની સાથે પ્રશાંતાચાર્ય ગુરૂની પાસે પ્રવ્રજ્યા અંગીકાર કરી. પવિત્ર ચારિત્ર પાળવામાં સદા ઉદ્યુક્ત અને સ્વાધ્યાય તથા અધ્યયનમાં અનુરક્ત (આસક્ત) એવા તે દંપતી દુષ્કર તપ તપવા લાગ્યા. પ્રાંતે સર્વ જીવને ખમાવીને (આરાધના કરીને) અને અનશન અંગીકાર કરીને એકાવતારી એવા તે બંને સર્વાર્થસિદ્ધની સંપત્તિ પામ્યા, અર્થાત્ પાંચમા અનુત્તર વિમાનમાં દેવપણે ઉત્પન્ન થયા.

હવે આ તરફ લક્ષ્મીએ શ્રીદેવને તરતજ તજી દીધો હતો, એટલે તે આજીવિકાને માટે બીજાને ઘેર હલકું કામ કરતો અને 'શ્રી-

દેવ! રોજ ત્રણવાર પૂજતાં પણ તારી લક્ષ્મી કેમ ચાલી ગઇ?' એ પ્રમાણે માણસોથી હાસ્ય કરાતો તે કષ્ટથી વખત ગાળતો હતો. હવે જે પુત્રના જન્મતાંજ એના ઘરમાંથી લક્ષ્મી પોતે કહીને ચાલી ગઇ હતી, તે વિલક્ષણ પુત્ર દૈવયોગે મરણ પામ્યો. તે પછી પુણ્યયોગે લક્ષ્મી ફરી પાછી એના ઘરમાં આવી અને તેથી તે સ્વજન બંધુઓમાં માનનીય થયો. હવે પુનઃ સંપત્તિ પ્રાપ્ત થઇ એટલે ધનના ઉન્માદથી અને ઇચ્છાપૂર્વક પ્રાપ્ત થયેલ ભોગના સાધનથી તે બીજી સ્ત્રી પરણ્યો. કહ્યું છે કે:—

"प्रवर्धमानः पुरुष–स्त्रयाणामपघातकः;
पूर्वोपार्जितमित्राणां, दाराणामथ वेश्मनाम्."

"લક્ષ્મીથી વધતો જતો પુરૂષ, પૂર્વ પરિચિત મિત્રો, સ્ત્રીઓ અને ઘરો—એ ત્રણેનો અપઘાતક થાય છે." અર્થાત્ તે ત્રણે વાનાં નવાં કરવાની તેને ઇચ્છા થાય છે.

એક દિવસે પુનઃ રાત્રે શ્રેષ્ઠ સુખશય્યામાં સૂતેલા શ્રીદેવે રૂદન કરતી કોઇ સ્ત્રીને જોઇને તેને પૂછ્યું કે:—"તું કોણ છે અને શા નિમિત્તે આમ દુઃખસહિત રડે છે?" તે કહેવા લાગી:—"હું તમારા ઘરની લક્ષ્મી છું અને અત્યારે પુનઃ તમારા ઘરનો ત્યાગ કરવા ઇચ્છું છું. કારણ કે, હે શ્રીદેવ! તું જે બીજી સ્ત્રી પરણ્યો છે, તે ખરેખર! સાક્ષાત્ અલક્ષ્મી (દરિદ્રતા) જ છે, માટે તેની સાથે મારે રહેવું નહિ બને. એ નિમિત્તે ભક્તિ સહિત મનવાળા તારા ભાવી વિયોગથી દુઃખિત થઇને હું રૂદન કરૂં છું." એમ કહીને તે તત્કાળ અદૃશ્ય થઈ ગઇ.

હવે સવારે ઉઠીને જેટલામાં તે પોતાનું ઘર જુએ છે, તેટલામાં ધન ધાન્યાદિકથી સર્વત્ર તે ખાલી થયેલું તેના જોવામાં આવ્યું. એટલે ખેદ પામીને તે આ પ્રમાણે વિચારવા લાગ્યો:—"જેમ રાત્રે લ-

ક્ષ્મીએ કહ્યું, તેમજ તેણે કર્યું. અહો ! કુબુદ્ધિવાળો હું બીજી સ્ત્રી શા માટે પરણ્યો? કે જેની સાથેના અમર્યાદ વૈરથી લક્ષ્મી મારા ઘર-માંથી ચાલી ગઇ. અથવા તો તેનો ખેદ કરવાથી શું ? લક્ષ્મી જ્યારે પોતેજ જવાની ઇચ્છાવાળી થાય છે, ત્યારે તે ખરેખર ! આ પ્રમાણે ફોગટનાં બાનાં બતાવે છે. ” પછી તે દિવસથી દરિદ્રતાથી દુઃખી થ-ઇને બીજાને ઘેર કામ કરતો શ્રીદેવ જીવનપર્યંત દુઃખી રહ્યો.

જે નગરમાં લક્ષ્મીને લીધે જે બીજાઓને તૃણ જેવા પણ ન્હોતો માનતો, તેજ નગરમાં અહો ! તે કષ્ટથી બીજાને ઘેર કામ ક-રવા લાગ્યો. માટે સ્વભાવથીજ ચપળ એવી લક્ષ્મી અબળા છતાં, ધીમાન્ પુરૂષ પોતાના કાર્યને માટે પ્રતિબંધ રહિત થઇને તેને અનુસરે છે. રો:: કરી પગથી મારતાં લક્ષ્મીએ શુચિવોદ્રને તજી દીધો અને તેની પૂજા કરતાં પણ શ્રીદેવને જે તે કારણ બતાવીને મૂકી દીધો. ઉષ્ણ પવનથી પણ તેનું રક્ષણ કરતાં સંચયશીલને પણ તેણીએ તજી દીધો અને યથાયોચિત દાન દેતાં અને ભોગવતાં ભોગદેવને પણ છોડી દીધો. માટે ઉછળતા કલ્લોલ જેવી ચપળ લક્ષ્મીને સ્થિર કર-વાને જગત્માં કોઇ પણ ઉપાય વિદ્યમાન નથી. જે આપતો નથી અને ભોગવતો પણ નથી, તે પુરૂષ પોતાની પાસે ધન છતાં પણ સંચય-શીલના જેવા ગરીબ ( દરિદ્ર ) છે. આ જગત્માં સંચયશીલના જેવા ઘણા માણસો છે કે જેમને છળી ( ઠગી ) ને લક્ષ્મીએ પોતાનું દાસકર્મ કરાવ્યું છે. પરંતુ ભોગદેવ જેવા પુરૂષો તો માત્ર પાંચ છજ હશે, કે જેમણે સ્વેચ્છાપૂર્વક તેનો દાન અને ભોગમાં ઉપયોગ કરી તેને પણ છળી ( ઠગી ) લીધી હોય છે. લક્ષ્મીને પોતે ભોગવે છે અને શ્રદ્ધાથી અન્યને આપે છે તથા આપનારની અનુમોદના કરે છે, તે પુરૂષ ભોગદેવની જેમ બંને લોકમાં સુખ પ્રાપ્ત કરે છે. ઘરમાંથી લ-ક્ષ્મી પોતે ચાલી જાય તો ભારે પરિતાપ થાય છે; પરંતુ તેને તજી દીધી હોય તો પુરૂષોને તે અનંત સુખને માટે કલ્પી શકાય છે. વળી હે વત્સો ! આધિ, વ્યાધિ, વ્યથા, જન્મ, જરા અને મરણ રહિત એવું

અવ્યય અને કલ્યાણકારી મોક્ષપદ જો તમે ઇચ્છતા હો, તો સ્વભાવથીજ ચપળ એવી રાજ્યલક્ષ્મીનો કુલટાની જેમ સર્વથા ત્યાગ કરી સંયમલક્ષ્મીનુંજ આરાધન કરો.

॥ इति श्रीतपागच्छाधिराज श्री सोमसुन्दरसूरि पट्टप्रभाकर गच्छनायक परमगुरुश्री मुनिसुन्दरसूरि विनेयवाचनाचार्यसोममण्डनगणिकृतायां युगादिदेशनायां तृतीय उल्लासः ॥

## चतुर्थ उल्लास.

ગણેશો ( ગણધરો ) એ સેવ્ય, કામદેવના ભેદક, કૈલાશ (સિદ્ધાચલ ) ના સ્વામી, વૃષભલાંછનથી લાંછિત અને શાશ્વત સુખના કરવાવાળા ( શંકર ) પવિત્ર શ્રી યુગાદિનાથ (મહાદેવ) તમારી સંપત્તિ માટે થાઓ.

હવે અવંતીદેશનો પતિ અને ઋષભદેવ સ્વામીનો અવંતી નામનો પ્રખ્યાત પુત્ર, આ અવસરે અંજળી જોડીને પ્રભુને પ્રણામ કરી આ પ્રમાણે કહેવા લાગ્યો:-“ હે ભગવંત ! જગજ્જંતુના હિતકારી એવા તમે સર્વ સંગનો પરિત્યાગ કરી શુદ્ધ સંયમની આરાધના કરવાથી મોક્ષની પ્રાપ્તિ બતાવી, પરંતુ અહીં તદ્દન અપ્રાપ્ય છતાં પણ કેટલાક પ્રાણીઓ તો તંડુલમત્સ્યની જેમ અનાદિ ભવના અભ્યાસથી વિષયોની સ્પૃહા કરે છે, તો પૂર્વપુણ્યના ઉદયથી અયત્ને પ્રાપ્ત થયેલા આ ભોગો ( વિષયો ) ને અમે એકદમ કેમ મૂકી શકીએ ? ” પુત્રનું આ પ્રમાણેનું કથન સાંભળીને તેમને પ્રતિબોધવા માટે ઉદ્યમવંત એવા ભગવંત સુધા સમાન મધુર વાણીથી તેમની પાસે વિષયોની વિરસતા બતાવતા સતા કહેવા લાગ્યા કે-“હે

વત્સો ! તાત્કાલિકજ મધુર પણ પરિણામે અતિ ભયંકર અને કિંપાકફળ સદૃશ એવા વિષયો સુજ્ઞ પુરૂષોને ત્યાગવા યોગ્યજ છે. વિષયોમાં સામાન્ય માણસોજ વ્યામોહ પામે છે, પણ ઉત્તમ પુરૂષો તેમાં મુંઝાતા નથી. અત્યંત બીભત્સ એવા શ્લેષ્મમાં મક્ષિકાઓજ મોહ પામે છે, પણ ભમરાઓ મોહ પામતા નથી, કહ્યું છે કે:-

" विषयगणः कापुरूषं, करोति वशवर्त्तिनं न सत्पुरुषं;
बध्नाति मशकमेव हि, लूतातन्तुर्न मातङ्गम्. "

" વિષયગણ નિર્બળ પુરૂષને વશવર્ત્તી બનાવે છે, પણ સત્પુરૂષને નહિ. કરોળીયાની જાળ મચ્છરને બાંધી શકે છે પણ માતંગ ( હાથી ) ને બાંધી શકતી નથી." તુચ્છપણાથી અને ક્ષણિકપણાથી ઇંદ્રિય સુખ તે તત્ત્વથી સુખજ નથી. કારણ કે બુધજનોએ અનંત અને શાશ્વત સુખનેજ ઇષ્ટ સુખ માનેલું છે. મુગ્ધ બુદ્ધિવાળો બાળક જેમ અજ્ઞાનથી પોતાની વિષ્ટામાં પણ રમે છે, તેમ મોહાંધ પુરૂષ જુગુપ્સનીય એવા વિષયરૂપ કાદવમાં રમે છે. ( આનંદ માને છે. ) જેમ ધત્તુરો ખાનારાને લોહ પણ સુવર્ણ લાગે છે, તેમ દુઃખદ વિષયો પણ મોહાંધ પુરૂષોને સુખકારી લાગે છે. જેનાથી લાંબા વખત પછી પણ દુઃખ પ્રાપ્ત થાય છે અથવા તો જે ક્ષણવારમાં વિનાશ પામે છે અને જેને અંતે અવશ્ય મૃત્યુ છે, તે સુખ કેમ કહી શકાય ? વિષથકી પણ વિષયો ખરેખર વધી જાય તેમ છે. કારણ કે વિષથી તો પ્રાણી એકજ વાર મરે છે, પણ વિષયોથી તો અનંતીવાર તે મરણ પામે છે. જ્યારે એક એક ઇંદ્રિયના વિષયથી પણ પતંગ આદિ મરણ પામે છે, તો એકી સાથે પાંચ ઇંદ્રિયનું સેવન કરનારા માણસને પંચત્વ ( મરણ ) પ્રાપ્ત થાય, એમાં તો આશ્ચર્યજ શું ? તે તો નિશ્ચિતજ છે. હે વત્સો ! પંચેંદ્રિયના વિષયોમાં અત્યંત આસક્તિ ધારણ કરનારા પુરૂષોને આ લોક અને પરલોકમાં ભયંકર દુઃખો પ્રાપ્ત થાય છે. તે વિષે એક કથા કહું છું તે સાંભળો:--

"કલિંગ દેશમાં મોટા પ્રાસાદની શ્રેણીથી સુશોભિત અને સુવર્ણ, મણિ, મુક્તાઓથી યુક્ત એવું સ્વર્ણપુર નામે નગર હતું. ત્યાં રાજા અને અમાત્યાદિકને માન્ય, ધનદાન અને દયામાં દક્ષ તથા દાક્ષિણ્યાદિ ગુણોનું સ્થાન એવો સુમંગલ નામે શેઠ હતો. તેને સ્વામી વિગેરેના વિનયમાં તત્પર અને ગૃહકર્મમાં કુશળ એવી જયાવલી નામે પ્રેમપાત્ર પત્ની હતી. તેમને ચોસઠ કળામાં ચતુર અને રૂપ, સૌભાગ્યાદિ ગુણથી સાક્ષાત્ રતિતુલ્ય એવી સુંદરી નામે પુત્રી થઇ.

એક દિવસે સખીજનથી પરવરી સતી તે રાજમાર્ગે થઇને જતી હતી, તેવામાં સુરસુંદર શેઠના સુંદર નામના પુત્રે તેને જોઇ. તે વખતે તેને જોતાં સુંદર કામદેવના બાણોથી વિંધાઈ ગયો અને તન્મય મનથી સર્વત્ર તેનેજ જોવા લાગ્યો. જનમાં કે વિજનમાં, સ્વપ્નમાં કે જાગ્રતીમાં પણ સ્વલ્પ જળમાં માછલીની જેમ તેને કોઇ પણ જગ્યાએ શાંતિ ન મળી. તેની આવી અવસ્થા જોઇ તેના મિત્રોથી તેનું વૃત્તાંત જાણીને સુરસુંદર શેઠે પુત્રને માટે સુમંગલશેઠ પાસે તે કન્યાની માગણી કરી. કુળ, ઘર અને વર વિગેરેની યોગ્યતાનો વિચાર કરીને સુમંગળ શેઠે તે માગણી કબૂલ રાખી એટલે સુંદર સ્વસ્થ થયો.

હવે બહુ સ્વજનથી સેવિત (મોટા પરિવારવાળો) અને કુબેર સમાન ઋદ્ધિવાળો કુબેર નામનો બીજો શ્રેષ્ઠીવર્ય ત્યાં રહેતો હતો. તેણે પણ તેજ દિવસે સુમંગલને ઘેર આવીને ગૌરવપૂર્વક પોતાના પુત્રને માટે જયાવલીની પાસે સુંદરીની માગણી કરી એટલે તેણે એ માગણી કબૂલ રાખી. પછી લગ્ન દિવસ આવતાં સ્વજનોથી પરવર્યા સતા એક સાથે વિવાહને માટે સુમંગલાના ઘરદ્વાર આગળ તે બંને વર આવ્યા. નગરમાં સમાન માનને લાયક, સરખા સ્વજન અને વૈભવવાળા અને દાનથી દુર્લલિત મદોન્મત્ત હાથીની જેવા નિરંકુશ તે બંને, બખ્તર સહિત, આયુધ સહિત અને સ્વસ્વામીભક્ત એવા પોતપોતાના યોદ્ધાઓ સહિત એક કન્યાની આશાથી પરસ્પર યુદ્ધ કરવા

લાગ્યા. મહાજનમાંના મોટા ગૃહસ્થોએ તેમને યુક્તિથી સમજાવ્યા છતાં અહંકારને લીધે તેઓ યુદ્ધથી પાછા ન હઠ્યા. ચારે બાજુ યોદ્ધાઓનું અત્યંત ભયંકર યુદ્ધ મચતાં કિંકર્તવ્યતાથી મૂઢ થયેલો ( મુંઝાઈ ગયેલો ) સુમંગળ શેઠ, તે વખતે મોટું ભેટણું લઈને સ્વજનો સહિત રાજા પાસે જઇ ભેટણું ધરી, પોતાના વૃત્તાંત કથનપૂર્વક તેણે રાજાને વિજ્ઞપ્તિ કરી કે—" હે દેવ ! આપ લગ્નમંડપમાં મારે ઘેર પગલાં કરો, કે જેથી તે બંનેના કળહનો ઉચ્છેદ થાય. બીજી કોઇ રીતે શાંતિ થાય તેમ નથી. " પ્રજાપર વત્સલભાવ હોવાથી તેનું કથન સ્વીકારીને રાજા તરતજ મંડપમાં આવી એક સારા પલંગપર બેઠો. એટલે સુમંગળ શેઠ રાજાના પગમાં પડી પોતાની પુત્રીને દેખાડતો સતો મંત્રી સામંતોની સમક્ષ આ પ્રમાણે વિજ્ઞપ્તિ કરવા લાગ્યો કે—" હે વિભો ! સ્વેચ્છાથી આ બંને વરમાંથી કોઇ પણ વરને આ કન્યા આપો. કારણ કે આદેશને જ્યોતિ હોતી નથી, અર્થાત્ હુકમમાં વિચાર કરવાપણું હોતું નથી. આપની આજ્ઞા સર્વને પ્રમાણ છે." શેઠની આ પ્રમાણેની વિજ્ઞપ્તિ સાંભળ્યા છતાં લાવણ્ય અને સૌભાગ્યથી સુરાંગનાને પણ પાછી હઠાવે એવી તે સુંદરી કન્યાને જોઈને રાજાએ સ્મરદાહથી પીડિત થઇ તેને પરણવાની ઈચ્છાથી આ પ્રમાણે મૃષા જવાબ આપ્યો કે—" અત્યારે અકસ્માત્ મને અતિવિષમ એવી માથાની પીડા થઈ છે, તેની વ્યથાથી વ્યાકુળ એવો હું ઉદય અસ્તને પણ બરાબર જાણી શકતો નથી, તો યુક્તાયુક્તમાં વિમૂઢ એવો હું અત્યારે આનો ઇનસાફ કરીને બેમાંથી એકને કન્યા શી રીતે આપી શકું ? માટે હે શ્રેષ્ઠિન્ ! અત્યારે લગ્ન બંધ રાખો અને બંને વરને વિસર્જન કરો ( રજા આપો ). પછી વિચાર કરીને જે યોગ્ય હશે તે હું પોતે કહીશ. " આ પ્રમાણે કહેવાથી લગ્ન બંધ રહ્યા, વરવાળા પોતપોતાને સ્થાનકે ગયા અને રાજા પોતાના આવાસમાં આવ્યો; પણ તન્મયચિત્ત હોવાથી તે સુંદરીનેજ સર્વત્ર જોવા લાગ્યો. સુંદરીનું સ્મરણ કરતાં રાજા ધ્યાનરૂપ કોષ્ટમાં પ્રાપ્ત થયેલા

યોગીની જેમ નિશ્ચળ આત્માવાળો, અન્ય વ્યાપારથી મુક્ત અને શૂન્ય મનવાળો થઈ ગયો, અને જેમ ઓકારી આવતી હોય તે વખતે સારૂં ભોજન પણ પ્રિય ન લાગે, તેમ તે સુંદરી હૃદયમાં આવતાં રાજાને બીજી એક પણ પ્રિયા રૂચી નહિ. હું ધારૂં છું કે, દેવતાઓમાં સાચા પરચાવાળો દેવ તો એક સ્મર (કામદેવ) જ છે, કે જે પોતે અનંગ (અંગ રહિત) છતાં સકલ (કલા સહિત) રાજાને પણ જેણે વિકલ (વ્યાકુળ) કરી નાખ્યો છે. કહ્યું છે કે:—

" विकलयति कलाकुशलं, हसति शुचिं पण्डितं विडम्बयति;
अधरयति धीरपुरुषं, क्षणेन मकरध्वजो देवः. "

" મકરધ્વજ દેવ, કલાકુશલ માણસને વિકલ (ભાન રહિત) બનાવી દે છે, પવિત્રતાને હસી કહાડે છે, પંડિત પુરૂષને વિડંબના પમાડે છે અને ધીર પુરૂષને ક્ષણવારમાં નીચો પાડે છે."

હવે સેવાને માટે આવેલા મંત્રીએ રાજાને તેવી સ્થિતિમાં જોઇને પૂછ્યું કે—" હે સ્વામિન્ ! આજે તમે આમણદૂમણા કેમ દેખાઓ છો ? " એટલે રાજાએ કહ્યું કે—" હે મહામાત્ય ! કામદેવના બાણથી પીડાયલા એવા મને તે શ્રેષ્ઠીકન્યાનું શરણ છે અથવા તો મરણનું શરણ છે. " આ પ્રમાણે સાંભળીને પ્રધાન વિચાર કરવા લાગ્યો કે:—" ચિંતા, સંગમેચ્છા, નિઃશ્વાસ, જ્વર, અંગમાં દાહ, અન્નપર અરૂચિ, મૂર્છા, ઉન્માદ, પ્રાણસંદેહ અને મરણ—કામીઓની આ દશ અવસ્થાઓ હોય છે. માટે પ્રથમ રાજાને યુક્તિથી આશ્વાસન આપીને પછી હું સુમંગળ શેઠ પાસે જાઉં. કારણ કે પાણી ગયા પછી સેતુબંધ નિરર્થક છે. " આ પ્રમાણે વિચાર કરી તેણે રાજાને કહ્યું:— " હે રાજન્ ! આ કાર્ય તો આપણા હાથમાંજ છે. કારણ કે આ સુમંગળ શેઠ આપણી આજ્ઞાને વશવર્ત્તી છે. હું તેને ઘેર જઇને સુમંગળને એવી રીતે મીઠાં વચનોથી સમજાવીશ, કે જેથી હે સ્વામિન્ !

તે ખુશી થઇને પોતાની કન્યા તમને આપશે. ” આ પ્રકારનાં વાક્યોથી રાજા સ્વસ્થ થઇને કહેવા લાગ્યો કે—“ હે બુદ્ધિના સાગર ! તું મંત્રી છતાં મને શું દુષ્પ્રાપ્ય છે ? ”

પછી સુમતિ મંત્રી સ્વામીના કામમાં ઉત્સુક થઇ સુમંગળ શેઠને ઘેર ગયો. શેઠે તેનો અભ્યુત્થાનાદિવડે સત્કાર કર્યો. એટલે અમાત્ય કહેવા લાગ્યો:—“ હે શ્રેષ્ઠિન્ ! પરિણામે હિતકારી એવું મારૂં કથન સાંભળો. રાજાએ જ્યારથી મોહનવેલી સમાન તમારી પુત્રીને જોઈ છે, ત્યારથી તે હૃદયમાં તેનુંજ સ્મરણ કરતો, રાગરૂપ સર્પના વિષાવેગથી બીજી બધી ક્રિયાઓ ભૂલી ગયો છે. માટે હે શેઠ ! તેને તમારી પુત્રીરૂપ ઔષધી જો કોઇ રીતે તમે નહિ આપો તો સ્મરના વ્યાધિથી રાજા અવશ્ય મરણ પામશે, અને તેનું મરણ થતાં આ સ્વામી રહિત થયેલી પ્રજા નાશ પામશે. માટે હે શેઠ ! આ બાબતનો હૃદયમાં વિચાર કરીને જે યોગ્ય લાગે તે કરો. ” મંત્રીનાં આવાં વચનો સાંભળીને શેઠ બોલ્યા કે—“મારા પ્રાણ પણ રાજાને આધીન છે, તો પછી પુત્રીની તે શી વાત ? માટે રાજા એને ખુશીથી પરણે. ” આ પ્રમાણે તે વણિકે પ્રધાનને કહ્યું, એટલે મંત્રીએ રાજા પાસે જઇને કાર્યસિદ્ધિ જણાવી. પછી તરતજ ગાંધર્વ વિવાહથી રાજા તેને પરણ્યો. અને તેના રૂપ, લાવણ્ય અને સૌભાગ્યથી પ્રસન્ન મનવાળા રાજાએ તે સુંદરીનેજ સકળ અંતઃપુરની અધિકારિણી બનાવી.

હવે મહા તેજસ્વી રાજાએ જ્યારે તે કન્યાનું પાણિગ્રહણ કર્યું ત્યારે કુબેર શેઠના પુત્રે તેની આશા મૂકી દીધી. પરંતુ સ્મરાંધ સુંદર તો રાજાને તે પરણી છતાં શેષનાગના માથાપર રહેલ દુષ્પ્રાપ્ય મણિની જેમ તેને ઇચ્છતોજ રહ્યો. રાગરૂપ અંધકારના પડળથી આંતર લોચન જેના ઢંકાઇ ગયા છે એવો તે પોતાનું ભાવી અશુભ જોઇ નજ શક્યો. કહ્યું છે કે:—

"नष्टी पश्यति जात्यन्धः, कामान्धो नैव पश्यति;
न पश्यति मदोन्मत्तो, दोषमर्थी न पश्यति."

"न पश्यति दिवा घूकः, काको नक्तं न पश्यति;
कामान्धः कोपि पापीयान्, दिवा नक्तं न पश्यति."

"જાત્યંધ ( જન્માંધ ) જોઇ શકતો નથી, કામાંધ તો જોઇજ શકતો નથી, મદોન્મત્ત જોઈ શકતો નથી અને અર્થી દોષને જોઈ શકતો નથી." "દિવસે ઘૂક જોઇ શકતું નથી, રાત્રે કાક ( કાગડો ) જોઇ શકતો નથી અને કામાંધ તો એવો પાપી છે કે જે રાત્રે કે દિવસે જોઈ શકતો નથી." આ પ્રમાણે હોવાથી સ્મરને વશ છે આત્મા જેનો એવો તે સુંદર અન્ય સર્વ ક્રિયાઓને છોડી દઇને સર્વદા સુંદરીના સંગમના ઉપાયનીજ વિચારણા કરવા લાગ્યો.

હવે એક દિવસે સુંદરીની દાસી તેને એકાંતમાં મળી, એટલે પોતાના સ્વાર્થને માટે તેણે વસ્ત્ર, અલંકાર અને તાંબૂળવડે તેને બહુજ સંતુષ્ટ કરી. તેથી સુંદરી પાસે જઇને તેણે સુંદરનું એવી રીતે વર્ણન કર્યું કે જેથી તે તેના પર અત્યંત અનુરાગવાળી થઇ ગઈ. અને તે પોતાની દાસીને કહેવા લાગી કે–"જો સુંદર સખી વેષે (સ્ત્રી વેષે) કોઈ રીતે આવે તો દરરોજ તેને અહીં લઇ આવ." પછી રાણીએ રાજાને કહ્યું કે–"હે દેવ ! સૂહવા નામે મારી સખી છે, તે જો આપની આજ્ઞા હોય તો [1]કંચુકીઓની અટકાયત વિના તે મારી પાસે હમેશા અહીં અંતઃપુરમાં આવે." રાજાએ હા કહી, એટલે દાસીની સાથે સુંદર સખી વેષે સુંદરીના આવાસમાં દરરોજ આવવા લાગ્યો. અને સ્વેચ્છાપૂર્વક સુંદરીની સાથે દરરોજ ક્રીડા કરતાં એક ક્ષણની માફક સુંદરને ઘણા દિવસો વ્યતીત થયા.

---

૧ અંતઃપુરના પહેરેગીરો.

એક દિવસે સુંદરીએ તેને કહ્યું કે—"મારે માટે યમના ઘર જેવા આ રાજમહેલમાં તું હમેશા આવે છે, તો મારા દેહમાં તેં શું એવી અધિકતા જોઈ છે? વળી અત્યંત વિષયમાં આસક્ત થઈને અહીં સંકટમાં આવતાં બિલાડા જેમ દૂધ જુએ પણ લાકડી ન જુએ, તેની માફક તું સંકટ જોતો નથી." આ પ્રમાણેનાં વચનો સાંભળી જરા હસીને સુંદર કહેવા લાગ્યો કે—" હે સુંદરી! સાંભળ-ગુણની અધિકતા વિના યમના મુખમાં કોઈ પ્રવેશ કરે? જો સુવૃત્ત અને અમૃતને-ઝરનાર એવું શરદૃઋતુનું ચંદ્રમંડળ પણ જો અકલંક થઈ જાય તો જ તારા મુખની તુલનાને લાયક થાય, અર્થાત્ નિષ્કલંક ચંદ્ર જેવું તો તારૂં મુખ છે. કાન પર્યંત વિશાલ અને જેમાં બે કૃષ્ણ તારા (કીકી) શોભાયમાન છે, એવા તારા નેત્રો કે જેમાં અંદર ભ્રમર છૂપાઈ રહેલ હોય એવા બે કમળો હોય તેવા મને લાગે છે. જેમાં જાત્ય ચંદન, કર્પૂર અને કસ્તૂરીની સાર સુગંધ છે, એવો તારો શ્વાસવાયુ તે હે સુભ્રુ! અલ્પ પુણ્યવાળા કદિ પણ મેળવી શકતા નથી. સુધા (અમૃત) ખરેખરૂં પાતાલકુંડમાં છે, એવી કવિઓની રૂઢી છે (એમ કવિઓનું કહેવું છે) પરંતુ વસ્તુતઃ તે સુધા તે તારી જીવ્હાના અગ્રભાગ ઉપર અને તારા અધર (હોઠ) પર છે, એમ હું માનું છું. માખણ અને આકડાના તૂલ વિગેરેમાં કોમળ અને મનોહર સ્પર્શ છે પણ તે તારા શરીરસ્પર્શની તુલનાને શતાંશે પણ પામી શકે તેમ નથી. વધારે શું કહું! પૂર્ણિમાના ચંદ્ર જેવું તારૂં મુખ છે, ત્રસ્ત મૃગલાના નેત્ર જેવાં તારાં નેત્ર છે, ગજના જેવી તારી ગતિ છે, બાળ હસ્તિના કર (સુંઢ) જેવા તારા ઉરૂ (સાથળ) છે, પ્રવાલના જેવા રક્ત તારા ઓષ્ઠ છે, ગજકુંભના જેવા ઉન્નત તારા સ્તન છે અને સર્વ અવયવોમાં રહેલા સૌંદર્યના અસંગ સૌભાગ્યથી શોભાયમાન એવી હે વલ્લભે! બધી કામિનીઓમાં તુંજ શૃંગારરસની સરિતા છે." આ પ્રમાણેનાં સુંદરનાં વચનો સાંભળી પુનઃ સ્મિતમુખી સુંદરી તેને કહેવા લાગી—" હે સુંદર! સાંભળ-તું કહે

છે તે બધી વાત ઠીક પણ પોતાનું પરિણામે હિત તું જોઈ શકતો નથી, તે સારૂં ન કહેવાય. પરની આપત્તિમાં (થી) સંતોષ પામનારા કુદૃષ્ટિ દુર્જનો અનેક હોય છે. બીજાઓપર સદ્દસદ્દોષનો આરોપ કરવો, એજ તેમની એક પ્રકારની ક્રીડા હોય છે. કદાચ તું અહીં આવે છે તે વાત દુર્જનના મુખથી રાજાના જાણવામાં આવે, તો એ ક્રોધાંધ થઇ તને દારૂણ વિડંબના પમાડે. માટે હે સુંદર ! આ કાર્ય ભવિષ્યમાં તને લાભદાયક નહિ થાય. દરેક બિલમાં હાથ નાખે તેને કુશળ ક્યાંથી હોય ?" આ સાંભળી સુંદર કહેવા લાગ્યો:– "હે સુભ્રૂ ! રાજા તો મને મારશે કે નહિ મારે પણ તારો વિયોગ થતાં આ મારા પ્રાણ તો અત્યારેજ ચાલ્યા જાય તેમ છે. માટે હે કાંતે! તું ખેદ ન પામ. જે થવાનું હશે તે થશે, પણ આપણો સંયોગ યાવજ્જીવ નિશ્ચળ રહો."

આવા પ્રકારની સુંદર અને સુંદરીની ઉક્તિ પ્રત્યુક્તિનો વિસ્તાર બધો ભીંતને આંતરે રહીને રાજાએ પોતેજ સાંભળી લીધો. પછી મનમાં અતિશય ક્રોધ લાવીને રાજા આ પ્રમાણે વિચારવા લાગ્યો કે–" અહો ! ગહન સ્ત્રીચરિત્રને ચતુર પુરૂષો પણ જાણી શકતા નથી. કહ્યું છે કે:—

" प्राप्तुं पारमपारस्य, पारावारस्य पार्यते;
स्त्रीणां प्रकृतिवक्राणां, दुश्चरित्रस्य नो पुनः "

'અપાર સમુદ્રનો પાર પામી શકાય છે, પણ સ્વભાવથીજ વક્ર એવી સ્ત્રીઓના ચરિત્રનો પાર પામી શકાતો નથી.' કુલીન અને શીલવતી અન્ય રાણીઓની અવગણના કરીને જેને મેં પટરાણી બનાવી, અહા ! તેનું આવું ચરિત્ર ? પરંતુ એનાપર આસક્ત થઇને જે પુરૂષ અહીં સખીના મિષથી હમેશા આવે છે, તેજ પુરૂષને પ્રથમ તો સભામાં પ્રગટ કરીને શિક્ષા કરવી." આ પ્રમાણે વિચારીને ક્રોધથી હૃદયમાં બળતાં છતાં બહારથી આકાર ગોપવીને રાજા

સભામાં આવીને બેઠો. હવે કપટથી સ્ત્રીવેશ ધારણ કરનાર સુંદર જ્યારે રાજદ્વારમાંથી બહાર નીકળતો હતો, ત્યારે રાજાના સંકેતથી વિદૂષકે તેનું નિચેનું વસ્ત્ર ખેંચી લીધું, અને તે સ્થિતિએ રાજસભામાં લઈ ગયો એટલે આ પુરૂષ છે એમ બધા સભાસદોના જાણવામાં આવ્યું. તેથી તરતજ તેને અન્યાયી સમજીને રાજપુરૂષોએ બાંધી લીધો. પછી રાજાએ તેના નાક અને કાન છેદાવીને તથા જીભ અને લોચન ખેંચાવીને તથા ચામડી ઉતરાવીને તેના સર્વ અંગે ક્ષાર ચોળાવ્યું. પછી જેના શરીરે મસીનું વિલેપન કર્યું છે, ઝરતા રૂધિરથી જેનું શરીર પંકિલ થયેલું છે અને જેને માથે પાંદડાંનું છત્ર ધરવામાં આવેલ છે એવા તેને કાન વિનાના ગધેડાપર બેસારીને ખળ જનો જેને હર્ષથી જોઇ રહ્યા છે, સજ્જનો જેને ખેદથી જોઈ રહ્યા છે અને બાળકો જેને કોલાહલ તથા કૌતુકપૂર્વક જોઈ રહ્યા છે તેવી સ્થિતિએ કાહલ તથા ડિંડિમાદિ વાદ્યો વગાડતાં વગાડતાં આખા નગરના સર્વ મોટે રસ્તે ફેરવીને નગર બહાર લઇ ગયા, અને રાજાની આજ્ઞાથી શૂળી ઉપર ચઢાવવામાં આવ્યો. આવી રીતે ઉગ્ર પાપકર્મથી અહીં પણ વિડંબના સહન કરવી પડે છે. પછી રૌદ્રધ્યાનવડે તે સુંદર મરણ પામીને સાતમી નરકે ગયો અને તેત્રીશ સાગરોપમના આયુષ્યવાળો અત્યંત દુઃખી નારકી થયો.

હવે રાજાએ સુંદરી પર રોષ લાવીને તેના શ્રવણ અને નાસિકા છેદીને તેને અંતઃપુરની બહાર કહાડી મૂકી, એટલે તે ભારે દુઃખ પામી સતી પિતાને ઘેર ગઈ. ઘેર આવેલી સુંદરીની તેવી હાલત જોઇને તેના માબાપ બહુ દુઃખિત થયા અને અત્યંત વિલાપ કરવા લાગ્યા. પ્રધાન, શ્રેષ્ઠી અને રાજાની પ્રથમ પ્રાર્થનીય થઇને હે વત્સે! અત્યારે તું આવું મોટું દુઃખ કેમ પામી? પ્રથમ તું સરસ ઇક્ષુલતાની જેવી રાજાને ઈષ્ટ હતી અને અત્યારે વિષવલ્લીની જેવી એકાએક અનિષ્ટ કેમ થઇ પડી? પૂર્વે જે સુતાને વસ્ત્રાભુષણવડે વિભૂષિત જોઇ હતી, તેને અત્યારે આવી રીતે કદર્થિત જોતાં છતાં જે માબાપ-

નું હૃદય તરતજ ફુટી ન ગયું, તે હૃદય ખરેખર વજ્રથી ઘડાયલુંજ હોય એમ લાગે છે. પુત્રી દુ:શીલ હોય, સપત્નીવાળી હોય, ભર્ત્તાને અભિમત ન હોય અથવા નિરપત્ય (પુત્ર વિનાની) હોય તો તે માબાપને દુ:ખ દેનારીજ થાય છે. પરમંદિરનાજ મંડનભૂત, કલંકના સ્થાનરૂપ અને પિતાના ધનને હરનારી એવી પુત્રી જેમને નથી, તેઓજ આ જગત્માં સુખી છે. ઇંદ્રિયોની ચપલતાથી આ સુંદરીએ કદાચિત્ કાંઇ અકૃત્ય કર્યું, તોપણ હે પ્રજાપાળ! તમને આનાપર આવું કરવું ઉચિત નહોતું. કહ્યું છે કે:—

" अपराधशतं साधुः, सहेदेकोपकारतः;
शतं चोपकृतीर्नीचो, नाशयेदेकदुष्कृतात्. "

"સત્પુરૂષ એક ઉપકારથી સો અપરાધો સહન કરે છે અને નીચ પુરૂષ સો ઉપકારોનો એક દુષ્કૃત (અપરાધ) થી નાશ કરે છે." અપરાધી માણસપર પણ ઉત્તમ પુરૂષો ખરેખર ક્રોધ રહિત હોય છે, મધ્યમ પુરૂષો મધ્યમ ક્રોધ કરે છે અને અધમ પુરૂષો મહાક્રોધ કરે છે. પૂર્વે સમરાંગણમાં તમારા જે હાથ દડાઓની જેમ મદોન્મત્ત હાથીઓના કુંભસ્થલથી ક્રીડા કરતા હતા, હે વીર! તે હાથ આજે આ અબલાજનપર કેમ ચાલી શકયા?"

આ પ્રમાણે વિલાપ કરીને અને પુત્રીને ગળે વળગીને તેના માબાપ એવી રીતે રોયા કે જેથી પાસેના બધા માણસોની આંખમાં પણ આંસુ આવી ગયા. પછી આહાર પાણીનો ત્યાગ કરીને વિષાદથી મનમાં વ્યાકુલ થતી દુ:ખના ભારથી દબાઇને સુંદરી પોતાના પિતાને સગદ્ગદ કહેવા લાગી કે—"વિસ્તાર પામતી યશરૂપ જ્યોત્સ્નાથી જેમણે ભૂતલને વિશદ (ઉજ્વળ) કરેલ છે, એવા તમને હે તાત! મૃગ જેમ શશીને કલંકિત કરે તેમ મેં કલંકિત કર્યા છે. દુષ્કર્મના પરિતાપરૂપ અગ્નિવડે જેનું મન જ્વલંત (બળતું) છે એવી જે હું તેનો હે સર્વદા અપત્યવત્સલ માતાપિતા! તમે બધો અપરાધ ક્ષમા

કરો. (તમે ક્ષમવા યોગ્ય છો). હે અંબ! તમારી પુત્રી અને રાજાની પટરાણી થઇને હું આવી લઘુતા પામી, તેથી મારૂં મન બહુ દૂભાય છે. મારા આ પ્રાણો હવે પાંચ દિવસના પરોણા છે, તેમાં મારે કશો પ્રતિબંધ નથી; પરંતુ આ સકલંક મરણજ મને વધારે દૂભવે છે. જ્યારે ઇંદ્રિયરૂપ તસ્કરોએ મારૂં નિર્મળ શીલરૂપ ધન લુંટી લીધું, ત્યારથીજ વસ્તુતઃ તો હું મરણ પામેલીજ છું. હવે જો માગ્યું મળતું હોય તો ભવોભવ વત્સલ એવા તમે મારા માબાપ થાઓ; અને આવા પ્રકારનું દુઃખ પ્રાપ્ત ન થાઓ, એમ હું ઇચ્છું છું (પ્રાર્થું છું.)"

આ પ્રમાણે કહ્યા પછી સ્વયમેવ શ્વાસનો નિરોધ કરીને સુંદરી મરણ પામી. નરકમાં નારકી થઇ અને અનેક પ્રકારની દુઃસહ વેદનાઓ પામી. આ પ્રમાણે સુંદર અને સુંદરીને અત્યંત વિષયાસક્તિથી આ લોક અને પરલોકમાં દારૂણ દુઃખવેદના પ્રાપ્ત થઇ. તેથી વિષયોના આવા ભીષણ દુઃખવિપાક જાણીને હે સૌમ્યો! વિષની માફક વિષયની આશંસા દૂરથીજ ત્યજી દ્યો. એ વિષયો મુખ્ય તો પ્રમદાને અનુસરીને રહેલા છે અને તે પ્રમદાઓ પ્રાયઃ અતિચંચળ હોય છે. માટે એ વિષયોને પણ જયંતસેન રાજાની માફક સુજ્ઞ પુરૂષે તજી દેવા જોઇએ. તેનું દૃષ્ટાંત આ પ્રમાણેઃ—

"સર્વ સંપત્તિની શાળારૂપ વિશાલા નામની મહાપુરીમાં, પ્રબળ સામંતોને સેવનીય, પોતાના પરાક્રમથી સત્કીર્તિ મેળવનાર, બહોંતેર કળાઓમાં દક્ષ, દુષ્ટ દુર્જનોને દબાવનાર અને વિદ્વાન્ લોકોનું મન રંજન કરનાર જયંતસેન નામનો રાજા હતો. એક દિવસે નાના પ્રકારની કળાઓમાં કુશળ અને પોતાને ડાહ્યો માનનાર એવો તે રાજા સભામાં બેસી સભાસદોને અહંકાર સહિત કહેવા લાગ્યોઃ— "અહો! સભાસદો! કહોઃ કળા, વિદ્યા અને વિજ્ઞાન—એવું કોઇ અદ્ભુત છે કે જે હું જાણતો ન હોઉં?" રાજાનો આવો પ્રશ્ન સાંભળી રાજાના મનને અનુસરનારા પ્રિયવાદી બધા બોલ્યા કેઃ—"હે નરાધીશ! સાક્ષાત્ સરસ્વતી તુલ્ય તમે બધું જાણો છો." તે વખતે એક

વૃદ્ધ અમાત્ય વિચારવા લાગ્યો—"અહો આ રાજાની કેટલી બધી મૂર્ખાઈ છે, કે જે ગર્વથી પોતે પોતાની કુશળતાને વખાણે છે. ગર્વથી ફુલાઇ ગયેલા આ રાજાની આગળ જે મીઠું બોલનારા છે, તે ખરેખર! બળતા દાવાનળને વાયુના મેળાપ સદૃશ છે. પ્રિયવાદી મંત્રી વખણાતો નથી; તેથી કડવું પણ પરિણામે હિતકારી એવું કંઇ પણ હું આ રાજાને કહું. કહ્યું છે કે:—

"वैद्यो गुरुश्च मन्त्री च, यस्य राज्ञः प्रियंवदाः;
शरीरधर्मकोशेभ्यः, क्षिप्रं स परिहीयते."

"જે રાજાના વૈદ્ય, ગુરૂ અને મંત્રી મીઠું બોલનારા હોય, તે રાજાનાં શરીર, ધર્મ અને ભંડાર તરત ક્ષીણ થાય છે." આ પ્રમાણે હૃદયમાં વિચારીને રાજાનો હિતાન્વેષી એવો તે મંત્રી તેનો ગર્વ ભાંગવા માટે અથવા તો તેના દિલમાં સંવેગ રંગ લાવવા માટે આ પ્રમાણે બોલ્યો:—"હે ધર્મશાસ્ત્ર અને કલાશાસ્ત્રમાં કુશળ! હે ધન્ય! હે લક્ષ્મીના નિધિ! અત્યંત દુર્બોધ એવા સ્ત્રીચરિત્ર સિવાય બીજું બધું હે મહીપતે! તમે જાણો છો. જે પુરૂષ પળીથી સમુદ્રના પાણીનું પ્રમાણ કરવાને સમર્થ હોય તે પણ ગહન એવા સ્ત્રીચરિત્રને સમ્યગ્ રીતે જાણતો નથી." કહ્યું છે કે:—

"उपलनिकषं सुवर्णं, पुरुषा व्यवहारनिकषणा ज्ञेयाः,
धूर्निकषा गोवृषभाः, स्त्रीणां तु न विद्यते निकषः."

"સુવર્ણની કસોટી ઉપલ (પત્થર) છે, પુરૂષોની કસોટી વ્યવહાર છે અને ગાય બળદોની કસોટી ધોંસરી છે, પણ સ્ત્રીઓની કોઈ જાતની કસોટીજ નથી." મંત્રીનાં આવાં વચનથી પોતાની ઉક્તિને આઘાત થયેલો જાણી લજ્જિત થઇને રાજા વિચાર કરવા લાગ્યો કે—"દુર્બોધ એવા સ્ત્રીચરિત્રને પણ હું જોઇશ અને જન્મતાંજ એક કન્યાને ભોંયરામાં રાખીને તે લક્ષણોથી દુઃશીલ હશે છતાં તેને સુશીલ

બનાવીશ." આ પ્રમાણે વિચારીને તે પોતાના સામંતોને કહેવા લાગ્યો:-"તમારે જે કન્યા થાય, તેને જન્મતાંજ અહીં મારી સમક્ષ લાવી અને બતાવવી."

એક દિવસે પવન નામના સામંતે તરતની જન્મેલી પોતાની બાળકી લાવીને રાજાને બતાવી, એટલે રાજાએ શાસ્ત્રવેત્તાઓને તેનું રૂપ બતાવ્યું. શાસ્ત્રવેત્તાઓએ એના જન્મ, લગ્ન અને અંગના લક્ષણોથી વ્યભિચારિણી થશે એમ સમજીને રાજાને કહ્યું કે-"હે રાજન્! આ બાલિકા ભવિષ્યમાં ક્રમે ક્રમે ત્રણ ભર્ત્તારોનો ત્યાગ કરી પરદેશમાં જીવનપર્યંત વેશ્યા થશે." આ પ્રમાણે સાંભળી તેનું બોલવું મિથ્યા કરવાને માટે અને તે બાલિકાને પતિવ્રતા રાખવાને માટે તેજ વખતે પરણીને રાજાએ તેને ભોંયરામાં રાખી.

હવે રાજાના હુકમથી ત્યાં ભોંયરામાં રહીને ધાવ તેનું પોષણ કરવા લાગી. અને અનુક્રમે તે મન્મથના ક્રીડાવન સદૃશ યૌવનને પામી. પછી રાજાએ તે ધાત્રીને ભોંયરામાંથી બહાર કહાડીને તે નવયુવતિને શનૈઃ શનૈઃ વિજ્ઞાનૌચિત્યમાં કુશળ બનાવી. યૌવનથી પ્રગટ થતાં લાવણ્ય, રૂપ અને સૌભાગ્યથી શોભાયમાન એવી તેને રાજા દરરોજ પ્રેમથી રમાડવા લાગ્યો. અર્થાત્ તેની સાથે કામક્રીડા કરવા લાગ્યો.

એક દિવસે તે યુવતિએ રાજાને પ્રશ્ન કર્યો કે:-"હે રાજન્! આ પૃથ્વીપીઠ કેટલી (કેટલા પ્રમાણની) છે? મારી માતા ક્યાં ગઇ? અને તમે અહીં આવીને આમ ક્યાં જાઓ છો?" એટલે રાજાએ ધૂર્ત્તતાથી હૃદય કલ્પિત જવાબ આપ્યો કે-"હે પ્રિયે! આ ભૂપીઠ આટલીજ છે, તારી જનેતા મરણ પામી છે અને હું દેવની જેમ સ્વેચ્છાથી સર્વત્ર અસ્ખલિત રીતે જાઉં આવું છું. અત્યારે આ ભૂપીઠપર આપણે બંને સ્ત્રી પુરૂષજ છીએ." આ પ્રમાણે સાંભળીને જેણે અન્ય દેશ જોયો નથી અને જે જન્મથીજ ભોંયરામાં રહી છે, એવી તેણીએ કુવાના દેડકાની જેમ તે બધું સત્ય માની લીધું.

પાતાલગૃહમાં વસવાથી રાજાએ તેનું પાતાલસુંદરી નામ રાખ્યું. તે બીજા પુરૂષનું નામ પણ ન જાણતી હોવાથી શુદ્ધ શીલવતી થઇને રહી હતી. કિંતુ રાજા સર્વ અંતઃપુરનો ત્યાગ કરીને અને રાજકાર્યમાં પણ મંદ આદરવાળો થઇને તેના રૂપાદિથી મોહ પામ્યો સતો નિરંતર તેને વિષેજ આસક્ત થઇ ગયો હતો અને વધારે વખત તેની પાસેજ વ્યતીત કરતો હતો.

હવે એક દિવસે ત્યાં રૂપમાં અનંગદેવ (કામદેવ) જેવો અને મોટી ઋદ્ધિવાળો અનંગદેવ નામનો કોઇ ચતુર સાર્થવાહ આવ્યો. કિંમતી મુક્તામણિના હાર વિગેરેનું ભેટણું ધરવા વડે અનેક રાજાઓનું મન રંજન કરનાર એવો તે દેવની જેમ આ રાજાને પણ ભેટણું ધરીને નમ્યો. રાજાએ પણ પ્રસન્ન મુખ કરી તેની જકાત (દાણ) માફ કરી અને તેને અભિનંદન આપીને ગુણવંતને પ્રિય એવા રાજાએ “ સભામાં તારે હમેશાં આવવું ” એ રીતે તેને કહ્યું. રાજાની મહેરબાની મેળવીને સાર્થેશ મનમાં મુદિત થઇ ભાડે લીધેલ મોટા ઘરમાં પોતાના પરિવાર સાથે રહ્યો. અને બીજા દેશોથી લાવેલ મહા કિંમતી ચારે પ્રકારના [1]કરિયાણાથી શુદ્ધ વ્યાપાર કરતાં તેણે બહુ દ્રવ્ય ઉપાર્જન કર્યું. જેણે ઘણા સ્થાન જોયા છે એવો, અન્યનું મન પારખવામાં કુશળ અને વાર્તા કરવામાં વિચક્ષણ એવો તે યથા અવસરે રાજાપાસે આવીને તેનું મન પણ રંજન કરવા લાગ્યો.

હવે રાજા પાતાલસુંદરીના રૂપાદિકમાં અત્યંત વ્યાકુળ થયેલો હોવાથી સચિવાદિકની અનુવૃત્તિ માટેજ મન વિના સભામાં આવતો હતો, અને ઉત્સુકતાથી સચિવાદિએ કહેલ રાજ્યકાર્યોનો વિચાર કરવા માટે ક્ષણવાર બેસીને પુનઃ તરતજ ચાલ્યો જતો હતો. તેના ઇંગિતાકારથી તેને વિમનસ્ક (મન રહિત) જાણીને તેનું કારણ જાણવાની ઇચ્છાથી કૌતુકી સાર્થવાહે એકદા રાજાને ચામર ઢાળવાવાળી

---

૧ તોળીને, માપીને, ગણીને અને કાપીને વેચાય તેવા.

કામપતાકા નામની વેશ્યાને ધનાદિ આપવા વડે સંતુષ્ટ કરીને એકાંતમાં આ પ્રમાણે પૂછ્યું કે–" હે ભદ્રે ! આ રાજાને વ્યસન તો કંઇ પણ જોવામાં આવતું નથી; છતાં સભામાં અસુરો ( મોડો ) આવે છે અને તરતજ ઉઠીને પાછો ચાલ્યો જાય છે તેનું શું કારણ છે ? અહીં જે કારણ હોય તે જિજ્ઞાસુ એવા મને તું કહે. " તે સાંભળી વેશ્યાએ કહ્યું–" હે સાર્થવાહ ! એ તો હું પણ સમ્યગ્ રીતે જાણતી નથી. પરંતુ અંતઃપુરમાં હમણા એવી વાર્ત્તા ચાલે છે, કે જન્મથી ભોંયરામાં રાખેલી કોઇ સુંદરી સાથે તે ક્રીડા કરવા જાય છે. " આટલું સાંભળવા માત્રથીજ તે સાર્થેશ કામ વિહ્વળ બની ગયો. અને યૌવન તથા દ્રવ્યના ઉન્માદથી તે આ પ્રમાણે ચિત્તમાં ચિંતવવા લાગ્યો કે–" અહો ! લાવણ્યાદિ ગુણોથી જે પ્રમદા સભામાં બેઠેલા રાજાના હૃદયમાં પણ સ્ફુરી રહે છે, તે કેવી હશે ? માટે ખરેખર ! જ્યાંસુધી આ નેત્રોથી તે પાતાલસુંદરીને હું ન જોઉં, ત્યાંસુધી મારૂં ધન, યૌવન અને જીવિત બધું નિષ્ફળ છે. " આ પ્રમાણે તે અંતરમાં મન્મથવડે તપ્ત થયેલો હતો. છતાં બહારથી આકાર ગોપવીને ધૂર્ત્તપણે અવજ્ઞાથી હસતો હસતો ગણિકાને કહેવા લાગ્યો કે–" જેણે બાલ્યવયથી બીજા માણસને જોયા નથી અને જે બિચારી ભોંયરામાંજ પડી રહી છે, તે કામિની વિલાસૌચિત્યમાં ( કામભોગની યોગ્યતામાં ) કુશળ ક્યાંથી થવાની હતી ? " આ પ્રમાણે કહીને તેને વિસર્જન કરી.

હવે તે સુંદરીને જોવાને માટે પ્રથમ તે ભોંયરૂં ક્યાં છે તે જાણવાની ઇચ્છાથી અનંગદેવ રાજાની આજ્ઞાને લીધે રાજમહેલમાં સર્વત્ર અસ્ખલિતપણે ફરતો હતો અને ભોંયરાનું સ્થાન જાણવા માટે ભૂમિને પગથી આઘાત કરતો ચાલતો હતો. એ પ્રમાણે ચાલવાથી ' આ અર્થઘેલો છે, તેથી નાચતો ફરે છે ' એ રીતે લોકોએ માની લીધું હતું. અનુક્રમે એક ઠેકાણે પોલી જમીન જણાવાથી ત્યાં ભોંયરૂં હોવું જોઇએ એમ જાણીને અનંગદેવ સાર્થેશ કંટક હર્ષિત

થયો. પછી તે ધૂર્તે પોતાના ઘરથી તે ભોંયરા સુધી પોતાના માણસો પાસે મૂળ અને સાંધો ન દેખાય તેવી સુરંગ ખોદાવી.

એકદા રાજા જ્યારે ભોંયરાની બહાર નીકળેલો હતો ત્યારે કામવિહ્વળ એવો અનંગદેવ સુશોભિત શૃંગાર ધારણ કરીને સુરંગના રસ્તે તે ભૂગૃહમાં ગયો. ત્યાં રતિના શ્રમથી સૂતેલી એવી તેને આસ્તેથી તેણે જગાડી. ત્યારે તે જાણે લજ્જિત થઇ ગઇ હોય તેમ તરત સસંભ્રમથી ઉઠી, અને સુરૂપ, બહુ ભૂષણભૂષિત અને જાણે સાક્ષાત્ મન્મથ હોય એવા તેને જોઇને ખુશ થતી પાતાલસુંદરી તેને રાજા સમજીને આ પ્રમાણે બોલી કે—"હે સ્વામિન્! આજે નવીન રૂપ અને વસ્ત્રવાળા તમે કેમ દેખાઓ છો?" આવો પ્રશ્ન સાંભળીને તે કોમળ ગિરાથી કહેવા લાગ્યો:—"હે ભદ્રે! હું તારો પતિ રાજા નથી; પરંતુ પરમ સમૃદ્ધિવાળો અનંગદેવ નામે સાર્થેશ છું. તારા ગુણોથી આકર્ષાઇને કમલિની પાસે જેમ મધુકર આવે તેમ હું તારી પાસે આવ્યો છું. લોચનને અતૃપ્તિરૂપ સ્વરૂપવાળી હે શુભે! આજે તારા દર્શનથી વિધાતાનો મારી ચક્ષુ સરજવાનો પરિશ્રમ સફળ થયો છે." ઇત્યાદિ મધુર વચનોથી તેને ખુશ કરીને એવી વશ કરી લીધી કે જેથી તે દિવસેજ તે તેના પર અનુરાગવાળી થઇ અને તેની સાથે રમી. રાજાના આવવાના વખત સુધી ત્યાં સુખે રહીને પછી સુરંગનું દ્વાર બંધ કરી સાર્થેશ જેમ આવ્યો હતો તેમ ચાલ્યો ગયો. આ પ્રમાણે દરરોજ આવતાં દિવસે દિવસે તેમનો સ્નેહ વધતો ગયો અને ભોગસુખમાં એક સમયની જેમ કેટલોક વખત ચાલ્યો ગયો.

હવે અજ્ઞાનના વશથી કદાચિત્ ભુજંગના મુખમાં મૂષક (ઉંદર) ની જેમ ભોંયરામાં બેઠેલ રાજાના મુખમાં અકસ્માત્ હું ન આવી પડું એટલા માટે રાજાના અભાવને સૂચવનારી અને વાળમાં બાંધેલી એવી ઘુઘરી વિરહને સહન ન કરવાવાળી એવી તેની પાસે તે વગડાવતો હતો. અર્થાત્ રાજા જ્યારે બહાર જાય તે વખતે પાતાળ-

સુંદરી માથું હલાવી તે વાળ સાથે બાંધેલી ઘુઘરીનો અવાજ કરતી હતી.

એકદા તે અનંગદેવને પૂછવા લાગી કે:–" હે કાંત ! આ પૃથ્વી તો આટલીજ છે, તો તમો કયાં જાઓ છો અને કયાંથી આવો છો ?" આ પ્રમાણે સાંભળતાં જરા હસીને શેઠ કહેવા લાગ્યો:–" હે વલ્લભે ! તું કૂપની દેડકી જેવી લાગે છે, તેથી ખાણ, આકર પુરાદિ પદાર્થોથી વિશાળ એવી પૃથ્વીને તું જાણતી નથી." પછી તેણે કૂપ, પુર, આરામ ( બગીચા ) પુરૂષ, સ્ત્રી, હાથી અને અશ્વોથી વ્યાપ્ત એવી પૃથ્વીને મહીપટપર આળેખીને તેને બતાવી. લોચનને અમૃતના પારણા તુલ્ય તે ચિત્ર જોઇ જોઇને અદૃષ્ટ કલ્યાણવાળી તે બિચારી અત્યંત પ્રમોદ પામવા લાગી. અને કહેવા લાગી કે:–" હે પ્રિય ! તું ખરેખર અન્યનું હિત કરવામાં નિરત ( આસક્ત ) છે કે જેથી આ અદૃષ્ટ વસ્તુઓ આળેખીને તેં મને બતાવી છે, પરંતુ હવે કોઇ વખતે આ વસ્તુઓ મને સાક્ષાત્ દેખાડ, કે જેથી હે સ્વામિન્ ! હું મારી ચક્ષુની સફળતા માનું."

પછી એકદા જ્યારે રાજા રથવાડીએ નીકળ્યો હતો, ત્યારે સમયજ્ઞ એવા શ્રેષ્ઠીએ તેને બોલાવીને પોતાના ઘરના ગવાક્ષમાં બેસારી. એવામાં માથે ધારણ કરાતા મેઘાડંબર છત્રથી સુશોભિત, બંને બાજુએ વારાંગનાઓથી વીંજાતા વિશાળ ચામરોથી વિભૂષિત, ભદ્રજાતિના હાથીપર બેઠેલ, સર્વ પ્રકારના આભરણોથી દેદીપ્યમાન, મંત્રી અને સામંતોથી સેવિત, ચતુરંગિણી સેનાથી પરિવૃત, રાજમાર્ગે જતાં બંદીલોકો જેનો જયધ્વનિ બોલી રહ્યા છે એવા, જેની આગળ વિવિધ વાજીત્રોથી સંયુક્ત બત્રીશ બદ્ધ નાટકો થતા જાય છે તેવા અને કૌતુકથી જાણે સ્વર્ગલોકમાંથી ભૂપીઠપર આવેલ દેવેંદ્ર હોય એવા રાજાને ગવાક્ષમાં રહીને આશ્ચર્યસહિત તેણે જોયો. અને આ પ્રમાણે તે વિચાર કરવા લાગી કે–" આ પોતે સર્વત્ર ઉપવનાદિમાં સ્વેચ્છાથી સંચરી નિરંતર નાના પ્રકારની ક્રીડાઓ કરે છે

અને મને બાલ્યાવસ્થાથી કેદખાનાના જેવા ભોંયરામાં નાખીને 'આટલીજ પૃથ્વી છે' ઇત્યાદિ વાક્યોથી ઠગે છે. પરદુઃખને ન જાણનાર આ દુરાત્મા મને આ પ્રમાણે દુઃખસાગરમાં નાખવાથી ખરેખર! મારો પૂર્વભવનો શત્રુજ છે, એમ હું માનું છું. ભોગના સાધનોથી જો કે તે મને પ્રેમ ઉપજાવે છે, પરંતુ એ દુર્જન મુખનો મીઠો અને મનનો કપટી છે." આ પ્રમાણે રાજા ઉપરથી તેનું મન વિરક્ત થઇ ગયું. વળી તે વિચારે છે કે—"આ સાર્થેશ ખરેખર મારો પૂર્વભવનો સંબંધી છે કે, જેણે ચિત્રથી આશ્ચર્યમયી આ વસુંધરા મને બતાવી. જો આ પ્રીતિપાત્ર સાર્થેશ મને મળ્યો ન હોત, તો કૃપણની લક્ષ્મીની જેમ હું ભોંયરામાંજ ક્ષય પામી ગઇ હોત. દુઃખી પ્રાણીના મિત્રતુલ્ય એણે આ શુચિ ગુપ્તિગૃહમાંથી મને છોડાવી છે." આ પ્રમાણે સાર્થેશપર તે બહુ અનુરક્ત થઇ. પછી જ્યારે રાજા ભોંયરામાં આવતો, ત્યારે તે હૃદયમાં દંભ અને દ્વેષ છતાં બાહ્યવૃત્તિથી તેનું નિરંતર વિનય ઔચિત્ય સાચવતી હતી.

એક દિવસે 'આના જીવતાં આ ભોંયરામાંથી મારો છુટકારો થવાનો નથી' એમ ધારીને દુષ્ટાશયવાળી તે પાપિણીએ વિષથી મિશ્રિત બીજોરૂં રાજાને ખાવા આપ્યું. તેના સ્વાદથી વ્યાકુળ થઇને તે તરતજ બહાર નીકળી ગયો. ત્યાં તેના અંગત માણસોએ તેનાપર શુક્તિજળનો છંટકાવ કર્યો એટલે તે સ્વસ્થ થયો. આ પ્રમાણે બન્યા છતાં સ્નેહને લીધે પાતાળસુંદરીની લુચ્ચાઇની તેણે મનમાં લેશપણ શંકા ન કરી. ત્યારપછી બીજા ઉપાય કરતાં પણ જ્યારે રાજા તેવીજ રીતે મરણ ન પામ્યો, ત્યારે ભોંયરામાંથી મુક્તિ (છુટકારો) ઇચ્છતી તે સાર્થપતિને આ પ્રમાણે કહેવા લાગી કે—"હે પ્રિય! તમે એક દિવસ ભોજનને માટે રાજાને નિમંત્રણ કરો, કે જેથી હું તેની સમક્ષ મારી પ્રતિકૃતિ (નકલ) કરૂં." આ સાંભળી તે કહેવા લાગ્યો—"હે દેવી! નિમિત્ત વિના હું રાજાને શી રીતે નિમંત્રણ કરૂં? કારણકે કૌ-

તુક વિના તો હસવું (હાસ્ય) પણ નથી આવતું." તેણે કહ્યું કે-"એક માસ સુધી તમે કપટથી માંદા થાઓ અને પછી ઉલ્લાઘ[1] સ્નાનના હેતુથી એને નિમંત્રણ કરો." પ્રેમપાશથી બંધાયેલા અને તેની આજ્ઞા પ્રમાણે ચાલનારા સાર્થવાહે તેનું વચન સ્વીકાર્યું (કબુલ રાખ્યું) અને તેવીજ રીતે માંદો પડ્યો. તે વખતે વિઘ્નભૂત રાજસેવાથી રહિત એવા પાતાલસુંદરીના ભોગને તે આનંદ આપનારા માનવા લાગ્યો.

હવે કોઇ વખતે તે વૈદ્યને બોલાવે અને કોઇ વખતે ઔષધો મંગાવે તેથી નાગરિકો તેને ઘેર આરોગ્ય પૂછવા આવવા લાગ્યા. કેટલાક દિવસ પછી 'આ સાર્થેશને હવે કંઇક ઠીક છે.' આ પ્રમાણે સર્વત્ર લોકોમાં વાત ચલાવી અને એક માસ થયો, ત્યારે શુભ દિવસે નાના પ્રકારની વધામણી અને ઉત્સવોથી તેણે ઉલ્લાઘસ્નાન કર્યું. પછી સારાં વસ્ત્રો પહેરીને અને દેવ ગુરૂનું સ્મરણ કરીને રાજમંદિરમાં જઇ તેણે રાજાને વિજ્ઞપ્તિ કરી કે-"હે રાજન્! તમારા પ્રસાદથી હું નિરોગી થયો છું, માટે એક દિવસ ભોજનને માટે મારે ઘેર પધારો. મારાપર પ્રસન્ન થઈ એટલી મારી ઉપર કૃપા કરો." આ પ્રમાણે સાંભળી સમસ્ત રાજમંદિરોમાં માન્ય એવા તે સાર્થવાહના દાક્ષિણ્યથી રાજાએ તેના ભોજનનું નિમંત્રણ કબુલ રાખ્યું.

પછી સાર્થવાહે હર્ષિત થઇને પોતાને ઘેર પાંચ વર્ણનાં વસ્ત્રોથી વિભૂષિત, વિશાળ અને મનોહર એવો મંડપ તૈયાર કરાવ્યો. સત્તર જાતનાં ભોજન અને અઢાર જાતનાં શાક તૈયાર કરાવ્યાં. અને પાતાલસુંદરીને તે હકીકત નિવેદન કરી. તે કહેવા લાગી કે:-"હું પોતેજ રાજાને પરિવેષણ (પીરસવાનું) કરીશ." આ સાંભળી ભયથી કંપતો તે બોલ્યો-"જો રાજા તને ઓળખી જશે, તો મારૂં બધું દ્રવ્ય લુંટી લઇને મને અવશ્ય મરાવી નાખશે." આ પ્રમાણે સાંભ-

૧ લોક વ્યવહારમાં માથે પાણી નાખવું એમ કહેવાય છે.

ળીને તે કહેવા લાગી કે-“ મરણથી ભય પામતો તું સાચેસાચો વાણીયો છે. પણ હે મૂઢ! મારૂં વાક્ય અન્યથા કરવાથી પણ તું મરીશ.” પછી તેને કુપિત થયેલી જાણીને પુનઃ તે સભય કહેવા લાગ્યો:- “હે દેવી! આ તો મેં માત્ર હાસ્યથી કહ્યું છે, માટે તું કોપ ન કર. કારણ કે તારી આજ્ઞાને વશ એવા મારૂં મન લેશ પણ તારાથી જુદું નથી.” પછી ખુશી થયેલી પાતાલસુંદરી ઉંચા શૃંગાર ધારણ કરીને તે ગુપ્ત માર્ગે સાર્થવાહને ઘેર આવી.

હવે ગૌરવ સહિત બોલાવેલ રાજા, સામંત અને સચિવો સાથે સાર્થેશને ઘેર આવીને ભોજન કરવા બેઠો. એટલે સાર્થવાહે તરતજ પાતાલસુંદરીને આ પ્રમાણે આજ્ઞા કરી કે-“હે પ્રિયે! આજ તો રાજાને તુંજ પરિવેષણ કર.” આથી કુળબાલિકાની માફક લજ્જા સહિત પીરસતી એવી તે, ભોજન કરતા રાજાની આગળ વારંવાર ગમનાગમન કરવા લાગી. તેને જોઇને રાજા ચકિત થઇ હૃદયમાં ચિંતવવા લાગ્યો કે-“ આ પાતાલસુંદરી મારી પત્ની અહીં શી રીતે આવી હશે? અથવા તો તેવા ભોંયરામાંથી તે અહીં શી રીતે આવી શકે? પરંતુ તેના જેવીજ આ સાર્થવાહની સ્ત્રી હશે. તો પણ ભોંયરામાં તરતજ જઇને હું તપાસ કરૂં. કારણ કે અન્યથા કોઇ રીતે મને શાંતિ થવાની નથી.” આ પ્રમાણે ત્યાંથી ઉઠી જવાને બહુ ઉત્સુક થયા છતાં લોકલજ્જાથી તેણે વેઠની માફક મન વિના ભોજન કર્યું. રાજાને તેવા પ્રકારનો ઉત્સુક જોઇને સાર્થેશે તેને આ પ્રમાણે કહ્યું કે- “હે નાથ! આટલી બધી ઉતાવળ શી? ક્ષણવાર અહીં વિસામો તો લ્યો.” આથી રાજાએ તેના સમાધાનને માટે કહ્યું:-“ અત્યારે રાજ્યકાર્યોની વ્યગ્રતા હોવાથી વિલંબ થઇ શકે તેમ નથી.” આમ કહીને રાજા ઉતાવળથી ભોંયરામાં ગયો, તે પહેલાંજ પાતાલસુંદરી ત્યાં આવી અને ગુપ્તદ્વાર તરત બંધ કરી કપટનિદ્રાથી સુઇ ગઇ. હવે પોતાનું સીલ કરેલું બારણું ઉઘાડીને રાજા ભૂમિગૃહમાં આવ્યો, એટલે તેને સુતેલી જોઇ તેથી આસ્તેથી તે જગાડી. તેને પણ ઓચિંતી

ઉઠી અને તરત ખગાસાં ખાવા લાગી તથા પૂર્વની માફક યથાવિધિ તેનું વિનયૌચિત્ય સાચવવા લાગી. રાજાએ અસાધારણ (નેપથ્યો) વસ્ત્રો પહેરાવવા પૂર્વક સમ્યગ્ રીતે તેની પરીક્ષા કરી, છતાં કંઇ પણ અંતર તેના જાણવામાં ન આવ્યું. તેથી "જે ભોંયરામાં પવનનો પણ પ્રચાર નથી, ત્યાં એક અબળાનું ગમનાગમન કેમ સંભવે?" આ પ્રમાણે મનનું સમાધાન કરીને રાજા ચિંતવવા લાગ્યો કે:– "અરે ! ખરેખર! ખોટી ભ્રાંતિ કરીને મેં કેટલું પાપ બાંધી લીધું? આના રૂપ અને લાવણ્ય સદૃશ ખરેખર તે વાણીયાનીજ પ્રિયા હતી. કારણ કે પરાપૂર્વથી લોકોક્તિ એવી ચાલી આવે છે કે, 'જગત્માં સરખે સરખા માંણસો પણ હોય છે.' પછી તે વિશેષ રાગાંધ થઇને તેને મહાસતી માનવા લાગ્યો. કારણકે રાગાંધ પુરૂષો સાક્ષાત્ જોયેલા દોષોને પણ દોષ તરીકે માનતા નથી.

ત્યારબાદ એક માસ વ્યતીત થયા પછી ભોંયરામાં રહેવાથી પાતાલસુંદરી અત્યંત ઉદ્વેગ પામી અને સાર્થવાહને એકાંતમાં કહેવા લાગી કે:–"હવે લેવડદેવડની ચોખવટ કરી વ્યાપારને જલદી બંધ કરો અને સારાં વહાણોનો સંગ્રહ કરો, કે જેથી આપણે બીજા દેશમાં ચાલ્યા જઇએ. રાજાને મોટું ભેટણું કરી તેની મહેરબાની મેળવો કે જેથી તે પોતાના બંદર સુધી (સમુદ્ર કિનારા સુધી) આપણને વળાવવા (મૂકવા) પોતે જાતે આવે." આ પ્રકારના તેના કહેવાથી સાર્થવાહે બધી સામગ્રી તૈયાર કરી અને હાથમાં મોટું ભેટણું લઇ નમસ્કાર કરી તેણે રાજાને વિજ્ઞપ્તિ કરી. "હે રાજન્! તમારી મીઠી નજરથી અહીં રહેતાં મેં ઘણું દ્રવ્ય મેળવ્યું અને સર્વત્ર સારો યશ પણ મેળવ્યો. હવે અત્યારે મને બોલાવવાનો મારા પિતાનો કાગળ (લેખ) આવ્યો છે, તો હે પ્રભો! માતપિતાને મળવાને ઉત્સુક એવા મને આપ સ્વદેશ જવાની આજ્ઞા આપો." આ પ્રમાણે સાંભળી રાજાએ કહ્યું કે:–"હે સાર્થવાહ! તું મોટો દાતા, વિનયી, ન્યાયવાન્,

ચિત્તજ્ઞ, પરમપ્રીતિપાત્ર અને મારો મિત્ર છે. તો માબાપને ઉત્કંઠિત થઈ મળવાને સ્વદેશમાં જતાં તું યથેચ્છિત કાંઈક માગી લે, તે આપવામાં હું કોઇ રીતે આનાકાની નહિ કરૂં." સાર્થેશ બોલ્યો:–"હે વિભો! આપની મહેરબાનીથી મને કાંઇ ન્યૂન નથી; છતાં પણ હે સેવકવત્સલ! જો આપ મારાપર સંતુષ્ટ હો, તો સમુદ્રતટ સુધી તમે પોતે મને મૂકવા આવો કે, જેથી દેશ વિદેશમાં મારી પ્રસિદ્ધિ થાય." 'બહુ સારૂં' એમ કહીને તે માંગણી સ્વીકારી રાજાએ સાર્થવાહને કહ્યું:–"હે મિત્ર! તારે પોતાનો ચાલવાનો અવસર મને જણાવવો." આ પ્રમાણે રાજાના કહેવાથી સાર્થવાહનું મન સંતુષ્ટ થયું અને તે બધું તેણે ભોંયરામાં જઇને પાતાલસુંદરીને જણાવ્યું.

પછી પાતાલસુંદરીના હુકમથી બધા વહાણોમાં કરિયાણા ભરી સાર્થવાહ પાલખીપર બેસી પોતાના આવાસની બહાર નીકળ્યો. સાર્થવાહનું પ્રયાણ જાણીને જેટલામાં રાજા ત્યાં આવ્યો, તેટલામાં પ્રસ્તાવને જાણનારી પાતાલસુંદરી પણ ત્યાં આવી. તે વખતે ત્યાં માર્ગે જતાં રાજા અને સાર્થવાહની પાછળ પાલખીમાં બેસીને પાતાલસુંદરી ચાલતી હતી. અવસર જોઇને રસ્તામાં પાતાલસુંદરીએ રાજાને કહ્યું–"હે સ્વામિન્! મારા ભર્ત્તારે અહીં જે કાંઈ તમારો અપરાધ કર્યો હોય, તે આજે ક્ષમા કરશો અને કોઈવખત તેને યાદ કરશો." આ પ્રમાણે સાંભળતાં તેને જોઇને રાજા વિચાર કરવા લાગ્યો:–"અહો! ખરેખર! તેજ આ મારી પ્રિયા એની સાથે જાય છે. અથવા તો હા! વૃથા મેં ખોટો વિચાર કર્યો; કારણ કે આ તેની સમાન આકૃતિવાળી એનીજ ગેહિની છે અને પૂર્વે પીરસતી વખતે મેં તેની ખાત્રી કરેલી છે. તેમ છતાં એકવાર ત્યાં ભોંયરામાં જઇને તેને નજરે જોઉં, પરંતુ અત્યારે અર્ધે રસ્તેથી પાછો વળતાં લોકોમાં લજ્જા પામું. તો પણ સાર્થપતિને સમુદ્ર કિનારે મૂકી તરતજ પાછો વળીને મનની સ્વસ્થતા માટે તે પ્રિયાને જોઇશ."

પછી દરીઆ કિનારે આવતાં રાજાને જણાવીને (તેની રજા મેળવીને) પાતાલસુંદરી સાથે સાર્થવાહ તરતજ વહાણપર બેઠો. અને 'તમે હવે ખુશીથી ઘેર પધારો' એમ રાજા વિગેરેને તેણે કહ્યું. પછી તરતજ તે માર્ગથી બીજે રસ્તે વહાણોને વેગથી ચલાવરાવ્યા. રાજાએ પણ તરતજ પાછા આવીને ભોંયરૂં જોયું, પણ તે પાતાલસુંદરીના જવાથી શૂન્ય તેના જોવામાં આવ્યું. "હા! તે ધૂર્ત્તે મને ઠગ્યો!" એ રીતે હાથ ઘસતાં તેણે પ્રારંભથી માંડીને પોતાની પત્નીનું વૃત્તાંત મંત્રી વિગેરેને કહ્યું. "આ ભોંયરામાંથી તે વાણીયો એને શી રીતે હરણ કરી ગયો" એમ વિસ્મય પામી તેઓ રાજાની સાથે તે ભોંયરામાં ગયા. ત્યાં બારીક નજરથી તપાસ કરતાં બંધ મુખવાળી એક સુરંગ તેમણે જોઇ અને તે રસ્તેથી તેઓ સાર્થવાહના ઘરમાં ગયા. ત્યાં તે ઘર શૂન્ય જોઇને રાજાએ કોપથી રાતી આંખ કરી પોતાના યોદ્ધાઓને આ પ્રમાણે આજ્ઞા કરી કે—"તે દુરાત્માને બાંધીને અહીં લઇ આવો." પછી "અહો! આ પરદેશી વાણીયાની ખરેખર અદ્ભુત કળા હતી. અમે પણ જેને જાણતા નહોતા એવી રાજાની પ્રમદાનું તે હરણ કરી ગયો." આ પ્રમાણે અંતરમાં વિસ્મય પામતા મંત્રી, સામંત અને સુભટો સહિત રાજા પોતે પણ અત્યંત ક્રોધમાં આવી સાર્થેશની પાછળ દોડ્યો. તરતજ દરીઆ કિનારે આવતાં તે સ્થાન શૂન્ય જોઇને પત્નીપ્રેમથી નિબદ્ધ થયેલા રાજાએ નાવિકોને આ પ્રમાણે આદેશ કર્યો કે—"અરે! વહાણો તૈયાર કરીને તરત સમુદ્રમાં ચાલો." તેઓ કહેવા લાગ્યા કે:—"અત્યારે સમુદ્રમાં સફર કરી શકે એવા વહાણો અમારી પાસે તૈયાર નથી. કારણ કે જતાં જતાં, સાર્થવાહે તે મ્હોટાં વહાણો બધાં લઇ લીધાં છે." પછી વિલક્ષણ મુખ કરી અને અંતરમાં ઉત્તાપ લાવી રાજા ચિંતવવા લાગ્યો કે—"અહો! રૂપમાં રતિ કરતાં પણ વધે એવી મારી જીવિતેશ્વરીનું હરણ કરતાં તે પાપી ધૂર્ત્તે મારૂં કંઇ પણ ન મૂક્યું. બીજા પુરૂષને જેણે નથી જોયો એવી અને ભર્ત્તારના વિનયૌચિ-

ત્યને જાણનારી એવી હે પ્રાણપ્રિયે ! તું એ કામણગારા વાણીયાની સાથે શા માટે ચાલી ગઇ? નિષ્પુણ્ય માણસોની લક્ષ્મી જેમ પાતાલમાંથી બહાર નીકળીને ચાલી જાય છે, તેમ હે કાંતે ! મારા અપુણ્યો ( પાપો ) થી પ્રેરાયેલી તું પણ પાતાળમાંથી નીકળીને ચાલી ગઇ. હે વિનયને બતાવનારી ! હે ચંદ્ર જેવા મુખવાળી ! હે પ્રિય બોલનારી ! હે દેવી ! દૈવે તારો વિયોગ કરાવ્યો. અહો ! હવે તું ક્યાં મારા જોવામાં આવીશ ? " આ પ્રમાણે વિલાપ કરતા રાજાને સામંત અને સચિવો કહેવા લાગ્યા:—" હે સ્વામિન્ ! ગયેલાનો, મરણ પામેલાનો અને નષ્ટ થયેલાનો ઉત્તમ જનોએ શોક ન કરવો. હે પ્રભો ! પવનથી પ્રેરાયેલા પાંદડાના સમૂહની જેમ કર્મયોગે જીવોનો સંયોગ વિયોગ થયાજ કરે છે. અને વળી સ્ત્રી તો દ્રવ્યથી ખરીદાય તેવી વસ્તુ છે, તો તેને માટે વિલાપ કરતાં સારા માણસોમાં હંમેશને માટે તમે હાંસીપાત્ર થશો. "

ભગવંતે આટલે સુધી વાત કહી એટલે વિમલાશયવાળા કુમારોએ હાસ્ય, વિસ્મય અને ઉલ્લાસ સહિત તાતને નમસ્કાર કરીને વિજ્ઞપ્તિ કરી કે—" હે તાત ! એના સાક્ષાત્ દોષ જોયા છતાં કુશલ રાજાએ તેને ગુણ માની લીધા તેનું કારણ શું હશે ? " આ પ્રમાણે તેમનો પ્રશ્ન સાંભળી સર્વ પ્રાણીઓપર ઉપકાર કરવામાં ઉત્સુક મનવાળા અને સંશયરૂપ અંધકારનો નાશ કરવાવાળા એવા પ્રભુ કહેવા લાગ્યા કે—" વિવેકરૂપ દૃષ્ટિને આચ્છાદિત કરનાર અને લોકમાં દુર્યશને ફેલાવનાર એવો નિબિડ એક રાગજ ત્યાં કારણભૂત સમજવો. કહ્યું છે કે:—

" रत्ता पिच्छंति गुणा, दोसे पिच्छंति जे विरज्जंति;
मज्झत्था वि य पुरिसा, गुणे य दोसे य पिच्छंति. "

" જે પુરૂષો જે વસ્તુમાં ( જેનામાં ) રકત ( રાગી ) હોય

તે બધા ગુણજ જુએ છે અને: જ્યાં જે વિરકત હોય છે ત્યાં તે બધા દોષજ જુએ છે. મધ્યસ્થ પુરૂષો તો ગુણ અને દોષ બંને જોઈ શકે છે."

કેટલાક પુરૂષો તો સ્ત્રીને એટલે સુધી માને છે કે:—

" सा मित्रं सचिवः सैव, सा तत्त्वं जीवितं च सा;
सा सर्वस्वामिनी सैव, सैव देवो गुरुश्च सा. "
" दिवारात्रौ च सर्वत्र, सा सैवं स्त्रीवशात्मनाम् ;
महतामपि हा चित्तं, विचाराद्भ्रश्यति ध्रुवम्. "

" તે સ્ત્રીજ મિત્ર, તેજ સચિવ, તેજ તત્ત્વ, તેજ જીવિત, તેજ સર્વસ્વની સ્વામિની, તેજ દેવ અને તેજ ગુરૂ, દિવસ અને રાત્રે સર્વત્ર તેને તેજ—આવી રીતે સ્ત્રીને વશ થયેલા એવા મોટા માણસોનું ચિત્ત પણ ખરેખર વિચારથી ભ્રષ્ટ થાય છે." વળી રાગાંધ મનવાળા જડ પુરૂષો ધનધાન્યયુક્ત પોતાનું આખું ઘર સ્ત્રીને સોંપીને પછી બહુ ખેદની વાત છે કે પોતે તેની પાસે દાસના જેવું આચરણ કરે છે. સ્ત્રીને વશ થયેલા રાગાંધ પુરૂષો કદાચ બુદ્ધિમંત હોય, છતાં શુભાશુભનો વિવેક કરવાને તેઓ અસમર્થ હોય છે. તે સંબંધમાં બહુધાન્યનું દૃષ્ટાંત છે, તે આ પ્રમાણે છે:—

" રેવાનદીના દક્ષિણ કિનારાપર સીમાંત નગમાંર બહુ દ્રવ્યવાળો બહુધાન્ય નામનો ગામનો મુખી ( ગામેતી ) રહેતો હતો. તેને સરલ, પતિવ્રતા અને ભકિતવાળી એવી પ્રથમની સુંદરી નામે પ્રિયા હતી અને બીજી કુટિલ સ્વભાવવાળી અને કુલટા કુરંગી નામની કાંતા હતી. આઠ બળદ, બે ગાય, બે દાસ, બે દાસી, બે ખેડુત અને સરસામાન સહિત ઘર આપીને તેણે સુંદરીને જુદી કરી હતી. અને પોતે કુરંગીપર વિમોહિત થઇને તેની સાથે મનોવાંછિત ભોગ ભોગવતો હતો. મદિરાથી મદીરાપાનીની જેમ જતા વખતની પણ તેને ખબર પડતી નહોતી. વિલાસ અને હાસ્યમાં કુશળ એવી

તે નવયૌવનાને પામીને ઈંદ્રાણીથી આલિંગિત ઈંદ્રને પણ તે પોતાથી અધિક માનતો ન હતો.

એક દિવસે રાજાએ બહુધાન્યને બોલાવીને કહ્યું:–" બધી યોગ્ય સામગ્રી તૈયાર કરીને તરત લશ્કરની છાવણીમાં આવી જાઓ. એટલે તે પણ નમસ્કાર કરીને ' આવું છું ' એમ કહી ઘેર આવ્યો. ત્યાં કુરંગીને ગાઢ આલિંગન કરીને સ્નેહ સહિત આ પ્રમાણે કહેવા લાગ્યો:–" હે કાંતે ! આજે તને ઘરે એકલી મૂકીને મારે છાવણીમાં જવું પડે તેમ છે; જો તેમ ન કરૂં તો પ્રચંડ શાસનવાળો સ્વામી ( રાજા ) મારી પર કોપાયમાન થાય. " આ પ્રમાણેનાં વચન સાંભળીને તે તન્વી મનમાં વિષાદ લાવી કહેવા લાગી:–" હે જીવિતેશ ! હું પણ તમારી સાથે આવીશ. કારણ કે જ્વાળાની શ્રેણીવાળો અગ્નિ સુખે સહન થઇ શકે, પણ હે નાથ ! નિત્ય શરીરને સંતાપતો એવો તમારો વિયોગ સહન થઇ શકે નહીં." આ પ્રમાણે સાંભળી ગ્રામકૂટે તેને કહ્યું કે:–" હે મૃગેક્ષણે ! એ બધું સત્ય છે, તથાપિ તું અહીંજ રહે, મારી સાથે આવવાનો વિચાર ન કર. કારણ કે પરસ્ત્રીલંપટ રાજા કદાચિત્ તને જુએ, તો તને સ્વાધીન કર્યા શિવાય રહે નહીં. આવું સ્ત્રીરત્ન જોઇને શક્તિમાન્ પુરૂષ તેનો કેમ અનાદર કરે ? " આ પ્રમાણે કુરંગીના મનનું સમાધાન કરીને તેને ધનધાન્યયુક્ત ઘર સોંપી બહુધાન્ય તરત છાવણીમાં ચાલ્યો ગયો.

હવે પતિના ગયા પછી કુરંગી જાર પુરૂષોની સાથે નાના પ્રકારના ભોગ ભોગવતી સતી સ્વૈરિણી થઈને નિઃશંકપણે જ્યાં ત્યાં ફરવા લાગી. નાના પ્રકારના વસ્ત્ર અને ભોજનાદિકથી જાર જનોનો ઉપચાર કરતી તેણીએ થોડા વખતમાં ઘરને ધન ધાન્યાદિકથી ખાલી કરી મૂક્યું. પછી છાવણીથી પોતાના પતિને નજીક આવેલો સાંભળીને જારપુરૂષોથી સર્વસ્વ લૂંટાયેલી એવી તેણી ભયથી મુંઝાવા લાગી. પછી સતીને યોગ્ય વેશ પહેરીને લજ્જા સહિત તે પોતાના

ઘરમાં આવીને રહી. કારણ કે વંચના (ઠગાઈ) કરવી એ તો સ્ત્રીઓનો સ્વાભાવિક ગુણજ છે. મન્મથની આજ્ઞાને વશ થયેલા એવા બહુધાન્યે પણ ત્યાં આવતાંજ તરત એક માણસને આગળથી કુરંગીને ઘેર મોકલ્યો. તેણે આવીને કુરંગીને આ પ્રમાણે કહ્યું કે–“ હે શુભે ! તારા પતિ આવે છે, તેથી તેને માટે સારૂં ભોજન તૈયાર કર. કારણ કે તે આજે અહીં જમશે. તારી પ્રીતિને વશ થઇને તેણે તને ખબર કહેવા સારૂ મને આગળથી મોકલેલ છે.” આ પ્રમાણે સાંભળીને કપટ કરવામાં ચાલાક એવી તેણીએ તેને આ પ્રમાણે કહ્યું કે–“ હે ભદ્ર ! આ સમાચાર તેની મોટી સ્ત્રીને કહે, કે જેથી તે આજે તેને ઘેર ભોજન કરે. કારણ કે મર્યાદાનું ઉલ્લંઘન કરવું એ યોગ્ય ન કહેવાય.” પછી કુરંગી પણ તેની સાથે આવીને સુંદરીને કહેવા લાગી:–“ હે બ્હેન ! તું આજે સારૂં ભોજન તૈયાર કર. કારણ કે સ્વામી આજે તારે ઘેર જમશે.” આ પ્રમાણે સાંભળી સુંદરીએ કહ્યું–“ બહેન ! હું તો નાના પ્રકારની રસોઈ તૈયાર કરીશ, પણ તારો[1] સ્વામી મારે ઘેર જમવાનો નથી.” આમ સાંભળીને કુરંગી જરા હસીને કહેવા લાગી:–“ જો મને તે પ્રિય માનતો હશે, તો હું કહું છું કે તે અવશ્ય અહીંજ ભોજન કરશે. માટે સારૂં સારૂં ભોજન તૈયાર કરો.” આ પ્રકારનાં કુરંગીનાં વચનથી સરલ આશયવાળી સુંદરીએ ષટ્રસથી સુંદર અને સાર એવું ભોજન તરતજ તૈયાર કર્યું.

પછી ગ્રામકૂટ ઉત્કંઠિત થઇ કુરંગીને ઘેર આવ્યો અને તે ઘર ધનધાન્યથી ખાલી હતું, છતાં તેણે તો સંપૂર્ણજ માની લીધું. હવે તે તેના ઘરના બારણા આગળ ક્ષણવાર ઉભો રહ્યો, પછી ચોકી ઉપર બેસીને તે બોલ્યો:–“ હે પ્રિયે ! ભોજન આપ ! ઉતાવળ કર.”

---

૧ સ્વામી તો પોતાનો પણ છે પરંતુ કુરંગી ઉપરજ પ્રીતિવાળો છે તેથી તારો સ્વામી એમ કહ્યું છે.

આ પ્રમાણે સાંભળીને તે ભ્રગુટી ચડાવીને બોલી કે–"હે દુષ્ટમતિ ! જેને પહેલાં તેં કહેવરાવ્યું છે, તે તારી માને ઘેર જા, ત્યાં જઇને ભોજન કર." આ સમાચાર જો કે સુંદરીને પોતે કહેવરાવ્યા હતા; છતાં તે ખોટી રીતે પતિ ઉપર કુપિત થઇ. અહો ! સ્ત્રીઓ પતિને વશ કરીને પોતાનો દોષ તેની ઉપર ચડાવે છે. એ રીતે તે જ્યારે કોપાયમાન થઇ, ત્યારે બિલાડી આગળ ઉંદરની જેમ તે પોતાનું શરીર સંકોચીને ભય અને કંપસહિત બેસી રહ્યો. એટલામાં 'હે તાત ! ભોજન કરવા ચાલો.' આ પ્રમાણે સુંદરીના પુત્રે આવીને આદર સહિત બોલાવ્યા. છતાં પણ તે મૂઢ ક્ષણવાર તો મુંગાની માફક બેસીજ રહ્યો. એટલે કુરંગી આવેશથી બોલી:–"અરે આ શું પાખંડ માંડયું છે ? પ્રિયાને ઘેર જઇને ભોજન કર." આથી તે બીતો બીતો સુંદરીને ઘેર ગયો. તેના આવતાંજ તેણીએ બેસવાને માટે તરત સારૂં આસન અર્પ્યું અને ભોજનને માટે તેની આગળ સુવર્ણનો થાળ મૂક્યો. પછી સુસ્વાદિષ્ટ નાના પ્રકારની ભોજ્ય વસ્તુઓ તેને પીરસી; છતાં પણ રાગાંધ હોવાથી શૂન્ય મનવાળાની જેમ તેણે કંઇ ખાધું નહિ અને કામદેવની આજ્ઞાનો આરાધક થઈ આ પ્રમાણે ચિત્તમાં ચિંતવવા લાગ્યો:–"આ મારી પ્રાણપ્રિયા કુરંગી અત્યારે કેમ (મારી ઉપર) કોપાયમાન થઇ છે? જયાસુધી કુરંગી સ્નેહ નજરથી મને ન જુએ, ત્યાંસુધી સ્થળપર જળચરની જેમ મને કયાંઇ પણ રતિ (પ્રીતિ) થવાની નથી. અપ્સરાને જીતે એવા સૌભાગ્યવાળી, સર્વત્ર ઔચિત્ય સાચવનારી અને વિનીત એવી તે જીવિતેશ્વરીને હું શી રીતે મનાવીશ?" આ પ્રમાણે વિચાર કરતો તે બોકડાની જેમ માથું ઉંચે કરીને રહ્યો, એટલે સુંદરીએ તેને કહ્યું કે–"હે સ્વામિન્! કેમ જમતા નથી ?" તે કહેવા લાગ્યો કે:–"અરે! શું જમું? જમવાને ઉચિત કંઈ પણ નથી. માટે મારી કુરંગીને ઘેરથી કંઇક ખાવાનું લઇ આવ." આ પ્રમાણેનું ભર્ત્તારનું વચન સાંભળી સરલ આશયવાળી સુંદરી તરતજ કુરંગીને ઘેર જઇને તેને કહેવા લાગી:–"હે

શુભે! તારા ભર્ત્તારના ભોજનને ઉચિત કંઇક ખાવાનું આપ." એટલે તેણે કહ્યું:-"બહેન! આજે કંઇ પણ મેં રાંધ્યું નથી." પછી "જો હું ગોમય (છાણ) આપીશ, તો પણ તે તેને પ્રિય લાગશે. કારણ કે તે મારાપર અતિ રક્ત હૃદયવાળો છે, તેથી મારૂં સર્વ દૂષણ સહન કરી લેશે." આ પ્રમાણે વિચાર કરીને તાજું, કંઇક ગરમ, ઘઉંના કેટલાએક દાણા જેમાં ફુગી ગયા છે એવું, જુગુપ્સા કરવાલાયક અને બહુ નરમ એવું ગોમય (છાણ) તે લઇ આવી અને એક ભાજનમાં નાખીને તરત સુંદરીને આપીને બોલી:-"આ લે ભર્ત્તારનું જમણ." સુંદરીએ તે લઇને તરત તેને આપ્યું, એટલે તે મુર્ખશિરોમણિ, 'આ કુરંગીનું મોકલેલ છે માટે પરમ અમૃત જેવું હશે' એમ સમજીને તે બધું ખાઈ ગયો. તે પુરૂષે રાગી થઈને ગોમય ખાધું, તેમાં આશ્ચર્ય શું છે? અરે! રાગી (રક્ત) જન તો સ્ત્રીના જઘન અને મુખમાં રહેલ અશુચિ વિગેરે પણ ખાઇ જાય છે.

પછી તે ગોમય માત્ર ખાઇને પોતાની શાળામાં ગયો, ત્યાં આદર સહિત તેણે એક બ્રાહ્મણને કુરંગીના કોપનું કારણ પૂછ્યું. તે વિપ્ર પ્રથમથીજ કુરંગીનું મહત્તર ચરિત્ર જાણતો હતો એટલે તે કહેવા લાગ્યો કે:-"હે ભદ્ર! કુરંગી તારે ઘેર સાક્ષાત્ તારી વૈરિણી છે, કે જેણે વિટ પુરૂષોની સાથે મળીને પોતાનું શીલ, કુળ, યશ અને તારા ઘરનું ધન એ બધું એકી સાથે ફના કર્યું છે. જે સ્વચ્છંદચારિણી પાપિનીએ આ પ્રમાણે તારૂં ધન ઉડાડી દીધું છે, તે કદાચિત્ તારા જીવિતને પણ હરે, તો તેને કોણ અટકાવી શકે તેમ છે?" આ પ્રમાણે પરિણામે હિતકારી તે વિપ્રનું વચન સાંભળીને તે કુબુદ્ધિએ કુરંગી પાસે જઇને તે બધું કહી દીધું. એટલે તે કહેવા લાગી:-"હે સ્વામિન્! એ મૂર્ખ બ્રાહ્મણ એક દિવસે શેષનાગના માથાપર રહેલા મણિની માફક મારૂં શીલ હરવાને તૈયાર થયો હતો, તે વખતે મેં તેનો તિરસ્કાર કર્યો હતો એટલે તે ખેદ પામીને મારા દોષો તમારી આગળ કહે છે. તેથી એ હવે આપણા ઘરને લાયક નથી. હે પ્રભો! એને

હુવે દૂરજ કરી દો." આ પ્રમાણેના અસત્ય વાક્યને સત્ય કરીને માનનારા તે કુબુદ્ધિ રાગાંધે, પરિણામે હિતકારી એવા તે બ્રાહ્મણને તરતજ નોકરીથી દૂર કર્યો. પછી કુટિલ અને કુલટાના આચારવાળી કુરંગી એ દુર્મતિને પરમ પ્રીતિપાત્ર થઇ પડી. 'રાગની આવી ચેષ્ટાને ધિક્કાર થાઓ !'

"હે વત્સો ! આ પ્રમાણે રાગનું માહાત્મ્ય મેં તમને કહ્યું. હવે પ્રસ્તુત (ચાલુ) વાત કહું છું તે સાંભળો:—

પાતાલસુંદરીના ગયા પછી રાજા વિચારે છે કે:—"અરે! હવે હું શું કરૂં? ક્યાં જાઉં? અને એ પ્રિયાને શી રીતે મેળવું?" આ પ્રમાણે ચિંતા કરતાં દુંદુભિનો મધુર અવાજ તેના સાંભળવામાં આવ્યો. 'આ મધુર અવાજ ક્યાં થાય છે?' તેનો વિચાર કરતાં મનમાં વિસ્મય પામીને રાજા સામંત અને મંત્રીઓ સહિત તે અવાજને અનુસારે નગરબહાર જતાં, તત્કાળ કેવળજ્ઞાન ઉત્પન્ન થવાથી દેવતાઓ જેમનો ઉત્સવ કરી રહ્યા છે અને જે સુવર્ણકમળપર બેઠેલા છે એવા મુનિને દીઠા. તેમને જોઇને નમસ્કાર કરી રાજાએ પૂછ્યું:—"હે સ્વામિન્ ! સ્મિતમુખી, રૂપમાં રંભા જેવી અને પતિવ્રતા પાતાલસુંદરી મને ક્યારે મળશે?" આ પ્રમાણે રાગવિહ્વલ એવા રાજાનું બોલવું સાંભળી તેને પ્રતિબોધ આપવા મુનિ બોલ્યા:—"હે રાજન્ ! તે સુંદરી આ જન્મમાં તો તને નહીં મળે, પરંતુ બીજા જન્મમાં પણ તને મળનાર નથી." "હા ! ત્યારે તો તે મારી જીવિતેશ્વરી ખરેખર ગઇજ !" આ પ્રમાણે ખેદ પામતા રાજાને પુન: કેવલી મુનિએ કહ્યું:—"હે રાજન્ ! પ્રત્યક્ષ રાક્ષસી જેવી એ ચાલી ગઈ, તેથી શું શોક કરે છે? એ તો પોતાની મેળે શૃંગથી ( શીંગડાથી ) સાંકળ ઉતર્યા જેવું થયું. વળી હે ભૂપ ! તને યાદ છે ? એક વખતે તને વિષયુક્ત બીજોરૂં એણે આપ્યું હતું, તેથી તું વ્યાકુળ થઇ ગયો હતો, પણ તું ચરમ શરીરી હોવાથી મરણ ન પામ્યો. પછી બીજી વાર એણે પીરસવાના વખતે તને ઠગ્યો હતો

અને વળી તને જાહેરમાં જણાવીને તે ચાલી ગઇ, એટલે તું લોકમાં હાંસીપાત્ર થયો. ઇત્યાદિ એના સાક્ષાત્ દુષ્કૃત્યો જોઇને પણ હે રાજન્! હજી પણ તું તેનામાં આસક્ત થઇ શું મુંઝાય છે? કેમ કંઇ સમજતો નથી? સાક્ષાત્ કાળરાત્રિ જેવી એ જેને ઘેર જશે, તેને પણ તે અત્યંત કષ્ટ આપનારી થશે. નૈમિત્તિકે તેના જન્મ વખતે કહેલ હકીકત બધી યથાર્થ બનવાની છે, તેથી તેની ખાત્રી માટે હે રાજન્! હવે પછીનું એનું વૃત્તાંત સાંભળ.–પાતાલસુંદરી છ માસ સુધી નાના પ્રકારના દ્વીપોમાં અનંગદેવની સાથે સ્નેહ સહિત ક્રીડા કરશે.

હવે ગીતશાસ્ત્રમાં કુશલ અને મધુર સ્વરવાળો સાર્થવાહનો સુકંઠ નામનો એક કાણો મિત્ર છે, તેની સાથે નિરંતર દેવર સંબંધી મશ્કરી કરતી તે કોઇ કોઇવાર કામવિકારનાં વાંકયો બોલશે અને પછી અવસર મેળવીને સ્વચ્છંદ પ્રકૃતિવાળી તે આસ્તે આસ્તે આગળ વધીને એકાંતમાં તે સુકંઠની સાથે કામક્રીડા પણ કરશે. પછી “આ સાર્થવાહ જીવતો હશે ત્યાં સુધી સુકંઠની સાથે સ્વચ્છંદ રતિવિલાસ કદી પણ ભોગવી શકાશે નહીં, માટે એને કોઇ રીતે મારી નાખું” એવી તે કૃતઘ્ન સ્વભાવવાળી અને ઉપકારી સાર્થવાહનું પણ બુરૂં ચાહનારી પોતાના મનમાં વિચાર કરશે. પછી એક દિવસે રાત્રે શરીરચિંતાને માટે વહાણના પ્રાંત ભાગે ગયેલા તે વિશ્વાસુને આસ્તેથી તે સમુદ્રમાં નાખી દેશે. ત્યારપછી વહાણ જ્યારે દૂર જશે, ત્યારે કપટથી પોકાર કરશે અને શ્યામ મુખ કરીને નાવિકોને આ પ્રમાણે કહેશે કે–“શરીરચિંતાને માટે ગયેલા હું નિઃપુણ્યાના પતિ, કંઇક પગ સ્ખલિત થવાથી હમણાજ એકાએક સમુદ્રમાં પડી ગયા. માટે વહાણોને અહીં થંભાવીને સત્વર મારા પ્રાણપતિની તપાસ કરો. જે તેને સમુદ્રમાંથી બચાવશે તેને હું મનોવાંછિત આપીશ.” આ પ્રમાણેનાં તેનાં વચનો સાંભળી નાવિકો પણ ઉત્સાહ સહિત તેને સમુદ્રમાં જોવા લાગશે, પણ તે દૂર પડેલ હોવાથી અમૂલ્ય રત્નની માફક

તેને શોધી ( મેળવી ) શકશે નહિ. તે વખતે " હા ! જીવિતેશ્વર ! હા ! નાથ ! હા ! હૃદયવલ્લભ ! હા ! આશાવિશ્રામ ! હા ! રૂપમન્મથ ! હવે તું ક્યારે દર્શન દઈશ ? હે પ્રિય ! મારે એક તારૂંજ શરણ હતું, તો અકસ્માત્ મને કેમ મૂકી દીધી ? " આવી રીતે માયાયુક્ત થઇને તે વખતે તે વિલાપ કરશે. પછી પ્રીતિપાત્ર એવા એ મારા પ્રાણપ્રિય જ્યાંસુધી અતિ દૂર ચાલ્યા ન જાય, ત્યાંસુધીમાં તેની પછવાડે સમુદ્રમાં પડીને હું તેની સહચારિણી થાઉં." આ પ્રમાણે કહીને અંભોધિમાં પડવાની તે ખોટી તૈયારી કરશે અને જેટલામાં તે પડવા જશે તેટલામાં નાવિક લોકો તેને કહેશે કે-" હે દેવી ! અકસ્માત્ તમે અમને અનાથ શા માટે કરો છો? દૈવયોગે સાર્થવાહ કદી ગયા (મરણ પામ્યા) તો તમે હવે સાર્થેશા ( સ્વામિની ) થાઓ." આ પ્રમાણે સાર્થિક લોકોના કહેવાથી તે પણ આ ઈષ્ટ અને વૈદ્યોપદિષ્ટ[1] જેવું મનમાં માનતી હર્ષથી મૌનપૂર્વક તે કબૂલ કરશે. પછી સાર્થિકોએ મળીને સ્વામિની બનાવેલી એવી તે વહાણોને આગળ ચલાવરાવતી જુદા જુદા દ્વીપોમાં ફરશે. દાન અને માન વિગેરેથી સાર્થિક લોકોને તે પ્રસન્ન કરશે અને નિ:શંક થઇ સુકંઠની સાથે તે સ્વેચ્છાથી વિલાસ કરશે. પછી ઈંગિતવેદીપણાથી સુકંઠ જાણી લેશે કે:-"અવશ્ય આ પાપિણીએજ સાર્થેશને સમુદ્રમાં નાખી દીધો જણાય છે. યુવાન, ધનિક, રૂપ, સૌભાગ્ય અને ઔદાર્ય ગુણથી શોભાયમાન અને અત્યંત અનુરક્ત મનવાળા એવા રાજા અને સાર્થનાયકે સારા અલંકારાદિ આપવાવડે બહુવાર સત્કાર કરતાં પણ દુર્જન સ્વભાવવાળી અને કૃતઘ્ન એવી આ પાપિણીએ જ્યારે તેમને પણ તજી દીધા; તેની થઇ નહીં, તો એક સામાન્ય, રૂપ અને લાવણ્ય રહિત તથા નિર્ધન એવા મારી તો એ કદી થવાનીજ નથી. કાનમાં નાખેલ સળીની માફક એનો સ્વીકાર કરતાં કે ત્યાગ કરતા બંને વખત એ પાપિની થોડા કાળમાંજ

---

૧ ભાવતું હતું ને વૈદ્યે કહ્યું.

મને મહા અનર્થકારી થશે.” આ પ્રમાણે દોષ સમજવાથી સુકંઠ પણ હૃદયથી વિરક્ત થઇ મીઠું બોલવામાં કુશળ વર્તતો સતો બાહ્યભાવથી તેની સાથે વિલાસ કરશે.

હવે સમુદ્રમાં પડેલો સાર્થવાહ પુણ્યયોગે ફલક (પાટીયું) પામીને તરતો તરતો કેટલેક દિવસે સિંહલદ્વીપે નીકળશે. ત્યાં મિષ્ટ જળથી અને અતિ પક્વ ફળોથી સ્વસ્થ શરીરવાળો થઇને તે આ પ્રમાણે મનમાં વિચાર કરશે કે:–“અહો! હું એકાંત અનુરક્ત, ત્યાગી (દાતા), ભોગી અને લક્ષ્મીનો ભંડાર છતાં એ દુષ્ટાએ મને કેવી દુરવસ્થાએ પહોંચાડ્યો? તે પ્રીતિ, તે મીઠાં વચનો, તે ઔચિત્યાદિ સત્કારો, અહા! આ પાપિનીએ તે બધું એકી સાથે નષ્ટ કર્યું. જેનો સ્વીકાર કરતાં મેં પોતાના કુળ અને શીળની મલિનતાની અને લોકનિંદાની પણ દરકાર ન કરી તેનું આવું ચરિત્ર! જે પુરૂષ અમાવાસ્યાની રાત્રે બધા તારાઓની સંખ્યા કરી શકે તે પુરૂષ પણ સ્ત્રીઓના દોષોનું પ્રમાણ સ્પષ્ટ (સમ્યક્) રીતે કરી શકતો નથી. નાના પ્રકારના સ્થાનોમાં રહેલા દોષોને પરસ્પર ન જોઇ શકનારા માણસોપર દયા લાવીને વિધાતાએ સ્ત્રીના મિષથી તેનેજ એક ગોષ્ઠીસ્થાન (વાર્ત્તાસ્થાન) બનાવ્યું લાગે છે. તો મુક્તિમાં પણ અતિ વક્ર એવી તે સ્ત્રીઓની હયાતી હોય તો ઠીક (મોક્ષમાં પણ સ્ત્રીઓની હયાતી હોય તો ઠીક) એમ જેઓ ચાહના કરે છે, તે પુરૂષો આંખે જોતાં છતાં પણ જાત્યંધ છે, એમ મારૂં માનવું છે. અથવા તો હે આત્મા! બીજાના દોષ જોવા કરતાં તું પોતેજ નિર્દોષ થઇ જા. કારણ કે ઉપાનહથી જેમના પગ સંયુકત છે, તેમને બધી પૃથ્વી ચામડાથી મઢેલીજ છે. મિત્રદ્રોહ, કૃતઘ્નતા, ચોરી, વિશ્વાસઘાત અને પરસ્ત્રીગમન–આ પાંચે મહાપાપ મે કર્યાં છે, અને તેથીજ તેનું આવા પ્રકારનું દુ:ખરૂપ ફળ મેં તરતમાંજ મેળવ્યું છે. કારણ કે અતિ ઉગ્ર પુણ્ય અને પાપનું ફળ અહીંજ પ્રાપ્ત થાય છે. અથવા રાજાનો દ્રોહ કરનાર જે હું તેનો એણે દ્રોહ કર્યો તે તો યોગ્યજ થયું છે. કારણ કે જે જેવું કર્મ કરે છે, તે તેવું ફળ પામે

છે.” આ પ્રમાણે વિચાર કરતો અને શુદ્ધ ધર્મબુદ્ધિવાળો તે ભોગોથી વિરક્ત થઇને ચારણમુનિની પાસે ત્યાંજ દીક્ષા અંગીકાર કરશે. પછી તીવ્ર તપ તપતાં નાસિકાના અગ્રભાગપર દૃષ્ટિ રાખીને શુભ આશયથી તે ત્યાંજ કાયોત્સર્ગમાં સ્થિત થશે.

હવે કેટલેક દિવસે પાતાલસુંદરીના વહાણો દૈવયોગે તેજ કીનારાપર આવશે. ત્યાં વહાણમાં બેસનારા લોકો ઇંધન પાણી લેવાને માટે નીચે ઉતરશે, તે વખતે સ્વેચ્છાથી વિલાસસુખ મેળવવાને ઇચ્છતી પાતાલસુંદરી સુકંઠની સાથે સ્નેહપૂર્વક રમતી રમતી વિવિધ વૃક્ષોની શ્રેષ્ઠ છાયાવાળા કુસુમાકર નામના ઉદ્યાનમાં પ્રવેશ કરશે. કૌતુક સહિત તે બગીચાની શોભા જોતાં કાયોત્સર્ગમાં નિશ્ચળ રહેલા અનંગદેવર્ષિ સુકંઠના જોવામાં આવશે. તે વખતે પોતાના પૂર્વના સ્વામી અને મિત્રને જોવાથી સરલ આશયવાળો તે મનમાં પ્રમોદ પામી તેમના ચરણમાં મસ્તક રાખી તે મુનિને વંદન કરશે. મુનિ પણ પોતાના પૂર્વ મિત્રને જોઇ મનમાં હર્ષ પામી તરત કાયોત્સર્ગ પારીને તેને બોલાવશે. તે વખતે પાતાલસુંદરી વૃક્ષની આડે રહીને તેને જોઇને વિચાર કરશે કે—“ અહો ! એને સમુદ્રમાં નાખી દીધો હતો છતાં પણ તે તો હજી જીવે છે. તો હવે આ વૈરી[1] સુકંઠ અત્યારે એની પાસેથી મારૂં દુષ્કૃત જાણીને જેટલામાં નાવિક લોકોની અંદર મને ઉઘાડી ન પાડે, તેટલામાં એ દુષ્ટને અહીંજ મૂકીને ખરેખર હું મારો સ્વાર્થ સાધી લઉં ! કારણ કે પાણી આવ્યા પૂર્વે કરેલો સેતુબંધજ વખણાય છે.” પછી તે એકદમ દરીઆ કાંઠે જઇને “ અરે ! લોકો ! વહાણમાં બેસીને સત્વર ભાગો. કેમકે યમ જેવો ભયંકર રાક્ષસ મારી પુઠે આવે છે, તે પાપી સુકંઠને તો એક કોળીયો કરીને ખાઇ ગયો, અને હું મહાકષ્ટે પુણ્યયોગે અહીં જીવતી આવી છું.” આ પ્રમાણે આકસ્મિક ભય ઉત્પન્ન કરીને અત્યંત ઉત્સુક

૧ જુઓ ! ઘડીમાં વહાલો હતો તે વૈરી થઇ ગયો.

એવી તે લોકોની સાથે તરત નાવમાં બેસીને વહાણને હંકરાવશે. પછી બીજા દ્વીપમાં જઇને કોઇ મોટા નગરમાં વહાણ વિગેરે બધી બાહ્ય વસ્તુઓને સંવરી લેશે (વેચી નાખશે). અને ત્યાં નટ વિટ લોકોની સાથે સ્વેચ્છાથી નાના પ્રકારના ભોગ ભોગવતી પાતાલસુંદરી વેશ્યાપણાને પામશે. પછી અભક્ષ્યના ભક્ષણથી અને અપેયના પાનથી પુષ્કળ પાપ ઉપાર્જન કરી મરણ પામીને તે નારકી થશે અને ત્યાં મહા દુઃખો ભોગવશે.

હવે અહીં અનંગદેવમુનિના મુખથી પાતાળસુંદરીના તથાપ્રકારના દોષો જાણીને સુકંઠ ભોગોથી નિવૃત્ત થઈ ત્યાંજ ચારિત્ર લેશે. પછી તે બંને મુનિ નિરતિચાર ચારિત્ર પાળીને સ્વર્ગે જશે અને ત્યાંથી એક અવતાર (ભવ) કરી મોક્ષે જશે.

હે રાજન્! દ્રોહ કરવાવાળી અને સ્વચ્છંદચારિણી એવી તે પોતાની મેળે ચાલી ગઇ છતાં હજી પણ તું તેને પ્રાપ્ત કરવાને ઇચ્છે છે, તો તેવા પ્રકારની તારી મૂઢતાને ધિક્કાર છે! તેં આનું ચરિત્ર સાંભળ્યું, તો તે પ્રમાણે બધી સ્ત્રીઓનું ચરિત્ર એવુંજ જાણી લે. કારણ કે એક દાણો જોતાં આખી હાંડલીની પરીક્ષા થઇ જાય છે. આ પ્રમાણે સર્વ લલનાઓ દોષના પ્રરોષરૂપ (ઉદ્ઘોષણારૂપ) છે, માટે હે રાજન્! સ્ત્રીયાદિક ઉપરના વ્યામોહને સર્વથા તજી દઈને શીઘ્ર આત્મહિત સાધવા તત્પર થા." આ પ્રમાણેના સર્વજ્ઞના વાક્યરૂપ સુધારસના સ્વાદથી રાજાનો સ્ત્રીવ્યામોહરૂપ-વિષનો આવેગ તરતજ શાંત થઈ ગયો. તેથી એવા પ્રકારનું સ્ત્રીચરિત્ર જાણીને વિષયોથી વિરક્ત થઇ રાજાએ તે કેવલી ભગવંતની પાસે તરતજ દીક્ષા ગ્રહણ કરી. પછી વધતા વૈરાગ્યના રંગવાળા અને નિઃસંગ હૃદયવાળા તે મુનિ શુભધ્યાનથી સાતમે દિવસે કેવલજ્ઞાન પામ્યા, સર્વજ્ઞ થયેલા તે રાજર્ષિ ઘણા વર્ષોસુધી ભવ્યજીવોને પ્રતિબોધીને સર્વ કર્મનો ક્ષય થતાં અનુક્રમે પરમ પદને પામ્યા.

"હે વત્સો ! આ પ્રમાણેનું સ્ત્રીઓનું ચાપલ્ય સમજીને તેને આધીન એવા કામભોગોથી હવે વિરામ પામો. દેવ અને મનુષ્યના મનોવાંછિત સુખો અનેકવાર ભોગવ્યા છતાં આ જીવ જરા પણ સંતુષ્ટ થતો નથી. સ્વપ્નમાં અનુભવેલા વિષયો જેમ અત્યારે સ્મૃતિમાત્ર છે, તેવીજ રીતે પૂર્વે ભોગવેલા વિષયો પણ આગળ ઉપર સ્મૃતિશેષજ રહે છે. નર અને અમરપણામાં ઘણીવાર વિષયો ભોગવ્યા છતાં પણ બહુ ખેદની વાત છે કે પ્રાણીઓ મોહના વશથી તે વિષયોને જ્યારે મળે છે ત્યારે અપૂર્વ (પૂર્વે નહિ પ્રાપ્ત થયેલા) જ માને છે. કહ્યું છે કે:—

"पत्ता य कामभोगा, कालमणंतं इह सउवभोगा;
अपुव्वंपिव मन्नइ, तहवि अ जीवो मणे सुक्खं."

"ઉપભોગ સહિત અનંતકાળ સુધી કામભોગો પ્રાપ્ત થયા છતાં પણ આ જીવ મનમાં તે સુખને અપૂર્વજ માને છે." હે વત્સો ! પૂર્વે અંગારદાહક જેમ પાણીથી સંતુષ્ટ (તૃપ્ત) ન થયો, તેમ જીવને અનંતકાળથી કામભોગો મળ્યા છતાં તે તેનાથી તૃપ્ત થતો નથી. તે અંગારદાહકનું[1] દૃષ્ટાંત આ પ્રમાણે છે:—

"કોઈક અંગારદાહક ઉનાળામાં પાણીનો ઘડો સાથે લઇને અંગારા બનાવવાને માટે નિર્જળ અરણ્યમાં ગયો. ત્યાં તે આમ તેમ ફરી ઘણાં લાકડાં છેદી બપોરે જુદા જુદા ઢગલા કરીને બાળવા લાગ્યો. તે વખતે ભમવાથી, મહેનતથી, લૂ (ગરમ પવન) થી અગ્નિની પાસે રહેવાથી, ભયંકર ગ્રીષ્મઋતુના અનુભાવથી અને દુઃસહ આતપ (તડકા) થી અત્યંત તૃષાક્રાંત થયેલો અને શરીરમાં વ્યાકુળ થયેલો તે કુંભમાં લાવેલું પાણી બધું પી ગયો, છતાં લેશ પણ તે સ્વસ્થતા (શાંતિ) ન પામ્યો. તેની તૃષા જરા પણ શાંત ન થઈ. પછી ભ્રમિત દૃષ્ટિથી તે ચારે બાજુએ પાણી જોતો સુઇ ગયો અને

૧ કોયલા બનાવનાર.

આર્ત્તધ્યાનના વશથી સ્વપ્નમાં પોતાને નગરે ગયો. ત્યાં તૃષાર્ત્ત એવો તે પોતાના નગરના તમામ ઘરોમાંનું બધું પાણી પી ગયો, છતાં તેવોને તેવોજ તૃષિત રહેવાથી બધી વાવ, કૂવા અને સરોવરોનું જળ પણ પી ગયો, છતાં તેલથી જેમ અગ્નિ અતૃપ્ત રહે, તેમ તે જળથી પણ જ્યારે તેની પિપાસા શાંત ન થઇ, ત્યારે તે બધી સરિતાઓ અને સમુદ્રો પણ પી ગયો, તથાપિ તૃષિત રહી પાણીની શોધમાં ભમતાં ભમતાં તેણે મરૂસ્થલ ( મારવાડ ) માં અતિ ઉંડા જળવાળો એક કુવો જોયો. ત્યાં લાંબી લતાઓ વડે કુવામાંથી ખેંચી કહાડેલા દર્ભના પૂળામાંથી ઝરતા જળના બિંદુઓને તે તૃષાની શાંતિને માટે જીભથી ચાટવા લાગ્યો." હે વત્સો ! હવે આ દૃષ્ટાંતનો તત્ત્વાર્થ સાંભળો:-" વાવ, કૂપ, સરોવર, નદી અને સમુદ્રોનું તમામ પાણી પીતાં પણ શાંત ન થયેલી તેની તૃષા દર્ભના અગ્રભાગથી ટપકતા પાણીનાં ટીપાં ચાટવાથી જેમ શાંતિ ન પામે, તેમ સમુદ્ર સદૃશ સ્વર્ગના ભોગોથી જો અતૃપ્ત રહ્યા તો પછી કુશાગ્રના જળ સમાન મનુષ્યના ભોગોથી તમે કેમ તૃપ્તિ પામી શકશો?" પુન: પ્રભુએ કુમારોને સંસારની અસારતાગર્ભિત સિદ્ધાંતના સારરૂપ ઉપદેશ આપ્યો[1] તે આ પ્રમાણે:-" હે ભવ્યો ! પ્રતિબોધ પામો ! શા માટે પ્રતિબોધ પામતા નથી ? કારણ કે વ્યતિક્રાંત થયેલી રાત્રિઓની જેમ પુન: મનુષ્યભવ પામવો સુલભ નથી. જુઓ-કેટલાક પ્રાણીઓ બાલ્યાવસ્થામાંજ મરી જાય છે, કેટલાક વૃદ્ધ થઇને મરે છે અને કેટલાક ગર્ભમાં રહ્યા રહ્યાજ ચવી જાય છે. જેમ સીંચાણો તીતરપક્ષીને છળીને તેના પ્રાણનું હરણ કરે છે, તેમ કાળ મનુષ્યનું જીવિત હરી લે છે. જે મનુષ્ય માતપિતાદિકના મોહમાં મુગ્ધ થાય છે, તેને પરભવમાં સુગતિ સુલભ નથી. તેથી દુર્ગતિગમનાદિકના ભયને જોઇને સદાચરણી એવા ભવ્યજીવોએ સર્વ આરંભથી વિરમવું જોઇએ. જે પ્રા-

---

૧ આ ઉપદેશ શ્રીસૂત્રકૃતાંગસૂત્રના વૈતાલિક અધ્યયનમાં છે.

ણીઓ આરંભથી વિરમતા નથી, તેઓ સ્વકૃત કર્મોના ઉદયથી નરકાદિક દુર્ગતિમાં પરિભ્રમણ કરે છે. કેમકે કરેલાં કર્મો ભોગવ્યા વિના જીવ મુક્ત થઇ શકતો નથી. દેવતાઓ, ગંધર્વો, રાક્ષસો, અસુરો, સ્થલચરો અને સર્પાદિક, તેમજ રાજાઓ, સામાન્ય માણસો, શ્રેષ્ઠીઓ અને બ્રાહ્મણો—એ બધાને દુઃખિત થઇને પોતપોતાના સ્થાનનો ત્યાગ કરવો પડે છે. આયુષ્યનો ક્ષય થયે સતે પોતપોતાના કર્મસહિત પ્રાણી અકાળે તાડ વૃક્ષપરથી ત્રુટેલા ફળની જેમ મરણ પામીને કામભોગથી અને સ્વજન પરિવારથી વિખુટો પડે છે. દેવગતિમાં અનુત્તરવિમાન સુધીનાં સુખ ભોગવતાં પણ જ્યારે તમને તૃપ્તિ ન થઈ, તો આ મનુષ્યના તુચ્છ સુખથી તમે શું તૃપ્ત થવાના હતા? સર્પની જેમ સદા ભયંકર, સમુદ્રના ચંચલ તરંગની માફક ક્ષણભંગુર અને પરિણામે દારૂણ એવા વિષયોને જાણીને તેમાં આસક્ત ન થાઓ. વિષયરૂપ માંસમાં લુબ્ધ મનવાળા પ્રાણીઓ રાગાંધ, પરવશ, સ્થિતિ વિનાના, પોતાના હિતથી પરિચ્યુત (ભ્રષ્ટ) અને હતાશ થઈ બહુધા નાશ પામે છે. શ્રેષ્ઠ વીણા અને વાંસળી વિગેરે વાજીત્રના શ્રુતિ સુખદાયક શબ્દોમાં (સ્વરમાં) આસક્ત થઇ મૂઢ મનવાળા અનેક પ્રાણીઓ મૃગલાની જેમ નાશ (મરણ) પામે છે. શૃંગારના વિચારથી મનોહર અને સુલલિત હાવભાવ તથા વિલાસથી પરિપૂર્ણ (પુષ્ટ) એવા રૂપમાં દૃષ્ટિ સ્થાપીને પ્રાણીઓ પતંગની માફક વિનિપાત (મરણ) પામે છે. સરસ આહારના અભિલાષી અને માખણ, મદિરા, મદ્ય અને માંસનું ભક્ષણ કરનારા પ્રાણીઓ બિડિશના માંસમાં લુબ્ધ બુદ્ધિવાળા મીન (માછલી) ની માફક મૃત્યુ પામે છે. શ્રેષ્ઠ કુસુમના આમોદ (સુગંધ) માં મોહિત થયેલા અને ગંધમાં અતિ લુબ્ધ થયેલા પ્રાણીઓ ભમરાઓની માફક વિનાશ પામે છે; છતાં મૂઢ મનવાળા જીવો સમજતા નથી. મૃદુ અને મનહર સ્પર્શમાં આસક્ત, દોષ તથા ગુણને નહીં જાણનારા, સદા આલસ્યવાળા તથા રમણી (સ્ત્રી)ના રાગથી વ્યામોહિત મન-

વાળા—એવા અજ્ઞ પ્રાણીઓ ગજની જેમ (સંસારના) બંધનમાં બંધાઇ જાય છે. ઇત્યાદિ અઠ્ઠાણુ કાવ્યોવડે અઠ્ઠાણુ પુત્રોને પ્રતિબોધ આપીને પ્રભુએ તેમને વૈરાગ્યવાસિત કર્યા. પછી ભગવંતની વાણીનો વિચાર કરતાં તે બધા જાતિસ્મરણ જ્ઞાન પામ્યા. તેથી જાણે ગઈ કાલેજ ભોગવેલ હોય, તેમ પૂર્વે ભોગવેલા દેવતાઓના સુખનું તેમને સ્મરણ થયું. એટલે તેઓ ચિંતવવા લાગ્યા કે:—"સર્વાર્થસિદ્ધ વિમાનમાં જે અતુલ સુખસંપત્તિ છે, તે એકાંત અને અત્યંત એવા મોક્ષસુખની વાનકી જેવી છે તે ક્યાં, અને નવ પ્રવાહ (દ્વાર)થી વહેતી દુર્ગંધથી બિભત્સ શરીરવાળા એવા મનુષ્યોનો આ તુચ્છતર (અત્યંત તુચ્છ) એવો સુખાભાસ ક્યાં!" આ પ્રમાણે જ્ઞાન થવાથી પૂર્વે ઘણા કાળસુધી અનુત્તર વિમાનનું સુખ ભોગવેલું હોવાથી આ ભવના તુચ્છ વિષયોમાં તેમનું મન લેશ પણ રક્ત ન રહ્યું. કહ્યું છે કે:—

"अविदितपरमानन्दो, विषयसुखं मन्यते हि रमणीयम्;
तस्यैव तैलमिष्टं, येन न दृष्टं घृतं क्वापि."

"પરમાનંદની જેમને ખબર નથી, તેજ પ્રાણી વિષયસુખને રમણીય માને છે. જેણે ઘી (ઘૃત) ક્યાંઇ પણ જોયું કે અનુભવ્યું નથી, તેનેજ તેલ પ્રિય લાગે છે." તેઓ સ્વર્ગમાં અહમિંદ્રપણે નિત્ય સુખ ભોગવતા લાંબો વખત રહેલા હતા તેથી તેમના હૃદયમાં ભરતની આજ્ઞાને આધીન એવું રાજ્યસુખ કિંચિત્ પણ રૂચ્યું નહિ. કહ્યું છે કે:—

"क्रीडिता ये चिरं हंसा, निर्मलाम्भसि मानसे;
तेषां रूचिर्न सेवाल—जटिले खातिकाम्भसि."

"જે હંસોએ નિર્મળ જળવાળા માનસરોવરમાં લાંબો વખત ક્રીડા કરી છે, તેમને સેવાલથી વ્યાપ્ત એવા ખાઈના પાણીમાં કદી

પણ રૂચિ નજ થાય." પછી પ્રવર્ધમાન છે શુદ્ધ ભાવ જેમનો એવા તે સ્વામિપુત્રો હાથ જોડી ભગવંતને નમસ્કાર કરીને આ પ્રમાણે વિજ્ઞપ્તિ કરવા લાગ્યા કે:–"હે નાથ! આ સંસારમાં જન્મ, જરા, મરણ અને રોગથી પ્રાણી ત્યાંસુધીજ પીડાય છે, કે જ્યાંસુધી તમારી વાણીરૂપ શુદ્ધ રસાયનનું તે સેવન કરતો નથી. હે તાત! ચાર ગતિના દુ:ખરૂપ આતપ આત્માને ત્યાંસુધીજ તપાવી શકે છે કે, જ્યાંસુધી તમારા ચરણરૂપ વૃક્ષની શીતલ છાયાને તે મેળવતો નથી. હે ભગવન્! જ્યાંસુધી ભવ્ય જીવો જંગમ કલ્પવૃક્ષ એવા તમને પામતા નથી, ત્યાંસુધીજ તેઓ દુ:સ્થિત થઇને સંસારમાં પરિભ્રમણ કરે છે. હે સ્વામિન્! તમે તારવાવાળા છતાં જે ભવ્ય જીવો સંસારસમુદ્ર તરી શકતા નથી, તેમાં મહામોહનું પ્રબળ માહાત્મ્યજ કારણભૂત છે. ભરતક્ષેત્રનું અખિલ ઐશ્વર્ય ભલે ભરતેશ્વર ભોગવે, અમે તો હવે આત્મહિત કરનારી એવી દીક્ષાનેજ અંગીકાર કરશું." આ પ્રમાણે વિષયોથી ઉદ્વેગ પામી અત્યંત વૈરાગ્યયુક્ત થઇ, તૃણની માફક રાજ્યનો ત્યાગ કરીને તરતજ તેમણે પ્રભુ પાસે દીક્ષા અંગીકાર કરી અને વ્રત લીધા પછી થોડા વખતમાંજ ક્ષપકશ્રેણિપર આરૂઢ થઇને ઘાતિકર્મના ક્ષયથી તે સર્વે સર્વજ્ઞ થયા (કેવલજ્ઞાન પામ્યા).

॥ इति श्री तपागच्छाधिराजश्रीसोमसुन्दरसूरिपट्टप्रभाकर-
गच्छनायकश्रीमुनिसुन्दरसूरिविनेयवाचनाचार्य-
सोममण्डनगणिकृतायां श्रीयुगादिजिन
देशनायां चतुर्थ उल्लासः ॥



# पञ्चम उल्लास.



અનંત સિદ્ધિવાળા, સમાન દૃષ્ટિવાળા, સુવર્ણ સમાન વર્ણવાળા જેમનો સર્વ દુસ્તમ[1] અસ્ત થયેલ છે અને જે સર્વ પ્રકારના વિષાદથી રહિત છે એવા નવીન આદીશ (ઋષભદેવપ્રભુ) તમને સંપત્તિની પ્રાપ્તિ નિમિત્તે થાઓ.

હવે પોતાના ૯૮ બંધુઓ ભગવંત પાસે ગયા. એમ ચરપુરૂષોના મુખથી જાણીને ખેદ પામી ભરતેશ્વર આ પ્રમાણે વિચાર કરવા લાગ્યો:—" ઐશ્વર્યથી ઉન્મત્ત થયેલા ચિત્તવાળા એવા મેં સેવાને ઉદ્દેશીને સામાન્ય માણસોની જેમ આ ભાઇઓને પણ બોલાવ્યા, તેથી ખરેખર! દુભાઇને તેજસ્વિપણાથી તે બધા મારૂં અનૌચિત્ય કહેવાને પિતાની પાસે ગયા. અહો! દેવ અને અસુરોની સભામાં બેઠેલા તાત પણ તેમના મુખથી આ મારૂં અનૌચિત્ય સાંભળીને મનમાં જરા ખેદ પામશે અને 'મોટા ભાઇએ રાજ્યના લોભથી કનિષ્ઠ બંધુઓને તેમના રાજ્યની બહાર કહાડી મૂકયા.' એ રીતે પિતાજી અને દેવતાઓ પણ મનમાં સમજી લેશે. આયુધશાળામાં ચક્રના અપ્રવેશરૂપ હેતુથી મંત્રી—સામંતોએ પ્રેરણા કરાયેલા મેં ખરેખર! તે ખોટું કર્યું. નીતિશાસ્ત્રમાં પણ કહ્યું છે કે:—

" बालभावाल्लघिष्ठाश्चेन्न चलन्त्यग्रजाज्ञया;
तथापि स शुभान्वेषी, परूषं तर्जयेन्न तान्. "

" નાના ભાઇઓ બાલભાવથી કદાચ મોટાભાઇની આજ્ઞા પ્રમાણે ન ચાલે, તથાપિ શુભાન્વેષી એવા તેણે કઠોર રીતે તેમની તર્જના ન કરવી."

---

૧ અજ્ઞાનાંધકાર.

"अतितर्जना न कार्या, शिष्यसुहृद्भृत्यसुतकलत्रेषु;
दध्यपि सुमथ्यमानं, त्यजति स्नेहं न सन्देहः."

"શિષ્ય, મિત્ર, ચાકર, પુત્ર અને સ્ત્રી-એમની અતિ તર્જના ન કરવી. કારણ કે બહુ વલોવતાં દહીં પણ સ્નેહ (સ્નિગ્ધતા) અથવા માખણને તજી દે છે. અર્થાત્ અતિ તર્જના કરવાથી નિ:સંદેહ સ્નેહનો લોપ થાય છે." માટે હવે તાતની પાસે જઇ તેમને સમજાવીને અહીં લઇ આવું અને પોતપોતાના રાજ્યપર તેમને પાછા સ્થાપું."

આ પ્રમાણે વિચારીને ભરતે અષ્ટાપદપર જઈ ઋષભદેવ સ્વામી (તાત) ને નમસ્કાર કર્યો અને ભાઇઓની પાસે પોતાનો અપરાધ ખમાવ્યો. પછી કહ્યું કે:-"હે બંધુઓ! રાજ્યમાં પાછા આવીને વિવિધ પ્રકારના સુખ ભોગવતા સતા તમારા મોટા ભાઇની લક્ષ્મીને તમે કૃતાર્થ કરો." આ પ્રમાણે વડિલ બંધુ ભરતે બોલાવ્યા છતાં રાગદ્વેષરહિત અને નિ:સંગ એવા તેઓ બોલ્યા પણ નહિ. એટલે 'ખરેખર! એઓ મારાથી દુભાયા છે, તેથી મારી સાથે બોલતા નથી.' એમ માનીને દુ:ખાગ્નિથી બળતા ભરતને સ્વામીએ આ પ્રમાણે વચનામૃતનું સિંચન કર્યું:-"હે રાજન્! એઓ તારાથી દુભાયા છે, એવી શંકા લાવી તું ખેદ ન પામ. કારણ કે આ મહર્ષિ મહાત્માઓ રોષ અને તોષને વશ નથી. કહ્યું છે કે:—

"शत्रौ मित्रे तृणे स्त्रैणे, स्वर्णेऽश्मनि मणौ मृदि;
मोक्षे भवे च सर्वत्र, समचित्ता महर्षयः."

"શત્રુ ને મિત્ર, તૃણ ને સ્ત્રી, સુવર્ણ ને પત્થર, મણિ ને માટી, મોક્ષ અને સંસાર-આ બધી વસ્તુઓમાં મહાત્માઓ સમાન ચિત્તવાળા હોય છે, અર્થાત્ સમભાવી હોય છે." માટે પાપ રહિત અને સમતારૂપ સુધારસમાં જેમનું મન મગ્ન થયેલું છે એવા એમને રાજ્યસંપત્તિની કે મનોહર વિષયોની કિંચિત્ પણ તૃષ્ણા નથી. એટલુંજ

નહિ પણ જેઓ આહાર પણ માત્ર સંયમના નિર્વાહ માટેજ ગ્રહણ કરે છે, તો એઓ સંસારના અંકુરરૂપ એવા વિષયોથી શી રીતે મોહિત થાય ?" પ્રભુના આ પ્રમાણેના વચનામૃતથી રાગદ્વેષથી રહિત, સંસાર સુખમાં નિઃસ્પૃહ અને તાતના ઉપદેશથી સંયમી થયેલા સર્વ બંધુઓને જાણીને ભરતભૂપતિએ તે સર્વને નમસ્કારપૂર્વક વંદના કરી.

પછી ઘૃતના પકવાન અને ચોખા, દાળ પ્રમુખ ભોજન નાના ભાઇઓને આપવાને માટે ભરતે રસોયાઓ પાસે મગાવ્યું. તે ભરત રાજાએ પોતાને હાથે આપતાં છતાં 'આ અનેષણીય (અકલ્પનીય) છે' એમ કહી તેઓએ તેની તરફ દૃષ્ટિ પણ ન કરી. એટલે "આ મહાત્માઓ મારૂં આપેલું ભોજન પણ શા માટે નહિ લેતા હોય ?" આ પ્રમાણે ચિંતામગ્ન ભૂપને પુનઃ જગદ્ગુરૂ કહેવા લાગ્યાઃ-"હે રાજન્ ! આ તો રાજપિંડ છે; તેથી તે તો કલ્પેજ નહીં, પણ અન્ય પિંડ હોય છતાં તે અભ્યાહૃત (સામે લાવેલો) પિંડ હોય તો તે પણ સાધુઓને કલ્પે નહિ." આ પ્રમાણે ભગવંતના વચન સાંભળીને ભરત ખેદ સહિત વિચાર કરવા લાગ્યો કે-"અહો અત્યારે પિતા અને ભાઇઓએ, હું અયોગ્ય હોવાથી ખરેખર સર્વથા મારો ત્યાગ કર્યો જણાય છે, તેથી આ મારૂં અદ્ભુત રાજ્ય પણ વંધ્ય વૃક્ષની જેમ નિષ્ફળ છે. કારણ કે જે રાજ્ય આહારના દાનથી પણ ભાઇઓને ઉપયોગી નથી. ખરેખર ! સાધુરૂપ સત્પાત્રના દાનરૂપ આલંબન વિના આટલા બધા પરિગ્રહ અને આરંભના ભારથી હું પતિત થઇ ગયો છું ! કહ્યું છે કેઃ—

" नरकं येन भोक्तव्यं, चिरं तत्पापपूर्त्तये;
नियुङ्क्ते तं विधी राज्ये, बह्वारम्भपरिग्रहे. "

"જેને ચિરકાળ નરક ભોગવવું છે, તેને તેટલા પાપની પૂર્ત્તિને માટે બહુ આરંભ અને પરિગ્રહવાળા રાજ્યમાં વિધાતા જોડી દે છે."

મારા કરતાં તો જેમનું આપેલું ભોજ્ય વસ્ત્રાદિ શ્રમણો (સાધુઓ)ના ઉપયોગમાં આવે છે, તેવા સામાન્ય પુરૂષોને પણ ધન્ય છે."

આવી રીતે અત્યંત ખેદ થવાથી જેનું મુખ નિસ્તેજ થયેલું છે એવા ભરત ભૂપતિને જોઇને તેનો ખેદ દૂર કરવા માટે સુરેંદ્રે પ્રભુને આ પ્રમાણે પૂછ્યું કે:-"હે સ્વામિન્! અવગ્રહ કેટલા છે? અને તેના દાનથી ફળ શું?" આવો પ્રશ્ન સાંભળી પ્રભુ બોલ્યા કે:-"હે સૌમ્ય! અવગ્રહ પાંચ કહેલા છે. તે આ પ્રમાણે:-મેરૂ પર્વતની દક્ષિણ દિશામાં સૌધર્મેંદ્રનો અવગ્રહ અને ઉત્તર દિશામાં ઈશાનેંદ્રનો અવગ્રહ-એ પ્રથમ દેવેંદ્રાવગ્રહ કહેવાય છે. ચક્રવર્ત્તીનું છ ખંડ પૃથ્વીનું સ્વામીપણું છે તેનો બીજો અવગ્રહ, સ્વદેશના રાજાનો ત્રીજો અવગ્રહ, શય્યાતર (મકાનના સ્વામી) નો ચોથો અવગ્રહ અને સાધર્મિક સાધુ કે જે પહેલાં આવીને રહેલા હોય તેમનો પાંચમો અવગ્રહ સમજવો. તે પાંચે પોતપોતાના અવગ્રહનું દાન આપતાં ઇષ્ટાર્થસિદ્ધિને પામે છે." તે વખતે સૌધર્માધિપતિએ પ્રમુદિત થઇને ભગવંતને આ પ્રમાણે કહ્યું કે:—"હે નાથ! સર્વ શ્રમણ મહાત્માઓને મારા સર્વ અવગ્રહની હું અનુજ્ઞા આપું છું." આ પ્રમાણે સાંભળતાં ભરતેશ્વરને વિચાર થયો કે:-"હું પણ સાધુઓને મારા અવગ્રહની અનુજ્ઞા આપું, કારણકે એટલું કરતાં પણ હું ધન્ય તો થાઉં!" પછી પોતાના અવગ્રહની અનુજ્ઞાથી થનાર પુન્યના ફળની આશાથી ભરતે કાંઇક અંતઃકરણમાં પ્રમુદિત થઇ ભગવંતને કહ્યું કે:-"હે તાત! છ ખંડ ભરતભૂમિમાં સર્વત્ર નિઃશંક થઇને સાધુ મહાત્માઓ પોતાની ઇચ્છા પ્રમાણે વિચરે. એવી રીતે હું મારા અવગ્રહની તેમને અનુજ્ઞા આપું છું. પરંતુ હે તાત! આ ભોજનનું હવે મારે શું કરવું?" ભગવંત બોલ્યા:-"હે રાજન્! શુદ્ધ ધર્મ અને ક્રિયામાં ઉદ્યુક્ત હોય, સ્વલ્પ આરંભ અને પરિગ્રહવાળા હોય, પાંચ અણુવ્રતને ધારણ કરનારા હોય અને જેઓ સર્વચારિત્રને ઇચ્છતા હોય એવા

શ્રમણોપાસકો (શ્રાવકો) પણ સત્પાત્ર કહેવાય છે." (અહીં ભગવંતે તે અન્ન શ્રાવકોને આપવાનું સૂચવ્યું છે.)

પછી પ્રભુની વાણીથી શ્રદ્ધાયુક્ત થઇને નરાધિપ ભરત કોઈનું પણ નિવારણ કર્યા શિવાય સર્વ શ્રાવકોને દરરોજ ઉત્તમ ઉત્તમ ભોજન જમાડવા લાગ્યા. પછી રસસહિત આહારની લાલચ (આસક્તિ) થી આસ્તે આસ્તે ઘણા લોકો દંભ (કપટ) થી શ્રાવક બનીને પૂર્વના શ્રાવકોમાં ભળતા ગયા એટલે તેની સંખ્યા વધી પડી. એક વખતે મનમાં કંટાળો લાવીને રસોઇયાઓએ ભરત મહારાજાને વિનંતિ કરી કે:-"હે દેવ! સંખ્યામાં ઘણા વધી જવાથી આ શ્રાવકો હવે જમાડી શકાતા નથી." તે સાંભળી તાત્કાલિક બુદ્ધિશાળી એવા રાજાએ દાનશાળાના રસ્તા ઉપર સૂક્ષ્મ બીજ વિખેરીને શ્રાવકોની પરીક્ષા કરી.[1] પછી જેઓ પરીક્ષામાં પાસ ન થયા, તેમને રાજાએ શ્રાવકોથી પૃથક્ (અલગ) કર્યા અને જેઓ પાસ થયા તેમના હૃદય ઉપર કાકિણી રત્નથી ત્રણ ત્રણ રેખાનું ચિન્હ કર્યું. પછી દર છ છ મહિને રાજા નવા શ્રાવકોની પરીક્ષા કરતા અને તેમાં જે પાસ થતા તેમને પુનઃ નિશાની કરતા હતા. આ પ્રમાણે ખરા શ્રાવકો દરરોજ ભરતચક્રીને ત્યાં ભોજન કરતા હતા.

ચક્રીની પ્રેરણાથી जितो भवान् वर्द्धते भीस्तस्मान्माहनमाहन- "તમે જીતાયા છો, ભય વધ્યા કરે છે, માટે આત્મગુણને તમે મા હણો મા હણો" આ પ્રમાણે રાજાને સાવધાન કરવા માટે તેઓ પ્રતિદિન બોલતા હતા. સર્વદા એ પ્રમાણે બોલવાથી શુદ્ધ શ્રાવકધર્મમાં સ્થિત એવા તેઓનું અનુક્રમે માહના[2] એવું નામ પ્રસિદ્ધ થયું. શ્રાવકના અનુષ્ઠાનગર્ભિત ભરતેશના બનાવેલા વેદોને ભણતાં અને ભણાવતાં તેઓ શ્રાવકધર્મનો વિસ્તાર કરવા લાગ્યા. આ પ્રમાણે તેમના વંશમાં ઉત્પન્ન થયેલા (બ્રાહ્મણો) અનુક્રમે સૂત્ર (સૂતર) ની

૧ જે ખરા શ્રાવકો હતા તે તેના પર ન ચાલ્યા. બીજા ચાલ્યા. ૨ બ્રાહ્મણ.

જનોઈને[1] ધારણ કરનારા થયા. સુવિધિનાથ ભગવંતના તીર્થ સુધી તો તેઓ મહા આસ્તિક હતા, પરંતુ સુવિધિનાથ અને શીતલનાથ ભગવંતના આંતરામાં કાળના પ્રભાવથી પલ્યોપમના ચોથા ભાગ જેટલો કાળ સાધુધર્મનો વિચ્છેદ થયો. તે વખતે સાધુઓના ભાવથી લોકો આ માહનોને ધર્મમાર્ગ પૂછવા લાગ્યા. કેટલાક વખત સુધી તો તેઓએ યથાર્થ માર્ગ કહ્યો, પણ પછીથી આસ્તે આસ્તે સાધુઓના અભાવથી નિરંકુશ બની ગયેલા તેઓ, સર્વદા પોતાના સંતાનના સુખનિર્વાહની કામનાથી ' સુવર્ણ, ગાય, ભૂમિ અને બીજી પણ પ્રિય વસ્તુ માહનોને દાનમાં આપવાથી મહાધર્મ થાય છે. ' એ રીતે ભદ્રક લોકોને સ્વેચ્છાથી કહેવા લાગ્યા, અને પોતે પરિગ્રહ અને આરંભમાં મગ્ન તથા અબ્રહ્મ ( મૈથુન ) માં આસક્ત હોવા છતાં પોતામાં બ્રહ્મબીજપણું હોવાથી તેઓ પોતામાં પાત્રપણું સ્થાપન કરવા લાગ્યા. મુગ્ધ લોકોને ઠગવાને માટે પોતાને ઇષ્ટ એવાં દાન, ક્રિયા અને આચાર ગર્ભિત નવા શાસ્ત્રો તેઓ પોતાની ઇચ્છા મુજબ રચવા લાગ્યા. સાધુઓનો અભાવ હોવાથી અજ્ઞ લોકો તેમને સદ્‌ગુરૂ તરીકે માનવા લાગ્યા. કારણ કે વૃક્ષ વિનાના દેશમાં એરંડો પણ મોટા વૃક્ષ સમાન માન પામે છે ( મનાય છે ). મુગ્ધ લોકો તેમના વચનને વેદપદની માફક સત્ય માનવા લાગ્યા. ' જન્માંધ માણસને એડતે બતાવેલા માર્ગમાં પણ શું સંદેહ હોય અર્થાત્ નજ હોય. ' આ પ્રમાણે રફતે રફતે તે માહણો જિનમતનો દ્રોહ કરનારા થઈ પડ્યા. ' સ્વામી વિનાના રાજ્યમાં શું કોટવાળ ચોર નથી થતા ( ચોરી નથી કરતા ) ? '

આ રીતે પ્રથમ પ્રભુના અઠ્ઠાણુ પુત્રોનો ભરતે પ્રતિષેધ કર્યો તેનું વર્ણન કર્યું, હવે બાહુબલિનો પણ તેણે કેવી રીતે પ્રતિષેધ કર્યો તે સંબંધી વૃત્તાંત કહેવામાં આવે છે.

---

૧ પ્રથમ સુવર્ણની, પછી રૂપાની અને પછી સૂત્રની થઇ.

એક દિવસે રાજાઓ, અમાત્યો, સાર્થેશો, શ્રેષ્ઠીઓ, નટલોકો અને ભાટલોકોથી સેવાતા અને રાજસભામાં બેઠેલા શ્રી ભરતેશ્વરને નમસ્કાર કરીને સેનાપતિએ આ પ્રમાણે વિજ્ઞપ્તિ કરી કે-"હે સ્વામિન્! ચક્ર હજી પણ આયુધશાળામાં પ્રવેશ કરતું નથી." તે વખતે ભરત આ પ્રમાણે બોલ્યો:—"ભરતક્ષેત્રમાં મારી આજ્ઞા ન માનતો હોય એવો હજી પણ કયો વિરોધી વીર ( મોટો શત્રુ ) જીતવો બાકી રહી ગયો છે ?" તે સાંભળી વૃદ્ધ અમાત્ય બોલ્યો.- "હે દેવ! પ્રતાપમાં સૂર્ય સમાન એવા તમારે ભરતક્ષેત્રમાં મનુષ્ય કે દેવ કોઇ પણ જીતવા લાયક જોવામાં આવતો નથી. છતાં દેવતાઓથી અધિષ્ઠિત એવું ચક્ર આયુધશાળામાં પ્રવેશ કરતું નથી તો કંઇક વિચારવા જેવી બાબત છે. અથવા તો ઠીક અત્યારે સાંભર્યું. બલિષ્ઠના બળને દબાવનાર અને બહલીદેશના સ્વામી એવા તમારા નાનાભાઇ બળવાન્ બાહુબળિ હજી પણ તમારી આજ્ઞા માનતા નથી. એક બાજુ આપની સર્વ સેના હોય અને એક બાજુ એક બાહુબળિ હોય; તો પણ આખા જ્યોતિશ્ચક્ર સાથે સૂર્યની સમાનતા ન થાય, તેમ સમાનતા થઇ શકે એવું નથી.

પૃથ્વીપર આપ મહાબલવાન્ સ્વામી છો, અને સ્વર્ગમાં ઇંદ્ર સ્વામી છે; પરંતુ હે દેવ! અત્યારે તો તે તમો બંને કરતાં મહાબાહુ ( જબરજસ્ત ) છે, 'ખરેખર આ એક ન જીતાતાં ભરતભૂમિમાં મેં શું જીત્યું!' એમ માનીને આ ચક્ર લજ્જિત થઇ આયુધશાળામાં પેસતું નથી, એમ હું ધારું છું. સાઠ હજાર વર્ષ સુધી સંગ્રામ કરી સમગ્ર રાજાઓને સાધનારા (વશ કરનારા) એવા તમારો જો નાનો ભાઇ આવી રીતે અવહીલના કરે તો લોકોમાં તમારી હાંસી થાય એ ઉઘાડી વાત છે." કહ્યું છે કે:—

"स्वेष्ववज्ञास्पदं तन्व—न्नाज्ञैश्वर्यं परेषु यत्;
नरोऽनास्तृतखट्वोर्व्वी—ह्लोचवद्धस्यते जनैः."

"પલંગ ઉપર કંઇ પણ પાથર્યા વિના તેના માથા ઉપર ચંદ્રવો બાંધનાર માણસની જેમ, પોતાના સંબંધીઓમાં અવજ્ઞા ( અપમાન ) પામતા છતાં પર ( શત્રુ ) ઉપર આજ્ઞાનું ઐશ્વર્ય ચલાવનાર માણસ લોકોમાં હાસ્યાસ્પદ થાય છે."

આ પ્રમાણેની અમાત્યની ગિરા ( વાણી ) થી પ્રેરાયેલા અને નાના ભાઇના દુર્વિનયથી દુભાયેલા તથા વૈરભીરૂ હોવાથી સામભેદથીજ નાના ભાઇને વશ કરવાને ઇચ્છનારા ભરતે દૂતકળાને સારી રીતે જાણનાર એવા સુવેગ નામના દૂતને શિખામણ આપી સારા પરિવાર સહિત બાહુબળિ પાસે મોકલ્યો. તે વખતે ઉઠતાં પહેલાંજ એને જમણી છીંક થઇ, રથપર ચઢતાં વસ્ત્રનો છેડો ખીલામાં ભરાયો, 'આ કાર્ય કરવામાં દૈવ અવળું છે' એમ જાણે કહેતું હોય તેમ રસ્તે જતાં તેનું વામ ( ડાબું ) નેત્ર વારંવાર ફરકવા લાગ્યું, અશુભસૂચક હરિણો જમણી બાજુએથી ડાબી બાજુએ ઉતાવળથી ઉતર્યા, કષ્ટને સૂચવનારી દુર્ગા તેની ડાબી બાજુએ ઉતરી, તેના ગમનને રોકવા માટે જાણે દૈવે આજ્ઞાજ આપી દીધી હોય, તેમ લાંબો કાળો સર્પ તેની આગળ થઇને આડો ઉતર્યો. આવા પ્રકારના વિઘ્નોને સૂચવનારા અપશુકનોથી સ્ખલના પામ્યા છતાં સ્વામીના આદેશમાં અત્યંત કાલજી રાખનાર સુવેગ જરાપણ અટકયા વિના ચાલતો થયો.

રસ્તામાં યમરાજની રાજધાની સમાન ભયંકર અને વાઘ તથા સિંહાદિકથી વ્યાપ્ત એવી વિશાલ અટવીઓનું ઉલ્લંઘન કરીને પછી સર્વત્ર અતિશય બળવાન્ એવા બાહુબલિ રાજાની અન્યાયની અર્ગલા તુલ્ય આજ્ઞાથી મૃગલાઓ પણ જયાં એક પગે ઉભા થઇ રહ્યા છે, સર્વ ગામ, પુર, પત્તન અને કર્બટ જયાં સમૃદ્ધ (સમૃદ્ધિમાન્ ) છે અને સુખ (શાંતિ) તથા સૌ (સ્વસ્થ) રાજ્યથી જે વિકસિત (હર્ષિત) છે એવા બહલી દેશમાં તે આવ્યો. ત્યાં દરેક ઠેકાણે તે આદિનાથ

ભગવંતની તથા બાહુબળિ રાજાની, હર્ષપૂર્વક ગોવાળીયાઓથી ગવાતી ગુણાવળીને સાંભળતો, ભરતરાજાના ભયને લીધે અનાર્ય દેશોમાંથી નાશીને જાણે તે દેશનો આશ્રય કર્યો હોય એવા કરોડો મ્લેચ્છોને જોતો, જેમનું દાનજ એક વ્રત છે એવા શ્રેષ્ઠી લોકોથી મીઠાં વચનોપૂર્વક દાન લેવા માટે વીનવાતા એવા યાચકોને દરેક ગામ અને શહેરમાં અવલોકતો, ભરતક્ષેત્રના સ્વામી એવા ભરતને પણ ન જાણતા એવા, સુનંદાસુત (બાહુબલિ) નેજ સર્વ જગત્‌ના સ્વામી તરીકે માનતા અને પોતાના પ્રાણો આપીને પણ સ્વસ્વામીનું પ્રિય (હિત) કરવાને ઇચ્છતા તથા સદા પ્રસન્ન રહેતા એવા બહલીદેશના લોકોને રસ્તામાં વારંવાર બોલાવતો એવો તે સમૃદ્ધિથી સ્વર્ગપુરી સમાન તથા ખાઇ અને સુવર્ણના ઉંચા કિલ્લાથી પરિવેષ્ટિત (ઘેરાયેલી) એવી તક્ષશિલા નગરીએ પહોંચ્યો.

ત્યાં વિસ્તીર્ણ છતાં આવતા જતા માણસોથી સાંકડા લાગતા રાજમાર્ગનું અવલોકન કરતો, પરદેશી લોકોએ નાના પ્રકારની વસ્તુઓથી સરેલા અને તે તે વસ્તુઓની રાશિઓ રાજાના ભાગ્યોદયથીજ જાણે અહીં આવી હોય એમ દુકાનોને જોઇને કલ્પના કરતો, સારા અલંકારવાળા, રૂપ અને સૌભાગ્યથી શોભાયમાન અને હાટપર આવીને બેઠેલા જાણે દેવતાઓ હોય એવા મહેભ્યો ( મોટા શ્રેષ્ઠીઓ ) ને વિસ્મયસહિત જોતો, રસ્તામાં વ્યાક્ષેપ થવાથી ભૂલી ગયેલ પોતાના સ્વામીની શિખામણને સંભારતો એવો સુવેગ દૂત આસ્તે આસ્તે રાજાના સિંહદ્વાર (મુખ્યદ્વાર) આગળ આવ્યો. પછી જગત્‌માં અદ્વિતીય બાહુબળવાળા, વિશાલ ઐશ્વર્ય અને સંપદાવાળા, અકૃત્રિમ (સ્વાભાવિક ) તેજની શોભાથી સૂર્યની જેવા દુષ્પ્રેક્ષ્ય (દુઃખે જોઈ શકાય એવા), કુમાર, અમાત્ય, સામંત અને સાર્થેશો જેના ચરણ સેવી રહ્યા છે એવા, ચારે બાજુ પોતાના સેવકોને માયાળુ નજરથી જોતા એવા તથા શત્રુરૂપ કંદનું નિકંદન કરનારા એવા સુનંદાના નંદન-

ની આજ્ઞાથી સભામાં દાખલ થયેલા સુવેગે પૂર્વે વર્ણવેલા એવા બાહુબલિ રાજાને પ્રણામ કર્યા.

'આ મારા ભાઈનો માણસ છે.' એમ જાણી સ્નેહાર્દ્ર દ્રષ્ટિથી જોતા બાહુબળિએ ઉતાવળથી તેને આ પ્રમાણે પૂછ્યું:—"હે ભદ્ર! ચતુરંગિણી સેના અને ચક્રથી જેણે સર્વ રાજાઓને તાબે કર્યા છે અને લાંબો વખત દિગ્વિજય કરીને અયોધ્યામાં આવેલા છે તથા સ્ત્રી પુત્ર અને પૌત્રાદીથી જે પરવરેલા છે એવા વિજયવંત મારા મોટા ભાઈ ભરતેશને કુશળ છે?" આ પ્રમાણેનો પ્રશ્ન સાંભળી પોતાના સ્વામીનો ઉત્કર્ષ અને શત્રુઓનો અપકર્ષ કરવાની ઇચ્છાવાળો, જેનો ક્ષોભ માત્ર ગળી ગયો છે એવો અને બોલવામાં ચાલાક એવો સુવેગ કહેવા લાગ્યો કે:—"હે રાજન્! જેની આજ્ઞારૂપ વજ્રપંજરનો આશ્રય લેનારા એવા માણસોનું યમરાજ પણ કોઈ વખતે અનિષ્ટ કરવાને સમર્થ નથી, તો સમુદ્રાંત વસુધાના સ્વામી એવા તમારા મોટા ભાઈના અભદ્ર (અશુભ) ની તો શંકા પણ ક્યાથી સંભવે? દિગ્યાત્રા કરીને લાંબે વખતે ઘેર આવેલા તેમણે મળવાની ઉત્કંઠાથી નાના ભાઇઓને સ્નેહપૂર્વક બોલાવ્યા હતા પણ તેઓ મોટા ભાઈનું કંઇક અનુચિતપણું મનમાં કલ્પીને રાજ્યનો ત્યાગ કરી પિતાજીની પાસે ગયા અને તેમણે તરતજ દિક્ષા અંગીકાર કરી લીધી. તેમના વિયોગાગ્નિથી તે અત્યારે મનમાં બહુજ સંતાપ પામે છે, તો તમે ત્યાં આવીને સ્વસમાગમરૂપ જળથી તેને શીતલ (શાંત) કરો. તમે તેના સગા ભાઇજ છો અને અત્યારે તેના સાપત્ન્ય (શત્રુ) પણ છો. હે રાજન્! ચક્રીના આખા રાજ્યની અંદર ભાઈ તરીકે આંધળાની લાકડી સમાન તમે એકજ છો. બંધુઓના વિયોગથી વ્યથિત થતા મોટા ભાઇને મળવાને માટે તમારી ત્યાં આવવાની અત્યંત રાહ જોવાય છે. કહ્યું છે કે:—

"स निःस्वोऽपि प्रतिष्ठावान्, सेव्यते यः स्वबन्धुभिः,
तैः समृद्धोऽप्यवज्ञातः, प्रतिष्ठां तु न विन्दति."

“જે પોતાના બંધુઓથી સેવાય છે, તે નિર્ધન છતાં પ્રતિષ્ઠાવાળો છે, અને જે સમૃદ્ધ (શ્રીમાન્) છતાં બંધુઓથી અવજ્ઞા પામે છે તે પ્રતિષ્ઠાને પામી શકતો નથી.” વળી ઇંદ્રની જેવા તેજસ્વી અને અખંડ શાસન (હુકમ) વાળા એવા ભરતેશનો તેની સેવા કરનારા સર્વ રાજાઓએ બાર વરસ સુધી નિરંતર અસાધારણ ઉત્સવપૂર્વક છ ખંડ ભરતના ઐશ્વર્યનો અભિષેક કર્યો, તેવે શુભ પ્રસંગે પણ સર્વ ઔચિત્યમાં કુશળ છતાં તમે લઘુ બંધુ ત્યાં ન આવ્યા તેથી કેટલાક લોકો ‘તમારા બંને વચ્ચે પરસ્પર કલહ છે.’ એવી શંકા કરે છે. અને તે હકીકત હે રાજન્! મિત્રોના હૃદયમાં અત્યંત દાહતુલ્ય છે અને પરને વિઘ્ન જોઇને સંતુષ્ટ થનારા શત્રુઓના મનને સંતોષકારક થયેલ છે. માટે હે ભૂપતે! સાર્વભૌમ એવા તે વડિલ બંધુની પાસે તરત આવીને તેની સેવા કરો, કે જેથી શત્રુઓના મનોરથો મનમાંજ વિલય પામે. વિજ્ઞ, દાતા, તેજસ્વી, ન્યાયનિષ્ઠ, લક્ષ્મીના ભંડાર એવા મોટા ભાઇને જો તમે સ્વામી તરીકે સ્થાપો, તો તે ખરેખર! સુવર્ણ અને સુગંધ જેવું થાય. વળી સાર્વભૌમપણાથી પણ જો એની સેવા કરશો તો તે સેવા મોટાભાઇ ઉપરના વિનય અને સ્નેહને લોકોમાં પ્રકાશિત કરશે. વળી એનું અપમાન કરતાં તેમની સાથે ભ્રાતૃભાવ હોવાથી એ મારૂં અપ્રિય નહિ કરે; એમ પણ મનમાં સમજશો નહિ. કારણ કે સંગ્રામના પ્રસંગમાં સ્વજનસંબંધ ગણાતો નથી. જે સ્વામીના રોષ અને તોષનું ફળ સાક્ષાત્ જોવામાં આવે, તેવા સ્વામીની આત્મહિતૈષીએ (પોતાનું ભલું ચાહનારાએ) તો સદા આરાધના (સેવા) જ કરવી, વિરાધના કદી પણ ન કરવી. સંગ્રામમાં સમગ્ર રાજાઓને લીલામાત્રથી જીતીને ક્ષુદ્ર હિમવંતપર્વતસુધી એણે ભારતભૂમિ સાધી લીધી છે, અને અયસ્કાંત મણિ જેમ લોખંડને ખેંચે તેમ પ્રકૃષ્ટ પુણ્યથી ખેંચાયેલા મનુષ્યો, સુરો અને અસુરો સેવા કરવાને

ભરતેશ્વરની પાસે આવે છે. મનુષ્યો અને દેવો તો દૂર રહો પણ પોતાનું અર્ધું આસન આપવાથી સૌધર્મેંદ્ર પણ પ્રમોદથી તેનું બહુમાન કરે છે. ગર્વથી તેની અવજ્ઞા કરનાર સૈન્યસહિત રણસંગ્રામમાં તેના સૈન્યરૂપ સમુદ્રની ભરતી આવતાં સાથવાના ચૂર્ણની મુઠીની જેમ ઉડી જાય છે. આખી પૃથ્વીને પ્લાવયમાન કરતા એવા જેના હાથીઓ, અશ્વો, રથો અને સુભટો સમુદ્રના કલ્લોલની માફક કોનાથી અટકાવી શકાય તેમ છે ? એકદમ આવતી સંખ્યાબંધ શત્રુસેનાને અટકાવવવાને તેનો એક સુષેણ સેનાપતિ પણ સમર્થ છે. જેણે લીલામાત્રમાં સર્વ શત્રુઓને પરાજિત કર્યા છે એવું જેણે મૂકેલું ચક્રાયુધ કાળચક્રની માફક આવતું કોનાથી રોકી શકાય તેમ છે ? વાંછિત સર્વ વસ્તુઓના ઢગલારૂપ અને ભાગ્યથી આકર્ષાયેલ એવા નવે નિધાન સદાકાળ તેમના પગની નીચે સંચરે છે. તેથી હે રાજન્ ! કર્ણકટુક છતાં પણ પરિણામે હિતકારી એવું મારૂં કહેલું જો તમે માનતા હો, તો એકાગ્રભાવથી ત્યાં આવીને તે સામ્રાટ્ની સેવા કરો. તમે મારા સ્વામીના લઘુ બંધુ છો માટે સ્નેહથી આ પ્રમાણે કહેવું પડે છે. હવે તમને ભાસે ( ઉચિત લાગે ) તેમ કરો. કારણ કે બુદ્ધિ કર્માનુસારિણી છે. ”

આ પ્રમાણેનાં સુવેગદૂતનાં કોમળ અને કર્કશ વચનો સાંભળીને ઋષભસ્વામીના પુત્ર બાહુબલિ રાજા આ પ્રમાણે કહેવા લાગ્યા કે—

“ હે સુવેગ ! સર્વાંગે સંપૂર્ણ છતાં બહુ દૂર રહેનારા પોતાના સંબંધીના કુશળ સમાચાર તેમની પાસેથી આવેલ માણસને પૂછવા એ દૂષણરૂપ નથી. બીજું લોભાર્ત્ત ચિત્તવાળા એ ભરતનો નાના ભાઈઓ પ્રતિનો સ્નેહ તો તેમના રાજ્ય ગ્રહણ કરવાવડેજ જણાઇ આવ્યો છે, તો આ તારાં મૃષાવચનોથી શું વિશેષ છે ? અન્ય અન્ય રાજ્ય ગ્રહણ કરવામાં વ્યગ્ર હોવાથીજ તે મોટાભાઇએ આટલો

વખત સુધી નાના બંધુઓનાં રાજ્યો ન લીધાં, એમ મારૂં માનવું છે. કારણ કે અન્ય રાજ્ય ગ્રહણ કરવારૂપ વ્યાપારનો અભાવ થતાં બીજા આહારના અભાવમાં જઠરાગ્નિ જેમ આંતર ધાતુઓને પણ ગ્રહણ કરે છે, તેમ તેણે અત્યારે તે ભાઇઓના રાજ્યો લઇ લીધાં છે. 'મોટાભાઇએ તુચ્છતા કર્યા છતાં મોટાભાઇની સાથે યુદ્ધ કેમ થાય ?' આ પ્રકારના દાક્ષિણ્યથીજ નિર્લોભી થઇને તે નાનાભાઇઓએ દીક્ષા અંગીકાર કરી લીધી છે. હું તેવો લોભરહિત પ્રકૃતિવાળો અને દાક્ષિણ્યવાળો નથી. અજ્ઞ એવો તારો સ્વામી અત્યંત લોભાભિભૂત થયેલ જણાય છે; કે જેથી પિતાએ આપેલ આ મારા રાજ્યને પણ તે છીનવી લેવાને તૈયાર થયો છે. પણ હે ભદ્ર ! તેમ કરવાથી તે પોતાના ઘરના ઘીથી પણ અવશ્ય ભ્રષ્ટ થશે. નાનાભાઇઓના રાજ્યોને લઇ લેવાથીજ એણે કુટુંબમાં કલહ રોપ્યો છે, તો હવે હું તેની સાથે કલહ કરૂં તો તેમાં મારો શો દોષ છે ? તે તુંજ કહે. નાનાઓ જો પોતાનાપર મોટાનો અકૃત્રિમ સ્નેહ જુએ, તો ગાયોની પછવાડે વાછડાની જેમ તેઓ તેમની પાછળ પાછળ ફર્યા કરે, પણ ભરતનો તેવો સ્નેહ નથી. વળી પ્રથમ તીર્થેશ, પરમ બ્રહ્મસ્વરૂપ અને સ્વર્ગ મોક્ષના સાક્ષીરૂપ એવા એક પિતાજીજ અમારા સ્વામી છે. કિંતુ 'મિથ્યાભિમાની અને ધાન્યના કીટ સમાન ભરત અમારો સ્વામી' એવી કિંવદંતી પણ અમારા હૃદયમાં વ્રીડા (લજ્જા) નો વ્યામોહ ઉત્પન્ન કરે છે. હવે તો કદિ ભ્રાતૃસ્નેહથી પણ હું એની સેવા કરૂં તો પણ ખરેખર લોકના મુખે ઢાંકણું ન હોવાથી 'આ ચક્રીપણાથી એને સેવે છે' એમ બોલતા તેઓ શી રીતે અટકી શકે ? સંગ્રામના પ્રસંગમાં સ્વજનસંબંધના અભાવથી તે કદાચ મારા રાજ્યને સહન નહિ કરશે, તો તેનું આખું છ ખંડનું રાજ્ય હું પણ સહન કરીશ નહિ. હું માનું છું કે–સેનાપતિ જેમ સર્વ રાજાઓને લાંબે વખતે જીતીને તે ઐશ્વર્ય પોતાના સ્વામીને આપે, તેમ મારા માટેજ એણે આટલું ઐશ્વર્ય ઉપાર્જન કર્યું છે. કહ્યું છે કે:—

" कष्टार्जितताया निर्भाग्यैः, श्रियो भोक्ता भवेत्परः;
दलितेक्षो रदैर्दुःखा-ज्जिह्वैवाप्नोति तद्रसम्. "

" ભાગ્યરહિત પુરૂષોએ કષ્ટથી ઉપાર્જન કરેલ લક્ષ્મીનો ભોગવનાર બીજોજ થાય છે. દાંત કષ્ટથી શેલડીને ચાવે છે, પણ તેનો રસ ( સ્વાદ ) તો જીભનેજ મળે છે. " તારા રાજાની જેમ જો હું તૃષ્ણાર્ત્ત થઇને ભ્રમણ કરૂં, તો મહાહિમવંત પર્વત સુધી ભૂમિને સાધી શકું[1], પરંતુ નિર્બળ પુરૂષોપર દિલમાં દયા હોવાથી તથા સ્વરાજ્યના સુખમાં સંતુષ્ટ હોવાથી બીજા રાજ્યોને ગ્રહણ કરવામાં હું ઉદાસીનતાજ ધારી બેઠો છું. લોભથી પરાભવ પામેલા એવા હજારો રાજાઓ ભલે તેની સેવા કરો; પરંતુ સંતુષ્ટ મનવાળા એવા અમે તેની શા માટે સેવા કરીએ ? જો કે દીન વચન બોલીને, નમીને અથવા વારંવાર બીજાની ખુશામત કરીને મોટું રાજ્ય પણ મેળવી શકાય, પરંતુ તેવા રાજ્યનું અમારે કશું પ્રયોજન નથી. તાતના ચરણમાં ભક્તિમાન્ હોવાથી સૌધર્મેંદ્ર, તેમનો આદ્ય ( પ્રથમ ) પુત્ર હોવાને લીધે ભરતનું બહુમાન કરે છે, પણ તેના વીર્ય કે ઐશ્વર્યના ગુણોથી તે તેનું બહુમાન કરતો નથી. તેના બલ ( સૈન્ય ) રૂપ સમુદ્રમાં બીજા રાજાઓ સૈન્યસહિત ભલે સાથવાની મુઠી જેવા થાય; પણ હું તો ત્યાં તેજથી દુઃસહ એવો વડવાનલ થઇશ. સેવકો રાજાને વખાણે, માતા પુત્રને વખાણે અને યાચકો દાતાને વખાણે, છતાં તેથી તે પ્રતિષ્ઠાપાત્ર થતા નથી. જે પોતે નપુંસક જેવો છે, તેના સેનાપતિ, આયુધ અને ગજાદિ બળનું વર્ણન કરવું, તે અંધની પાસે દીવાનો ઉદ્યોત કરવા જેવું નિષ્ફળ છે. શૂરપુરૂષોને સેનાદિ આડંબર તે શોભામાત્ર છે. રણસંગ્રામમાં ચડતાં તેઓ પોતાના પ્રચંડ બાહુદંડનેજ હૃદયમાં સહાયકારક માને છે. મારા ભાઈના બાહુબળને તો હું

---

૧ ભરતે તો ચુલ્લહિમવંત સુધીજ સાધી છે.

પહેલેથીજ જાણું છું. કારણ કે બાલ્યાવસ્થામાં ક્રીડા કરતાં હું તેને સેંકડોવાર આકાશમાં ઉડાડતો હતો, અને પછી ' અરે આ બિચારો મુવો ' આ પ્રમાણે દેવતાઓના કહેવાથી નીચે પડતાં હું દયા લાવી તેને બે હાથથી અધર ઝીલી લેતો હતો. અત્યારે તે ઐશ્વર્યથી આચ્છાદિત થઇ ગયેલ છે, તેથી તે બધું ભૂલી ગયો હોય એમ મને લાગે છે; કે જેથી તે આ પ્રમાણે મને આજ્ઞા કરે છે. આટલા તેના ઐશ્વર્યને જે હું સહન કરૂં છું, એજ મારી સેવા છે. કારણ કે વાઘની પાસે તો એવુંજ મોકલવું, કે જેનું તે ભક્ષણ ન કરે. હવે છેવટે કહું છું કે, વીરાભિમાની ભરત જો મારી સેવાને ઇચ્છતો હોય, તો એકવાર પોતાની વીરવૃત્તિ સંગ્રામમાં મને બતાવે. માટે હે સુવેગ ! તું વેગથી જઇને તારા સ્વામીને કહે કે, કેસરીસિંહ જેમ પલાણ ન સહે, તેમ બાહુબળિ તમારૂં શાસન ( આજ્ઞા ) સહન કરતો નથી. "

કુમારો, અમાત્યો અને સામંતોએ શૌર્યથી સંગ્રામને સૂચવનારી એવી પોતાના સ્વામીની વાણી હર્ષોલ્લાસપૂર્વકજ કબુલ કરી લીધી.

હવે પોતાના સ્વામીની આજ્ઞાથી ક્રોધાયમાન થયેલા છતાં અંગરક્ષકોએ તેને જીવતો જવા દીધો. એટલે સુવેગ કંઈક ધૈર્ય પકડીને તરતજ સભામાંથી ઉઠી ચાલતો થયો. રસ્તે ચાલતાં તેણે આ પ્રમાણે નાગરિકોનું પરસ્પર બોલવું સાંભળ્યું:-" આ નવો પુરૂષ કોણ છે ? એ ભરતનો દૂત છે. તે ભરત કોણ ? બાહુબલિનો મોટોભાઈ. ત્યારે તે અત્યારે ક્યાં છે ? અયોધ્યામાં રાજ્ય ભોગવે છે. તેણે અહીં આને શા માટે મોકલ્યો ? પોતાની સેવા કરવા બાહુબલિને બોલાવવા માટે. ત્યારે તે દુર્દૈવથી હણાયેલો લાગે છે. કેમકે ત્રણ જગતને જીતનાર પોતાના નાનાભાઈના બાહુબળને શું તે મૂર્ખ જાણતો નથી ? તે અનુભવજ્ઞાન તેને બાલ્યાવસ્થામાં હતું; પણ અત્યારે મીઠું બોલનારા પોતાના માણસોનાં વાક્યોથી ઉત્તેજિત થયેલો તે બધું ભૂલી

ગયો લાગે છે. પરંતુ મીઠું મીઠું બોલનારા બધા યુદ્ધમાં ખરેખર ભાગી જશે અને તે એકલો બાહુબલિના બાહુબળની વ્યથા સહન કરશે. અરે વિચારપૂર્વક સુબુદ્ધિ (સલાહ) આપનાર એની પાસે કોઈ મૂષક પણ મંત્રી નથી? તેની પાસે તો ઘણા બુદ્ધિશાળી પ્રધાનો છે. ત્યારે આવું પોતાનેજ અહિતકારી કામ કરતાં તેમણે એને વાર્યો કેમ નહિ? અરે! તેમણેજ આ કામમાં એને પ્રવર્ત્તાવ્યો છે. કારણ કે જે થવાનું હોય છે તે અન્યથા થતું નથી. ત્યારે તો આ મૂઢે ખરેખર આજે સૂતો સિંહ જગાડ્યો છે અને પવનની સામે અગ્નિ સળગાવ્યો છે. બલિષ્ઠ બાહુબલિ સમગ્ર પૃથ્વી જીતવાને સમર્થ છતાં પોતાને ઠેકાણે તે સુખે બેસી રહ્યો હતો, છતાં તેને આવી રીતે તેણે પોતાનો શત્રુ બનાવ્યો તે ઠીક કર્યું નથી." આવા પ્રકારની નગરવાસીઓની ઉક્તિ પ્રત્યુક્તિ સાંભળતો સાંભળતો તે દૂત તક્ષશિલામાંથી સત્વર બહાર નીકળી ગયો.

હવે માર્ગે ચાલતાં તે દૂત આ પ્રમાણે વિચાર કરવા લાગ્યો કે— "અહો! આપણા રાજાએ આ વિચાર વિનાનું કામ આરંભ્યું છે! છ ખંડના રાજાઓથી સેવાતાં તેને શું ઓછું હતું કે, વાહનને માટે કેસરીસિંહની જેમ પોતાની સેવાને માટે આને બોલાવ્યો! અરે! પોતાને કુશળ માનનારા અને કુલક્રમાગત એવા તે મંત્રીઓને પણ ધિક્કાર થાઓ; કે જેમણે પોતાના સ્વામીને અત્યારે આવા અત્યંત દુઃસાધ્ય કામમાં પ્રેર્યો. હવે આ કામ કરતાં અથવા મૂકતાં બંને રીતે એને શુભકારી થવાનું નથી. કહેવત છે કે—'સર્પે છછુંદરી પકડી' એટલે પછી તેને મૂકે તો આંધળો થાય અને ગળે તો મરી જાય. કહ્યું છે કે—

"जइ गलइ गलइ उयरं, पच्चुगालिए गलंति नयणाइं,
हा विसमा कज्जगइ, अहिणा छच्छुंदरी गहिया."

"જો ગળી જાય તો ઉદર ગળે અને બહાર કહાડે તો નેત્રો ગળી જાય (નષ્ટ થાય). અહા! સર્પે છછુંદરી પકડ્યાની જેમ કાર્ય-

ની ગતિ વિષમ ( વિકટ ) થઇ છે. ” વળી ‘ એણે જઇને બંને ભાઇ-ઓમાં પરસ્પર વિરોધ કરાવ્યો ’ આવા પ્રકારનો મારો પણ અવર્ણ-વાદ બોલાશે. માટે ગુણને દૂષણ લગાડનાર એવા આ દૂતપણાને ધિક્કા-ર થાઓ. ” આવા અનેક સંકલ્પ વિકલ્પોથી વ્યાકુળ મનવાળો તે અનુક્રમે અયોધ્યામાં આવીને શ્યામ મુખવડે તે પોતાના સ્વામીને નમ્યો. ‘બાહુબલિ પાસેથી આ અપમાન પામીને આવ્યો લાગે છે’ એમ તેનું મુખ જોવાથી સમજી ગયા છતાં મનમાં ક્ષોભ પામ્યા વિના ભરતેશે તેને પૂછ્યું કે—“ હે ભદ્ર ! શાખા અને પ્રશાખાથી વટવૃક્ષની માફક વિસ્તાર પામેલો બલિષ્ઠ બાહુબલિ કુશળ છે ? તે તું કહે, કે જેથી મને હર્ષ થાય. ”

આ પ્રમાણે આદરસહિત પોતાના સ્વામીથી પૂછાયેલો તે સુ-વેગ મનમાં જરા સંતોષ પામીને વિનયથી મસ્તક નમાવી કહેવા લાગ્યો કે—“ ખરેખર ચક્રવર્તીના ચક્રને અને ઇંદ્રના વજ્રને પણ સે-કેલા પાપડની જેમ એક મુઠીમાત્રથી ચૂર્ણ કરી નાખે એવા એ બા-હુબલિ છે. પ્રસંગોપાત્ત તમારા સેનાપતિ અને સૈન્યાદિકનું મેં વર્ણન કર્યું, એટલે ‘ એ શું માત્ર ! ’ એમ કહીને દુર્ગંધથી જેમ નાક મરડે તેમ તે પોતાની ગ્રીવા મરડવા લાગ્યા. પુત્ર, પૌત્ર અને પ્રપૌત્ર વિગેરે કરોડો જ્યાં અત્યંત બાહુબળવાળા છે, વળી ખરેખર ! પડતા (તૂટી પડતા ) આકાશને પણ અટકાવવાને (થોભી રાખવાને) સમર્થ એવા તેના કુમારો છે. તે વીરશિરોવીર તમારા નાના ભાઇનું અમંગલ (ખ-રાબ) કરવામાં દેવનો દેવ (ઇંદ્ર) પણ અસમર્થ છે, એમ હું માનું છું.” આ પ્રમાણે તેની કુશળતાને અંગે ચક્રીએ કરેલા પ્રશ્નનો ઉત્તર આ-પીને પછી બાહુબલિના તે તે પ્રકારના ઉંચા નીચા વચનનો વિસ્તાર સ્વામીની પાસે સમ્યગ્ રીતે તેણે નિવેદન કર્યો. પ્રાંતે આ પ્રમાણે તેનું તત્ત્વ તે કહેવા લાગ્યો કે—“ આપની સેવાને માટે કોમળ અને કર્કશ વાક્યોથી તેને મેં બહુ કહ્યું; છતાં ગંભીરવેદી હાથી જેમ અંકુશને

ન ગણકારે, તેમ તેણે તે માન્યું નહિ. ગર્વથી જેના હાથને નિરંતર ખરજ આવે છે એવા પ્રબળ બાહુદંડવાળો તે પ્રતાપી તમારો નાનો ભાઇ અહીં યુદ્ધ કરવાની ઇચ્છાથી આવે તેમ છે, બાકી તમારી સેવા કરવાની ઇચ્છાથી તે આવે તેમ નથી. વળી હે પ્રભો ! અતિ ભક્તિ-વાળા, તેજસ્વી અને મહા ઉત્સાહી એવા સામંત, રાજાઓ અને સુભટો તેના વિચારથી લેશ પણ ભિન્ન નથી. યુદ્ધમાં શ્રદ્ધાવાળા અને તેજથી જાજ્વલ્યમાન થતા હોય એવા તેના કુમારો શત્રુઓની સાથે વૈર ઉભું કરીને પણ વિગ્રહ કરે તેવા છે. આજીવિકાના કારણથી આધીન વર્તતા એવા સામંત રાજાઓ અને સુભટો તો દૂર રહો, પરંતુ ખરે-ખર ! તેની સઘળી પ્રજા પણ પોતાના પ્રાણ આપીને તેનું ઈષ્ટ કર-વાને ચાહે છે. જેઓએ કદી દૃષ્ટિથી પણ તેને જોયેલ નથી એવા છતાં ગુણોથી તેને વશ વર્તતા એવા પર્વતવાસી ભિલ્લ લોકો પણ તમારી સેનાને હણવાને ઈચ્છે છે. આ તમને ઇષ્ટ હોય કે કદી અનિષ્ટ હોય પણ હું તો સત્ય કહું છું. કારણ કે સેવકોએ સ્વામીને મિથ્યા વાક્યો-થી ઠગવો ( છેતરવો ) ન જોઇએ. અનુજબંધુનું આવા પ્રકારનું વૃ-ત્તાંત જાણીને હવે તમને રૂચે તેમ ( યથોચિત ) કરો. કારણ કે સત્ય વાચાના બોલનાર દૂતો હોય છે, પણ મંત્રીઓ હોતા નથી.”

દૂતના મુખથી પોતાના લઘુબંધુના આવાં અવજ્ઞાકારક વચનો સાંભળીને પણ ખેદરહિત એવો નરાધીશ તેને કહેવા લાગ્યો કે—
“ જગતને જીતી શકે એવા અતુલ ક્ષાત્ર ( ક્ષત્રિય સંબંધી ) તેજવા-ળા એ નાના બંધુએ બીજા રાજાના શાસનને સહન ન કરવું, એ ખરેખર યુક્તજ છે. કહ્યું છે કે:—

“ आलानं शरभः श्रेष्ठः, सिंहोऽन्यश्वापदस्वनम् ;
जात्यश्वश्च कशाघातं, सहते यन्न कर्हिचित्. ”

“ શ્રેષ્ઠ એવો અષ્ટાપદ[1] આલાનસ્થંભને, સિંહ અન્ય શ્વાપદો-

---

૧ આઠ પગવાળું શ્વાપદ વિશેષ. હાથી કરતાં અત્યંત બળવાન.

ના અવાજ ( ગર્જના ) ને અને જાત્યશ્વ ચાબુકના પ્રહારને કદાપિ સહન કરી શકતા નથી. ” બલિષ્ઠ એવા એ લઘુબંધુથી હું સર્વથા શ્લાઘ્ય (પ્રશંસનીય) છું. કારણ કે એક બાહુ હલકી ( ઓછા બળવાળી ) હોય તો તેના પ્રમાણમાં બીજી બલિષ્ઠ લાગે ( હોય ) છે. સ્ત્રીઓ, સંપત્તિ, પુત્રો અને સુભટો વિગેરે જગત્‌માં મળવા સુલભ છે, પણ વિશેષ રીતે આવા બળવાળો બંધુ ક્યાંય પણ પ્રાપ્ત થઇ શકતો નથી. વળી સેવાને માટે મેં પહેલાં નાના ભાઇઓને જે બોલાવ્યા અને તેઓએ તરત પ્રવ્રજ્યા અંગીકાર કરી લીધી, એ શરમ અદ્યાપિ મારા હૃદયમાં માતી નથી. બળવાન્ એવા એણે ‘મારી આજ્ઞા આ વસુધાપર વિસ્તૃત [પ્રખ્યાત] છે ’ એમ જો માન્યું, તો પછી આવા ઉંચા નીચા વચનોથી ભલે તે મારી અવજ્ઞા કરે. અથવા તો અપરાધ સહન કરતાં લોકો ભલે મને અશક્ત કહે, પણ આ બંધુની સાથે હું વિરોધ કરવાને ઇચ્છતો નથી. ” આ પ્રમાણે કહ્યા પછી પોતાના કથનની યોગ્યાયોગ્યપણાની સ્ફુટતાને માટે ભરતે સ્નેહદૃષ્ટિથી સભાસદોના મુખ સામે જોયું. એટલે બાહુબલિની કરેલી અવજ્ઞાથી અને સ્વામીએ બતાવેલી ક્ષમાથી મનમાં દુભાયેલો સુષેણ સેનાપતિ ઉભો થઇને ચકીને આ પ્રમાણે કહેવા લાગ્યો:—

“ હે દેવ ! દીન, દુઃસ્થ [ દરિદ્ર ] પીડિત, ભયભીત, અંધ, કુણી (ઠુંઠો ) અને પંગુ–દયાને લાયક એવા એ સર્વની ઉપર રાજાઓએ ક્ષમા કરવી યુક્ત છે, પણ પોતાના બાહુવીર્યથી ઉચ્છૃંખલ અને આજ્ઞાનું અપમાન કરનારા એવા દુષ્ટ બુદ્ધિવાળાઓને તો પ્રજાના હિતમાં તત્પર એવા રાજાઓએ સખ્ત શિક્ષા કરવી જોઇએ. દુષ્ટ બુદ્ધિવાળાઓનું દલન કરવું, સદ્‌બુદ્ધિવાળાઓનું પાલન (રક્ષણ ) કરવું અને આશ્રિતોનું ભરણ–પોષણ કરવું, એ રાજાઓનું લક્ષણ (તેમનો ધર્મ) છે. કહ્યું છે કે:—

"शठदमनमशठपालन–माश्रितभरणानि राजचिह्नानि;
अभिषेकपट्टबन्धो, वालव्यजनं व्रणस्यापि."

"શઠનું દમન કરવું, અશઠ (સરલ) માણસનું રક્ષણ કરવું અને આશ્રિતનું ભરણપોષણ કરવું, એ રાજાના મુખ્ય લક્ષણો છે. બાકી માત્ર અભિષેક, પટ્ટબંધ અને વાલવ્યજન (ચામર વિંજાવા) એ રાજચિહ્ન હોય, તો તે તો વ્રણ (ગુમડા) ને પણ હોય છે. અર્થાત્ જળવડે પ્રક્ષાલન, પાટાનું બંધન અને પંખાથી નખાતો પવન, એટલું તો વ્રણને પણ કરવું પડે છે." વળી મોટા પુરૂષો ધન, સેવક, પુત્ર, મિત્ર, કલત્ર અને છેવટે પોતાના પ્રાણનો પણ ભોગ આપીને પોતાનું તેજ વધારવા ઇચ્છે છે. હે દેવ! જો એમ ન હોય તો પોતાના રાજ્યમાં તમને શી ન્યૂનતા હતી, કે જેથી આટલો મોટો દિગ્વિજય તમે કર્યો? પણ તે સર્વ વૃદ્ધિને માટેજ કરેલું છે. માની પુરૂષો શત્રુ તરફના પરાભવના ભયથી કોઇ રીતે પણ પોતાનું તેજ કાયમ રાખી જીવિતને સુખે તજી દે છે. કારણકે માનનું મૂળ તે સ્વતેજ જ છે. વણિગ્જનો જેમ ધનના યોગ (નવું મેળવવું) અને ક્ષેમ (મળેલાનું રક્ષણ કરવું) નો વિચાર કર્યા કરે છે, તેમ મોટા પુરૂષોએ પણ હમેશાં સર્વ ઉપાયથી પોતાના તેજના યોગ ક્ષેમનું વિધાન વિચારવું જોઇએ. હે સ્વામિન્! શીતલ પ્રકૃતિવાળા એવા વાણીયાઓની નરમાશ જ વખણાય છે, પણ તેજઃપ્રધાન એવા ક્ષત્રિયો જો નરમાશ રાખે, તો તેઓ તો હાસ્યાસ્પદ થાય છે. તેજસ્વી પ્રકૃતિવાળા પુરૂષથી શત્રુઓ પ્રાયઃ હમેશાં ડરતા રહે છે અને મૃદુસ્વભાવી હોય, તે શત્રુઓથી સર્વદા પરાભવ પામે છે. કહ્યું છે કેઃ—

"तुल्येऽपराधेस्वर्भानु–र्भानुमन्तं चिरेण यत्;
हिमांशुमाशु ग्रसते, तन्म्रदिम्नः स्फुटं फलम्."

"બંનેનો તુલ્ય અપરાધ છતાં[1] રાહુ ચંદ્રમાને વારંવાર ગ્રહે છે અને સૂર્યને લાંબે વખતે ગ્રહે છે. એજ નરમાશનું સ્ફુટ (સાક્ષાત્) ફળ છે." હે પ્રભો! રાજાઓના મુગટનો સ્પર્શ કરતા ચરણવાળા અને તીવ્ર તેજવાળા એવા તમારા એ બાહુબલિ બંધુ, રાહુ જેમ સૂર્યના તેજનો વિઘાતક થાય છે તેમ તમારા તેજનો નિશ્ચય વિઘાત કરનાર છે. સર્વ રાજાઓ પુષ્પમાળાની માફક તમારી આજ્ઞા પોતાના મસ્તકે ધારણ કરે અને તે આજ્ઞાને માન્ય ન રાખે, તેથી એ તમારો અનુજ બંધુ પણ ખરેખર શત્રુરૂપજ છે. પોતાની ભુજાના બળના દર્પ (ગર્વ)થી એ તમને તૃણખલા જેવા ગણે છે. માટે હે વિભો! જો ભારતવર્ષના સમ્રાટ્ (ચક્રવર્તી) હો, તો આ દુરાત્મા (દુષ્ટ) ને ઠેકાણે લાવો (તાબે કરો). હે સ્વામિન્! સર્વ શત્રુઓને નિષૂદન (નાશ) કરનાર એવું આ ચક્ર પણ આયુધશાળામાં પ્રવેશ ન કરવાવડે મારા કહેલા ભાવનેજ દૃઢ કરે છે. હે ભરતેશ! હું જો કાંઇ અયુક્ત બોલતો હોઉં, તો બુદ્ધિના નિધાન એવા આ અમાત્યો મને ખુશીથી યુક્તિપૂર્વક વારે (અટકાવે)."

સેનાનીનું આ પ્રમાણેનું કથન સાંભળીને નીતિજ્ઞ એવો મુખ્ય પ્રધાન ઉઠીને સ્વામીને કહેવા લાગ્યો કે-"હે દેવ! પરાક્રમી, અને સ્વામીભક્ત એવો આ સેનાપતિ યુક્તજ કહે છે. હે સ્વામિન્! સ્નેહ વિનાના આ લઘુબંધુ ઉપર જે તમારો સ્નેહ છે, તે વેશ્યાજન ઉપરના સ્નેહ જેવો છે. તેથી હે વિભો! ખરેખર તમે એક હાથથી તાલી પાડવા જેવું કરો છો. મુખે મિષ્ટ અને મનમાં દુષ્ટ એવી વેશ્યાઓ કરતાં પણ મુખમાં અને મનમાં બંનેમાં દુષ્ટ એવો આ તમારો કનિષ્ઠ ભાઇ તો તેનાથી પણ વધી જાય તેમ છે. વળી સર્વ રાજાઓને જીતનાર

---

૧ રાહુ સાથે ચંદ્ર ને સૂર્ય બંનેને સમાન વેર છે એમ અન્ય શાસ્ત્રોમાં કથન છે. તેમાં સૂર્ય પ્રતાપી હોવાથી તેનું ગ્રહણ ક્વચિત્ થાય છે અને ચંદ્ર નરમ હોવાથી તેનું ગ્રહણ વારંવાર થાય છે, એ સાર છે.

અને તેમના નેતા એવા તમારો આ લઘુબંધુથી જે પરાજય થાય, તે સમુદ્રથી પાર ઉતરેલાને ગોષ્પદમાં ડુબવા જેવું છે. ભાઇની સાથે યુદ્ધ કરવા માટે સૈન્યયુક્ત જતાં મારો ખરેખર લોકમાં અવર્ણવાદ બોલાશે, એવી ખોટી શંકા પણ તમે મનમાં લાવશો નહિ. કારણકે, એ શોકયોનું જે ભગિનીપણું અને તેમના પુત્રોનું જે ભ્રાતૃપણું તેમાં સાક્ષાત્ વૈરજ દેખાય છે. તેથી માત્ર તે સંબંધ નામનોજ હોય છે, વસ્તુત: ત્યાં સ્નેહ હોતો નથી. પરસ્પરના તેજને સહન ન કરનારા માણસોમાં ઓરમાન ભાઇઓ પ્રાય: સ્વભાવથીજ શત્રુ હોય છે. તેમાં પણ રાજાઓમાં તો તેવો શત્રુભાવ વિશેષે હોય છે. આજ્ઞાનું અપમાન કરનાર ભાઇને વસ્તુત: શત્રુ ગણીને તેની ઉપર રાજાઓએ ચડાઈ કરવી, તેને માટે લોકો અને શાસ્ત્રો પણ સંમત છે. માટે તેજના ભંડારરૂપ તે અનુજબંધુ તમારે તરત ઉચ્છેદવા લાયકજ છે. કારણકે શત્રુ અને વ્યાધિની ઉપેક્ષા કરતાં તે મહા અનર્થકારી થાય છે.” આ પ્રમાણેનું મુખ્ય સચિવનું બોલવું સાંભળી સર્વ સભાસદો, સ્વામીભક્ત સામંતો અને મહાઉત્સાહવાળા બીજા રાજાઓ વિગેરેએ પણ (એજ વાતને) ટેકો આપ્યો. પોતાનો ભાઈ હોવાથી તેની ઉપર ચક્રીનું મન જો કે સ્નિગ્ધ (સ્નેહાળ) હતું, પણ સેનાપતિ વિગેરેએ આવા વિચારો બતાવીને તરતજ તેમનું મન વિરોધવડે વિરસ (નિ:સ્નેહી) કરી નાખ્યું. કહ્યું છે કે:—

“वल्ली नरिंदचित्तं, वक्खाणं पाणिअं च महिलाओ;
तत्थय वच्चंति सया, जत्थय धुत्तेहिं निज्जंति.”

“વેલડી, રાજાઓનું મન, વૃક્ષો, પાણી અને સ્ત્રીઓ, એ બધાં જ્યાં ધૂર્તો (નેતાઓ) લઇ જાય છે, ત્યાંજ જાય છે.”

ત્યારબાદ લઘુબંધુને જીતવા જવાની ઇચ્છાવાળા અને અમર્ષ (ઇર્ષ્યા) સહિત એવા ચક્રીએ તરતજ પ્રયાણને સૂચવનારી એવી

ઢક્કા (ભંભા) વગડાવી. એટલે ભંભાનિર્ઘોષના સંકેતથી સમગ્ર લશ્કર ચારે બાજુથી એકદમ એકઠું થઈ ગયું. શૌર્યાદિક ગુણોથી રાજાના જાણે પ્રતિરૂપ (બીજા રૂપ) હોય એવા આદિત્યયશા પ્રમુખ કરોડો કુમારો પણ ત્યાં ભેગા થયા. સ્વામીના કામમાં ઉત્સાહવાળા, શત્રુઓના હૃદયમાં દાહ દેવાવાળા અને રત્નના મુગટને ધારણ કરવાવાળા એવા હજારો રાજાઓ, સર્વ સામગ્રીથી સંયુક્ત અને શત્રુઓથી સહન ન કરી શકાય એવા પરાક્રમવાળા ચોરાશીલાખ રથવાળા, ચોરાશીલાખ ઘોડેસ્વારો અને ચોરાશીલાખ હાથીની સ્વારી કરનારાઓ ત્યાં એકઠા થયા. આકાશમાં લીલાપૂર્વક ઉછાળી ઉછાળીને શસ્ત્રોને ગ્રહણ કરતા એવા, ભક્ત અને શ્રમને જીતનારા એવા કરોડો (૯૬ ક્રોડ) શૂરા સુભટો (પાળાઓ) ત્યાં આવીને મળ્યા.

આ પ્રમાણે સર્વ સૈન્યથી પરવરેલા અને ચારે દિશાઓમાં શત્રુઓને કંપાવતા એવા ચક્રવર્ત્તીએ બહલી દેશ તરફ પ્રયાણ કર્યું. તે વખતે સર્વ શત્રુઓના વિધ્વંસની ઉત્કંઠાથી જાણે ત્વરા ઉત્પન્ન થઇ હોય, તેમ ચક્રરત્ન ચક્રીની આગળ આકાશમાર્ગે ચાલવા લાગ્યું.

"આટલા કટકના સંરંભવાળો આ રાજા ક્યાં ચાલ્યો?" "આ તો સ્વેચ્છાથી વસુધાનું અવલોકન કરવા નીકળ્યો હશે." "તો સર્વ શત્રુઓના પગ જેણે સીધા કરી દીધા છે અર્થાત્ જેણે સર્વ શત્રુઓને વશવર્ત્તી બનાવ્યા છે એવું આ ચક્ર શા માટે આગળ ચાલે છે?" "ત્યારે તો ભરતક્ષેત્રમાં પણ એને કોઇ શત્રુ જીતવો બાકી હશે." "પણ આનો શત્રુ તો કોઈ દેખાતો નથી." "અરે! આ સમ્રાટ્‌ને કોઈ બીજો જેતવ્ય (જીતવા લાયક) હોય, કે ન હોય પણ એનોજ નાનોભાઈ ઇંદ્ર જેવો બળવાન્ બાહુબલિ તો તેને જેતવ્ય છે." "ત્યારે તો તેને જીતવાને માટેજ ખરેખર આ રાજાની તૈયારી લાગે છે." "અહો! ત્યારે તો એ ખરેખર વિચાર્યા વિનાનું કામ કરે છે. કારણ કે અહીં એનો વિજય થશે, તો પણ તેની અલ્પજ પ્રતિષ્ઠા થશે; પરંતુ જો પરાજય થયો, તો એને મોટાઈમાં ઘણી મોટી હાની થશે. કહ્યું છે કેઃ—

"अन्यच्च भ्रातृपुत्राद्या, दक्षैः क्वचन दुर्नये;
शिक्षणीया रहस्येव, हृयानां लघुताऽन्यथा."

"કદાચ ભાઇ કે પુત્રાદિકની કોઈ ઠેકાણે ભૂલ થતી હોય, તો ડાહ્યા માણસોએ તેમને એકાંતમાંજ શિખામણ (શિક્ષા) આપવી; નહિ તો બંનેની લઘુતા થાય છે." "છખંડનું રાજ્ય જેણે પોતાને સ્વાધીન કર્યું છે એવા આ રાજાને પોતાના અનુજ બંધુના રાજ્ય વિના શી ન્યૂનતા આવી ગઇ હતી?" "અહો! આટલા બધા ઐશ્વર્યવાળો છતાં હજી પણ એને કેટલો બધો લોભ છે? અથવા તો ખરેખર! મોટા પુરૂષોને પણ કષાયોને મારવા તે બહુ કઠણ છે." રાજાના પ્રયાણ વખતે ગામે ગામે અને શહેરે શહેરે માર્ગમાં સર્વત્ર માણસો પરસ્પર આ પ્રમાણે વાતો કરતા હતા.

સૈન્યના ઘણા ભારથી શેષનાગની ગ્રીવાને નમાવતા, અવિચ્છિન્ન વાદ્યના નિર્ઘોષથી વસુંધરાપર ઘોષાદ્વૈત (ઘોષમયતા) કરતા, સૈન્યની બહુલતાથી સર્વ સીમાડામાં ઘાસ અને જળને દુર્લભ કરતા, પરંતુ શત્રુઓના મુખમાં અને તેમની સ્ત્રીઓની આંખમાં તે ઘાસ પાણીને સુલભ કરતા (અર્થાત્ શત્રુઓ મુખમાં તૃણ લઇને બેસતા અને તેમની સ્ત્રીઓ આંખમાં આંસુ લાવતી હતી), કલ્પાંતકાળના ક્ષુભિત સમુદ્રની વેલની માફક પોતાની સેનાથી 'તે રાજા તો તરત પરાજિત થયો' એમ માનતા, કનિષ્ઠ બંધુને મળવાને માટેજ જાણે ઉત્કંઠિત થયા હોય અને અત્યંત હઠમાં આવ્યા હોય તેમ રસ્તે અનવચ્છિન્ન પ્રયાણો કરી વેગથી ચાલતા અને સર્વત્ર પોતાનો જય થવાથી અહીં પણ પોતાને જયશીલ માનતા એવા તે નરેંદ્ર બહલીદેશની સીમા પાસે આવી પહોંચ્યા.

બલિષ્ઠ એવા બાહુબલિ રાજાએ પણ વિજય પામવાની ઇચ્છાવાળો એવો વડિલ બંધુ પોતાના સીમાડા નજીક આવી પહોંચેલ

છે એમ પોતાના ચરલોકો પાસેથી જાણીને તેજ વખતે રણભંભા વગડાવી અને નગરમાંથી બહાર નીકળી તે પણ તેની સન્મુખ આવ્યા. કારણ કે બલિષ્ઠ મનુષ્યો શત્રુઓએ કરેલ સ્વસીમાનું અતિક્રમણ સહન કરતા નથી.

તે વખતે કોઇક સ્ત્રીએ, સંગ્રામમાં ઉત્કંઠિત એવા પોતાના પુત્રને પતિની સમક્ષમાં આ પ્રમાણે કહ્યું:-' હે વત્સ ! યુદ્ધમાં તેવા પ્રકારનું શૌર્ય ધારણ કરજે, કે જેથી કોઈ પ્રકારનો વિકલ્પ ઉત્પન્ન ન થાય. ' કોઇક કાંતાએ પુત્રને કહ્યું:-' હે પુત્ર ! પહેલાં હું વીર પુરૂષની સુતા અને પછી વીર પુરૂષની પત્ની છું, માટે સંગ્રામમાં તું તેવી રીતે લડજે, કે જેથી હું વીરપ્રસૂતા થાઉં. ' કોઇ સ્ત્રી પોતાના પતિને આ પ્રમાણે કહેવા લાગી:-' હે કાંત ! રણાંગણમાં મને હૃદયમાં ધારણ કરીને પાછું પગલું કરશો નહિ. કારણ કે આ લોક અને પરલોકમાં તમેજ મારી ગતિ ( શરણ ) છો. ( અર્થાત્ અહીં તમારી પાછળ સતી થઈશ અને પરભવમાં તમારી દેવી થઇશ.)" સૈન્યમાં ચાલવાને ઇચ્છતા એવા કોઇ પુરૂષે પોતાની પ્રિયાના મુખ ઉપર સ્નેહપૂર્વક પત્રવલ્લી રચી, એટલે તેના કોઇ મિત્રે હાસ્યપૂર્વક તેને આ પ્રમાણે કહ્યું:-' હે મિત્ર ! આજે તો અશ્વોજ શણગારાય, પણ સ્ત્રીઓ શણગારાય નહિ. કારણ કે લડાઇમાં તો અશ્વોની સાથેજ શત્રુઓના પ્રહારો આપણે સહન કરવાના છે. ' તે સાંભળીને પેલી સ્ત્રી કહેવા લાગી:-' ચોકડાથી બંધાયેલા અશ્વો તો સંગ્રામમાં બળાત્કારથી મરાય છે, પણ સ્ત્રીઓ તો પોતાની મેળે પતિની પછવાડે મરે છે. તેથી તેમની આ બલિક્રિયા યોગ્ય છે. ' કોઇક બાલક શૌર્યથી પોતાના હાથમાં કાષ્ઠના કૃપાણ ( ખડગ ) ને કંપાવતો (ચલાવતો) લડવાને જતા પોતાના પિતાને ' હું પણ તમારી સાથે આવીશ ' એ પ્રમાણે કહેવા લાગ્યો. આ પ્રમાણે માતા, પત્ની વિગેરેથી રણકર્મમાં ઉત્તેજિત કરાયેલા અને સ્વસ્વામીભકત એવા કરોડો સુભટો

બાહુબળિની પછવાડે ચાલ્યા. સત્ત્વ, શૌર્યાદિ ગુણોથી સંયુક્ત અને ચતુરંગિણી સેનાયુક્ત એવો સુનંદાસુત ( બાહુબલિ ) પણ તરત પોતાના દેશને સીમાડે આવી પહોંચ્યો.

પોતપોતાની સ્કંધાવાર ( છાવણી ) માં સામસામે ઉતરેલા તે બંને ઋષભપુત્રો, પ્રલયકાળમાં ઉદ્યત થયેલા પૂર્વ પશ્ચિમ બે અંભોધિ ( પુર્વસમુદ્ર ને પશ્ચિમ સમુદ્ર ) જેવા દીસવા લાગ્યા. હવે બાહુબલિએ રાત્રે સર્વ રાજાઓની સંમતિથી શૂરવીર એવા પોતાના સિંહરથ નામના પુત્રને સેનાપતિની જગ્યાએ સ્થાપ્યો અને પોતે સર્વ રાજાઓની સમક્ષ એના મસ્તકપર જાણે સાક્ષાત્ પોતાનો પ્રતાપ હોય એવો સુવર્ણપટ્ટ બાંધ્યો. તે વખતે સ્વામીના સત્કારથી તે કુમાર, અમાત્ય અને રાજાઓમાં તારાઓમાં જેમ ચંદ્ર શોભે તેમ પોતાના તેજથી અધિક શોભવા લાગ્યો. તે વખતે ભરતેશ પણ પોતાના કુમાર, અમાત્ય અને સાંમતોને આ પ્રમાણે શિખામણ આપવા લાગ્યાઃ-"હે સ્વામીભક્તો ! તમોએ આ સમગ્ર ભારતભૂમિ સાધી છે પણ તેમાં પૃથ્વી, પાણી કે પર્વતોમાં, તેમજ વિદ્યાધર કે દેવતાઓમાં બળવંત એવા તમારો કોઇ પણ પ્રતિમલ્લ ( સામે થાય તેવો ) નીકળ્યો નથી, પરંતુ અહીં તો જે એક એક પણ સંગ્રામમાં શત્રુઓની અક્ષૌહિણી સેનાને હઠાવવાને સમર્થ છે એવા બાહુબલિના પુત્રપૌત્રાદિક તો દૂર રહો, પણ તેઓના મહાબલિષ્ઠ અને મહાઉત્સાહી એવા એક પદાતિમાત્રના પણ વીર્ય ધૈર્યાદિ ગુણોની તુલ્ય થઇ શકે એવો પણ કોઇ જણાતો નથી. માટે અત્યારે જે આના સૈન્ય સાથે લડશે, તેજ વસુંધરાપર ખરો વીર ગણાશે. કારણ કે " જે મહા લક્ષ્મીની દૃષ્ટિમાં સંચર્યું તેજ સાચું સમજવું." આના સૈન્ય સાથે યુદ્ધ કરનારાઓની સ્વામીભક્તિ, સંગ્રામ ઉત્કંઠા અને બાહુશક્તિ હવે યથાર્થ જણાશે. માટે એ બળવાન્ બાહુબલિના આ યુદ્ધમાં ક્ષત્રિય તેજના ભંડાર એવા આ સુષેણ સેનાની ( સેના-

પતિ ] રૂપ રત્નને ભક્ત, કૃતજ્ઞ, પરાક્રમી અને પોતાના સ્વામીના જય ઇચ્છવાવાળા એવા તમારે હવે સર્વ કૃત્યોમાં મારી માફકજ જોવો. [ સમજવો ]. ” એ રીતે કુમાર, અમાત્ય અને સામંતોને શિખામણ આપીને તેજ વખતે ભરતમહારાજાએ તે સુષેણના મસ્તક ઉપર સૈન્ય ભારની માફક મુગટ સ્થાપન કર્યો. આ પ્રમાણે પોતાના સ્વામીનો સત્કાર પામીને તે મહાબળવાન્ સેનાપતિ શત્રુઓનો ઉચ્છેદ કરવામાં દ્વિગુણ ઉત્સાહવાળો થઇ ગયો.

હવે યુદ્ધના શ્રદ્ધાળુ એવા તે બંને સૈન્યના સુભટો પ્રાતઃકાળે સેનાપતિના આદેશની પહેલાંજ પરસ્પર યુદ્ધ કરવાને તૈયાર થઇ ગયા. તે વખતે સંગ્રામનો ભંભાનાદ સાંભળવાથી શૂરવીર સુભટોના ફુલાઇ ગયેલા શરીરપર સંનાહ [બખ્તર] પણ સમાયા નહિ. પછી હાથીઓવાળા હાથીવાળાઓની સાથે, અશ્વોવાળા અશ્વોવાળાની સાથે, પદાતિઓ પદાતિઓની સાથે અને રથારૂઢ રથારૂઢની સાથે આ પ્રમાણે સુભટો ન્યાયયુદ્ધથી લડવા લાગ્યા. દીન વચન બોલનારા, અન્યત્રમનવાળા [ લડવા ન ઇચ્છતા ], મુખમાં આંગળી કે તણખલું નાખનારા, નાસીપાસ થયેલા [ નાસતા ], પતિત થયેલા [પડેલા], એવા યોદ્ધાઓને એક બીજાના સુભટો મારતા ન હતા. કેટલાક તો ત્યાં શત્રુથી ભયભીત થઇ કાયર બની ભાગવાને ઇચ્છતા એવા યોદ્ધાઓને સામેના સુભટો પિતાના વંશાદિ કીર્ત્તનથી ઉત્તેજિત કરીને પછી મારતા હતા. આવી રીતે દરરોજ પોતપોતાના સ્વામીનો જય ઇચ્છવાવાળા એવા અને પરસ્પર યુદ્ધ કરતા એવા બંને પક્ષના યોદ્ધાઓમાંથી સંખ્યાબંધ સુભટો નાશ પામ્યા. પરંતુ પોતપોતાના સેનાપતિપર સર્વ કામનો બોજો સ્થાપવાથી ધીર લલિત (ધીરમાં શોભાયમાન) એવા તે બંને રાજાઓને ખરેખર તેની કંઇ ખબર પણ ન પડી.

આ પ્રમાણે કેટલોક કાળ વ્યતીત થયા પછી આટલા બધા પ્રાણીઓનો ક્ષય થતો જાણીને તેનું નિવારણ કરવાને માટે દયાળુ એવા કેટલાએક દેવતાઓ ત્યાં આવ્યા અને જયના અર્થી તેમજ ક્રોધ લા-

વીને પરસ્પર લડતા એવા સુભટોને તેમણે શ્રીઋષભદેવની આજ્ઞા દઈ યુદ્ધ કરતા નિવાર્યા. જિનાજ્ઞાથી નિવૃત્ત થયેલા યોદ્ધાઓ તે વખતે આ પ્રમાણે વિચાર કરવા લાગ્યા કે—" આ દેવતાઓ આપણા પક્ષના છે કે શત્રુપક્ષના છે ? કારણ કે યુદ્ધમાં ઉત્કંઠિત મનવાળા એવા આપણને યુદ્ધમાં અંતરાય કરનારા આ પાપીઓએ અથવા તો તેના પ્રેરકે ઉલટું વૈરનું પોષણ કર્યું છે. " હવે તે દેવતાઓ પ્રથમ ભરતેશ પાસે આવીને ' चिरंजय ' આવા આશીર્વાદપૂર્વક વિનયથી આ પ્રમાણે કહેવા લાગ્યા:—" હે રાજન્ ! છ ખંડ ભરતના રાજાઓને લીલામાત્રથીજ જીતી લેતાં સિંહની ઇચ્છા શૃગાલોથી પૂરાય નહીં તેમ એમનાથી તમારી યુદ્ધશ્રદ્ધા પૂરાઇ નહિ કે જેથી તેને પૂરવા માટે આ બલિષ્ઠ એવા કનિષ્ઠ બંધુસાથે આ ભયંકર મહાયુદ્ધ તમે આરંભ્યું છે. પણ હે વિચારજ્ઞ ! આ ખરેખર તમને યુકત નથી. આ તો જમણી ભુજાથી ડાબી ભુજાને કાપવા જેવું કાર્ય તમે કરો છો. સર્વજનોનું હિત કરવાવાળા એવા સર્વજ્ઞ પ્રભુના પુત્ર હોવાથી તમને તો સંખ્યાબંધ માણસોના ક્ષયનો આ ઉદ્યમ વિશેષે કરીને યુકત નથી. વળી નિર્મમ અને નિરીહ ( ઈચ્છા રહિત ) એવા તે અરિહંતના પુત્ર થઇને હે રાજન્ ! રાજ્યના લોભથી પરસ્પર યુદ્ધ કરતાં તમે શરમાતા પણ નથી ? ચાટુ વચન બોલનારા એવા લાખો રાજાઓથી સેવાતા છતાં આ અનુજ બંધુની સેવા વિના શું તમારે ન્યૂન હતું ? માટે હે નરાધીશ ! અકાળે પ્રલયકાળ જેવા આ યુદ્ધથી નિવૃત્ત થાઓ અને પોતાની રાજધાનીમાં પાછા ચાલ્યા જાઓ. તમે અહીં આવ્યા એટલે સમયજ્ઞ એવા બાહુબલિ પણ સામે આવ્યા છે; પણ જો તમે ચાલ્યા જશો તો એ અનુજ પણ પાછો ચાલ્યો જશે, અને સંગ્રામના આરંભનો ક્રમ નિવૃત્ત થતાં તમારા બંને સૈન્યનો પરસ્પર થતો સંહાર પણ તરતજ અટકી જશે. હે રાજન્! વસુંધરા પર અકાળે ઉપસ્થિત થયેલું આ યુદ્ધ એ રીતે શાંત થાઓ, સર્વ રાજાઓ સ્વસ્થ થઇને રહો અને પ્રજા સુખી થાઓ."

આ પ્રમાણે દેવતાઓનું કથન સાંભળીને ભરતેશ્વર બોલ્યા:- "હે દેવો! હિતેચ્છુ એવા તમારા વિના બીજો કોણ આ પ્રમાણે કહે? કહ્યું છે કે:—

"परेषां कलहे प्रायः, सर्वः कौतुकमिक्षितुम्;
यज्जनो मिलति क्षिप्रं, कोऽपि भङ्क्तुं न तं पुनः"

"સર્વ લોકો પ્રાય: બીજાઓના કલહમાં કૌતુક જોવાને માટે તરતજ એકઠા થાય છે; પણ તે કલહને તોડવાને માટે કોઇ પણ આવતું નથી." હે દેવો! 'હું બળવાન્ છું' એવા ગર્વથી અનુજ બંધુ સાથે યુદ્ધ કરવાની મારી ઇચ્છાજ નથી. કારણકે સુવર્ણની કટારી પણ પોતાના કલેજામાં ભોંકાતી નથી. 'આનું રાજ્ય હું ગ્રહણ કરી લઉં' એવો લુબ્ધ પણ હું થયો નથી. હું તો જે એને નથી તેવું બીજું રાજ્ય પણ ઉલટું એને આપવાને ઇચ્છું છું. પરંતુ લાંબો વખત દિગ્વિજય કરીને ઘેર આવેલ એવા મોટાભાઇને એ મદોન્મત્ત મળવા પણ ન આવ્યો. અવર્ણવાદની ભીરૂતાથી એનો એ અપરાધ પણ મેં તો સહન કરી લીધો; પરંતુ સ્વામીભક્ત એવા શૂરા સેવકો તે સહન કરી શકતા નથી. કદાચ તે પણ સહન કરી લે, પરંતુ આયુધશાળામાં પ્રવેશ ન કરતું ચક્રરત્ન શત્રુનો સંપૂર્ણ ઉચ્છેદ કર્યા વિના સંતુષ્ટ થતું નથી. પોતાની ભુજાના બળના ગર્વથી મને એ નમતો નથી; પરંતુ એક પણ નમ્યા વિનાનો રહે, ત્યાંસુધી ચક્ર આયુધશાળામાં આવતું નથી, અને ચક્ર આયુધશાળામાં પ્રવેશ ન કરે તો ચક્રવર્તીને બહુજ શરમાવા જેવું છે. માટે વિરૂદ્ધ (નિષિદ્ધ) છતાં પણ બંધુની સાથે મેં યુદ્ધ આરંભ્યું છે." આ પ્રકારનું ભરતેશનું વચન યુક્તિયુક્ત (વ્યાજબી) સમજીને દેવતાઓ ત્યાંથી રજા લઈ યુક્તિપૂર્વક બાહુબલિને સમજાવવા માટે તેની પાસે ગયા.

પોતાની પાસે આવતાંજ બાહુબલિએ પણ તેમનું સ્વાગત કર્યું. કારણ કે સજ્જનો કોઇ પોતાને ઘેર આવે ત્યારે તેનું વિનયૌચિત્ય ક-

રવામાં કદિ પણ ચૂકતા નથી. હવે તેઓ બલવાન્ બાહુબલિને વિનયથી કહેવા લાગ્યાઃ—"હે બાહુબલિ! મોટા ભાઈની સાથે તમારે આ અનુચિત કલહ કેવો? કારણ કે કુશલ, કુલીન અને અતિ બલિષ્ઠ એવા તમારૂં પણ આ પૂજ્યના સંબંધમાં વિનયોચિત્યવાળું વર્ત્તન દેખાવું જોઇએ. કહ્યું છે કેઃ—

> "नमन्ति फलिता वृक्षा, नमन्ति कुशला नराः,
> शुष्कं काष्ठं च मूर्खाश्च, भज्यन्ते न नमन्ति च."

"ફલિત વૃક્ષો અને કુશલ માણસો નમે છે, બાકી શુષ્ક કાષ્ઠ અને મૂર્ખ માણસો ભાંગી જાય (પાયમાલ થાય) છતાં પણ નમતા નથી." માટે તમે તરત આવીને નમવા યોગ્ય એવા એ ભરતને નમો. કારણ કે પૂજ્યના સત્કારની મર્યાદાનું ઉલ્લંઘન કરવું એ કદાપિ આગામી લાભદાયક થતું નથી. અદ્‌ભુત ઐશ્વર્ય પામ્યા છતાં કુલીન માણસો નમ્રજ રહે છે અને તેવા પ્રકારના વૈભવનો અભાવ છતાં હલકા માણસો કદાપિ નમ્ર રહેતા નથી. કહ્યું છે કેઃ—

> "कोटिद्वितयलाभेऽपि, नतं सद्वंशजं धनुः,
> अवंशजः शरः स्तब्धो, लक्षस्यापि हि लिप्सया."

"બંને કોટિ (પક્ષ) નો લાભ છતાં સારા વંશ (વાંસ) થી ઉત્પન્ન થયેલ ધનુષ્ય નત (નમ્ર) રહે છે અને અવંશજ (વાંસથી ન બનેલું) શર (બાણ) લક્ષ (નિશાન) મેળવવાની ઇચ્છાથી સ્તબ્ધ (અક્કડ) રહે છે. અર્થાત્ બે કોટીવાળું ધનુષ્ય–પક્ષે બે ક્રોડ દ્રવ્યવાળો મનુષ્ય નમે છે. કારણ કે તે સુવંશથી–સારા વાંસથી (પક્ષે સારા કુળથી) ઉત્પન્ન થયેલ હોય છે અને લક્ષની ઇચ્છાવાળું બાણ–પક્ષે લાખની ઇચ્છાવાળો મનુષ્ય સદ્વંશી ન હોવાથી–વાંસથી ઉત્પન્ન થયેલ ન હોવાથી (પક્ષે સારા કુળમાં ઉત્પન્ન થયેલ ન હોવાથી) નમતું નથી." હે રાજન્! જો એના અદ્‌ભુત ઐશ્વર્યની તમે ઇચ્છા

કરતા હો, તો લીલામાત્રથી જીતેલા અતુલ ઐશ્વર્યવાળો એવો ભરતેશ તે પણ તમને આપવા સમર્થ છે (તૈયાર છે). પોતાના ભુજબળથી મેળવેલ આટલું ઐશ્વર્ય તે સ્વજનવત્સળ ભરત પોતાના ભાઇઓને તેનો સંવિભાગ આપીને (વેંચી દઇનેજ) ભોગવવા ઇચ્છે છે. માટે હે સૌમ્ય! દ્રવ્ય અને ભાવથી સ્તબ્ધતા (ગર્વ) નો ત્યાગ કરી ઘરે આવેલા અને સેવકને સુરતરૂ સમાન એવા પોતાના મોટા બંધુની સેવા કરો (તેનો સત્કાર કરો.) કે જેથી તમારા સંગ્રામથી થતો આ લોક અને પરલોકમાં અહિતકારી કરોડો માણસો, હાથીઓ અને અશ્વોનો સંહાર અટકે."

આ પ્રમાણે દેવતાઓની હિતશિક્ષા સમ્યગ્ રીતે સાંભળીને વીરાધિવીર એવો બહલીપતિ (બાહુબલિ) ગંભીરતા પૂર્વક આ પ્રમાણે બોલ્યો:—"હે દેવો! અધિક અધિક રાજ્યલક્ષ્મીમાં લુબ્ધ એવો તે અનેક રાજાઓથી પરવરીને સુખે બેઠેલા એવા મારી સામે જ્યારે યુદ્ધ કરવાને માટે અહીં આવ્યો, ત્યારે એવા મોટા ભાઇની સાથે પણ યુદ્ધ કરતાં મારો શો દોષ છે? તેનો તમે પોતેજ વિચાર કરો. વળી એ વિજયશીલ હોવાથી સર્વત્ર પોતાને તેવો (વિજયી) માને છે. કારણ કે ભાદરવા મહિનામાં જેની આંખો ગઇ હોય તે સમગ્ર વસુધાને લીલી અને આર્દ્રજ માને છે. લીલામાત્રથી વૃક્ષોને ઉખેડી નાખનાર હાથી જેમ પર્વતને ભેદવા જાય, તેવાજ અભિમાનથી એ મને પણ જીતવા માટે આવ્યો છે, પરંતુ સંગ્રામમાં લીલામાત્રથી તેનો પરાજય કરીને સુવૈદ્યની જેમ અહંકારથી એને થયેલ એ જ્વર અને અપસ્મારને હું ભાંગી નાખીશ (દૂર કરીશ). મનોહર એવા ગુણોથીજ ગૌરવ (મોટાઇ) પ્રાપ્ત થાય છે, પણ અવસ્થાનો તેની સાથે સંબંધ નથી. કારણ કે સર્વથી પણ પર્વતો વયોવૃદ્ધ હોય છે, છતાં તે કાંઇ ગૌરવ્ય (બહુમાન કરવા લાયક) નથી. શરીર પર ઘણા વખતથી લાગેલ દુર્ગંધી મેલનો ત્યાગ કરવામાં આવે છે અને

તરતના ખીલેલા કુસુમને માણસો મસ્તકપર ધારણ કરે છે. પિતાએ આપેલ નાના ભાઈઓનાં રાજ્યોને છીનવી લેતાં એણે પોતાના ગુણો તો પ્રથમથીજ પ્રગટ કરી દીધા છે! અમર્યાદ (મર્યાદ રહિત), લુબ્ધ, દાક્ષિણ્યરહિત અને મહોન્મત્ત એવા એને કયા ગુણને અનુસરીને હું નમું? હે મધ્યસ્થ દેવો! તે તમેજ કહો. ચતુર પુરૂષો માણસોની નમ્રતાને ગુણ તરીકે વખાણે છે, પણ ગુણના અભાવમાં તે પણ દોષસૂચક થાય છે, કહ્યું છે કે:—

" अर्जयत्यद्भुतां लक्ष्मीं, गुणं प्रति नमद्धनुः;
विना गुणं नमत्काष्ठं, वक्रं त्वपयशः पुनः "

" ગુણ પ્રતિ નમતું ધનુષ્ય અદ્ભુત લક્ષ્મીને ઉપાર્જન કરે છે, પણ ગુણ વિના નમતું કાષ્ઠ વક્ર અને અનાદરણીય (અપ્રિય) થાય છે." અર્થાત્ પણછ સાથે નમતું ધનુષ્ય લક્ષ્ય વેધ કરે છે, પણ સામાન્ય કાષ્ઠ વાંકું વળેલ હોય તો તે ઉલટું વક્ર કહેવાય છે. એણે ઉપાર્જન કરેલ ઐશ્વર્ય મારે ભોગવવું એ સિંહને બીજાએ મારીને આપેલ માંસની જેવું છે, તેથી તે મને લેશ પણ સંતોષને માટે નથી. કારણ કે ભારતવર્ષના છ ખંડનું સર્વ ઐશ્વર્ય સ્વાધીન કરતાં અને એનો સત્વર નિગ્રહ કરતાં મને એક ઘટિકા (ઘડી) માત્રજ લાગે તેમ છે, પરંતુ સ્વરાજ્ય અને સ્વદારાથી સંતુષ્ટ એવા મારૂં મન પરસ્ત્રી અને પરલક્ષ્મીને તૃણતુલ્ય માને છે. પાપનું આગામિ દુસ્સહ ફળ હૃદયમાં જાણનાર એક રાજ્યમાત્રને માટે બીજાપર નિઃશંકપણે કોણ દ્રોહ કરે? નાના ભાઇઓપરનો જેનો પ્રેમ જોવામાં આવ્યો છે એવો એ સંવિભાગ કરવાને (વહેંચી આપવાને) ઇચ્છતોજ નથી; પણ નિરતારવાનો ખોટો ડોળ બતાવનાર મારૂં રાજ્ય લેવાને માટેજ અહીં આવ્યો છે. અતિ ખેંચતાં તરત તૂટી જાય, અતિ ભરતાં તરત ફુટી જાય અને અતિ વલોવતાં વિષતુલ્ય થાય—આટલું પણ શું એ જાણતો નથી?

બીજા સમગ્ર રાજાઓનાં રાજ્ય એણે લઇ લીધાં તેથી અતિલોભથી પરાભવ પામેલો એવો એ મને પણ રાજ્યને માટે ( મારૂં રાજ્ય લેવાને માટે ) જ બોલાવે છે, પરંતુ ઘેર બેઠેલા એવા મને એનું રાજ્ય અપાવવા માટેજ તેના મંત્રીઓ જામીનની જેમ એને અહીં ખેંચી લાવ્યા છે એમ હું માનું છું. હજી પણ અન્યના કહેવાથી પ્રેરાયેલો એવો એ જો પોતે પાછો ચાલ્યો જાય, તો ખુશીથી એ જાઓ; મારા હૃદયમાં લેશ પણ લોભ નથી. મેં એની રાજ્યલક્ષ્મીની ખરેખર ઉપેક્ષાજ કરી છે. માટે હજી પણ એ અનાત્મજ્ઞ ( વધારે અજ્ઞ ) ને યુદ્ધથી અટકાવો. ઉદીરણા કરીને કોઇની સાથે પણ હું કદી યુદ્ધ કરતોજ નથી; પણ મુખમાં પ્રાપ્ત થયેલ ગ્રાસ ( કોળીયા ) ની જેમ અનાયાસે પ્રાપ્ત થયેલ યુદ્ધની હું ઉપેક્ષા કરતો નથી. ”

આ પ્રમાણે શૌર્યથી ઉત્તેજિત અને યુક્તિ ગર્ભિત તેના વચનોથી દેવતાઓ નિરૂત્તર થઇ પુનઃ આ પ્રમાણે કહેવા લાગ્યા:—“ચક્રરત્ન આયુધાગારમાં પ્રવેશ કરે, એટલા માટેજ અત્યારે તમારી સાથે યુદ્ધ કરતા ચક્રીને કોણ નિષેધી ( નિવારી ) શકે ? અને અનાયાસે પ્રાપ્ત થયેલા યુદ્ધને ન મૂકતા એવા તમને પણ કેમ અટકાવી શકીએ? કારણકે તેજના ભંડારરૂપ ક્ષત્રિયોનું એ કુળવ્રતજ છે ( કુળ ક્રમાગત આચાર છે. ) પરંતુ સૌજન્યથી સુશોભિત એવા તમે બંને ભાઇઓનું પરસ્પર યુદ્ધ ખરેખર જગતના દુર્ભાગ્યથીજ ઉપસ્થિત થયું છે. તો પણ હે યાચિતાર્થ કલ્પવૃક્ષ! ( માગેલું આપવામાં કલ્પવૃક્ષ સમાન ) અમે તમને પ્રાર્થના કરીએ છીએ કે, તમો બંને જાતે પરસ્પર ઉત્તમ યુદ્ધથી લડો. બંને લોકનું વિરોધી અને સંખ્યાબંધ પ્રાણીઓનું વિઘાતક ( નાશ કરનાર ) એવું આ મધ્યમ યુદ્ધ તમને યુક્ત નથી. સ્વલ્પ આરંભપણાથી દૃષ્ટિ વિગેરેનું યુદ્ધ અહીં ઉત્તમ ગણાશે, અને એ યુદ્ધથી પણ તમારો જય પરાજય સ્પષ્ટ સમજી શકાશે. ” આ પ્રમાણે દેવોનું વચન બાહુબલિએ કૃપાની રાહે સ્વી-

કાર્યું અને પછી ભરત ભૂપતિ પાસે જતાં તેણે પણ તે ગર્વ સહિત કબૂલ રાખ્યું.

પછી બાહુબલિના વેત્રીએ (છડીદારે) હાથીપર બેસીને ઉંચા બાહુ કરી સંગ્રામને માટે સજ્જ થયેલા પોતાના સુભટોને આ પ્રમાણે કહીને યુદ્ધથી અટકાવ્યા:—"સંગ્રામનું કંડૂયન (ચળ) જેના બાહુદંડમાં આવેલ છે એવા આપણા સ્વામીને દેવતાઓએ પ્રાર્થના કરી, તેથી તે ભરતરાજાની સાથે શરીર માત્રથી (શસ્ત્ર વિના) જ યુદ્ધ કરશે. તો હે સુભટો! હવે યુદ્ધ સંબંધી શત્રુઓ ઉપરનો દ્વેષ છોડી દો અને ક્રૂર સંગ્રામકર્મથી નિવૃત્ત થાઓ. સ્વામીની 'રણકુશલતા પૂર્વે તમે ક્યારે પણ જોઇ નથી, માટે આજે વિસ્મયથી વિકસિત નયન (નેત્ર) રાખી તટસ્થ થઇને તે જુઓ." આ પ્રમાણે સ્વામીની આજ્ઞાએ છડીદારથી અટકાવ પામેલા છતાં યુદ્ધમાં ઉત્કંઠિત મનવાળા તેઓ ખેદસહિત હૃદયમાં આ પ્રમાણે વિચાર કરવા લાગ્યા:—"ચિરકાળથી રાહ જોતાં આ યુદ્ધનો પર્વ દિવસ આજે આપણને પ્રાપ્ત થયો; પણ અહો! મુખમાંથી ગ્રાસની જેમ દુર્દૈવે એ પ્રસંગ વિખેરી નાંખ્યો અથવા તો આખા ભારતવર્ષમાં ભરત શિવાય બીજો કોઈ એવો નથી કે જે પોતાના ભુજબળથી યુદ્ધ કરવા માટે આપણા સ્વામીને બોલાવે. માટે ખરેખર! આપણે આટલો બધો શસ્ત્રપરિશ્રમ વૃથાજ કર્યો અને સ્વામીનો ગ્રાસ પણ ભાગીદારોની માફક ફોગટ ખાધો. કેમકે દૈવયોગે સ્વામીના બંધુની સાથે આ રણસંગ્રામ પ્રાપ્ત થતાં પણ આજે શત્રુવિધ્વંસમાં આપણે તેમને ઉપયોગી થયા નહીં."

એજ પ્રમાણે તે વખતે ભરતના વેત્રીએ પણ શત્રુના પરાજય માટે તૈયાર થયેલા પોતાના સુભટોને તરતજ સંગ્રામમાંથી પાછા વાળ્યા. ચક્રીની આજ્ઞાથી પાછા ફરતા એવા તેઓ પગલે પગલે ભેગા થઈને આ પ્રમાણે વિચાર કરવા લાગ્યા:—"અરે! કયા વૈરીના

વિચારથી અત્યારે સ્વામીએ બે બાહુમાત્રથીજ યુદ્ધ કરવાનું આ માની લીધું ? કારણકે પીરસતાં હાથ ન બળી જાય તેટલા માટે જેમ કડછી રાખવામાં આવે છે, તેમ સંગ્રામમાં અંગરક્ષાને માટેજ રાજા સેવકોને સંગ્રહે છે. હવે જ્યારે સેવકો વિદ્યમાન છતાં પણ જો રાજા પોતે યુદ્ધ કરવાને તૈયાર થાય, તો અજા ( બકરી ) ના ગળાના સ્તન સદૃશ નિરૂપયોગી એવા સુભટો શા કામના ? કદાચ સેવકો ભાગી જાય, વિનાશ પામે અથવા જીતાઈ જાય, તો પછી સ્વામીએ જાતે યુદ્ધ કરવું યોગ્ય છે; પણ તેમ ન હોય ત્યારે તો પોતે લડવું યોગ્ય નથી. વળી મહા પરાક્રમી એવા આપણા સ્વામીનું યુદ્ધ એક બાહુ-બલિને મૂકીને જો બીજા સાથે હોય તો તેમના પરાજયની આશંકા જ ન રહે, કારણકે તે અદ્વિતીય વીરની આગળ ધાન્યના કીડા સદૃશ એવા બીજા તો દૂર રહો, પરંતુ ઇંદ્ર પણ યુદ્ધમાં ઉભો રહેવા સમર્થ નથી. પરંતુ બલિષ્ઠ બાહુબળીની સાથે સ્વામીનું દ્વંદ્વયુદ્ધ આપણને પરિણામે સુંદર લાગતું નથી.” આ પ્રમાણે પરાજયની શંકારૂપ શલ્યથી વ્યાકુલ મનવાળા એવા પોતાના સૈનિકોને ઇંગિતચિન્હોથી જાણીને ભરતેશ કહેવા લાગ્યા:—“ અસાધારણ બળના સ્થાનરૂપ એવા તમારાથી હું પરવરેલો છું, જેથી કોઇ બલવાન્ રિપુ પણ સંગ્રામ કરવા મારી પાસે આવ્યો નથી, તેથી તમે કયારે પણ મારૂં બાહુબળ જોયું નથી, તેથી અહીં પરાજયની શંકા કરો છો. કારણકે પ્રીતિ અસ્થાને પણ ભયની શંકા કરે છે. માટે શત્રુઓથી સહન ન કરી શકાય એવું મારૂં બાહુબળ તમે એક વખત જુઓ, કે જેથી તમારા મનની એ શંકા તરતજ નષ્ટ ( દૂર ) થાય.”

આ પ્રમાણે કરીને ચક્રીએ પોતાના માણસો પાસે એક મોટો ખાડો ખોદાવ્યો, અને તેના કાંઠે સિંહાસન મૂકાવીને તેની ઉપર પોતે બેઠા. પછી અતિ નિબિડ ( સજજડ ) અને લાંબી એવી હજારો લોહની શૃંખલા અને પ્રતિશૃંખલાઓ ભરત મહારાજે પોતાના

હાથે બંધાવી અને બત્રીશ હજાર રાજાઓને તેણે આ પ્રમાણે આદેશ કર્યો કે—"સર્વ સૈન્યયુક્ત સમગ્ર બળથી મહા બલિષ્ઠ એવા તમારે મારા ભુજબળની પરીક્ષાને માટે મને શીઘ્ર ખેંચીને આ ખાડામાં પાડી દેવો. આ કાર્યમાં તમારે મારી અવજ્ઞા થશે એવી શંકા ન કરવી. વળી આજરાત્રે આવા પ્રકારનું દુઃસ્વપ્ન મારા જોવામાં આવ્યું છે, તેથી પોતાથીજ ચરિતાર્થ કરાયેલ એવા તે દુઃસ્વપ્નનો પણ આ પ્રમાણે કરવાથી પ્રતિઘાત થશે."

પોતાના સ્વામીના આવા પ્રકારના દૃઢાદેશથી તેઓ સર્વે તે સાંકળોને વળગીને એકી સાથે પૂર્ણ જોસથી ખેંચવા લાગ્યા. એવામાં ભરતેશે પોતે પાનની બીડી લેવા માટે હાથ પસાર્યો, એટલે 'સ્વામી આટલા ખેંચાયા' એમ જાણી તેઓ મનમાં સંતુષ્ટ થયા. પછી તે હાથ પાન બીડી મુખમાં મૂકવાને પાછો વાળ્યો. એટલે તે સર્વે એકદમ ખેંચાઇને તરતજ ખાડામાં પડ્યા. આવી રીતે સ્વામીનું અતુલ બાહુબળ જોઇને તેઓએ મનમાંથી આશંકા અને હાથમાંથી સાંકળો તજી દીધી.

હવે દ્વંદ્વયુદ્ધ કરવાને તૈયાર થયેલા અને નિખાલસ એવા તે બંને ઋષભકુમાર પ્રથમ જિનેશ્વર ભગવંતની અર્ચા કરવાને માટે પોતપોતાના દેવગૃહમાં ગયા. કારણ કે:—

" धर्मं न हि महाकार्या–पातेऽप्युज्झन्ति पण्डिताः;
सर्वत्र श्रूयते ह्येवं, " यतो धर्मस्ततो जयः "

"કોઇનું મોટું કાર્ય આવી પડતાં પણ પંડિત પુરૂષો ધર્મનો ત્યાગ કરતા નથી. કારણ કે એમ સર્વત્ર સંભળાય છે કે જ્યાં ધર્મ ત્યાં જય." પોતપોતાના દેવગૃહમાં પરમ શ્રાવક એવા તેમણે શ્રી ઋષભદેવસ્વામીની પ્રતિમાની દિવ્ય પુષ્પ અને અક્ષતાદિ વડે ભક્તિપૂર્વક પૂજા કરી. પછી વિધિપૂર્વક આરતિ અને મંગલદીપ (મંગલ-

દીવો) કરી શ્રદ્ધાપૂર્વક સ્વામીની આ પ્રમાણે યથાર્થ ગુણસ્તુતિ કરવા લાગ્યાઃ—“ ધર્મ કર્મ સંબંધી માર્ગના બતાવનાર, આઠ કર્મથી વિમુક્ત અને મુક્તિવધુના કાંત એવા હે પ્રથમ તીર્થેશ ! તમે જયવંતા વર્તો. કેવલજ્ઞાન વડે સૂર્ય સમાન અને સંસાર સાગરમાં ડુબતા પ્રાણીઓને તારનાર એવા હે ત્રિભુવનાધીશ ! તમે જયવંતા વર્તો. તાપમાંથી નીકળેલા સુવર્ણના જેવી કાંતિવાળા હે ત્રૈલોક્યલોચન ! તમે જય પામો. રાજાઓ અને દેવેંદ્રોથી સેવિત એવા હે વૃષભધ્વજ ! તમે વિજય પામો. ” આ પ્રમાણે સ્તવી નમસ્કાર કરી મહા ઉત્સાહી અને મહા બલિષ્ઠ એવા તે બંને સર્વાંગે સજ્જ થઇ રણભૂમિમાં આવ્યા.

પ્રથમ દૃષ્ટિયુદ્ધમાં નિર્નિમેષ અને અરૂણ ( રક્ત ) એવાં નેત્ર જેમણે એકબીજાની સામે સ્થાપન કરેલા છે એવા તે બંને પ્રતિજ્ઞાપૂર્વક દૃષ્ટિયુદ્ધ કરતા સતા ઘણા વખત સુધી સ્થિત રહ્યા. તે વખતે આકાશમાં રહેલા દેવતાઓએ, પછવાડે રહેલા દેવતાઓએ અને પછવાડે રહેલા સૈનિકોએ જેમણે અન્ય સર્વ વ્યાપારનો ત્યાગ કર્યો હોય એવા યોગીઓની જેવા તેમને આશ્ચર્ય સાથે જોયા. પછી પાણીને ઝરતા એવા ચક્રીનાં બંને નેત્રો જાણે બાહુબલિના નેત્રનું તીવ્ર તેજ સહન કરવાને અસમર્થ હોય તેમ મીંચાઈ ગયા. તે વખતે બાહુબલિ જીત્યા એ પ્રમાણે ચક્રવર્તીની કીર્તિના પ્રવાસના પટહ ( પડહ ) રૂપ દેવકૃત ધ્વની આકાશમાં થયો, બાહુબલિના લશ્કરમાં મોટો હર્ષ કોલાહલ થઇ પડ્યો અને ચક્રવર્તીનું મુખ તથા સૈન્ય વિષાદથી નિસ્તેજ થઇ ગયું. તે વખતે ભરતભૂપતિને લજ્જાથી વિલક્ષ મુખવાળા જોઇને મનમાં અભિમાન લાવી બાહુબલિએ આ પ્રમાણે કહ્યું:—“ આ ઘૂણાક્ષર ન્યાયથી થયેલો જય તે જય ન કહેવાય, માટે હે મહાભુજ ! ઉઠો અને વાગ્યુદ્ધથી યુદ્ધ કરો. ” પછી ચક્રીએ મનમાં જરા સંતોષ પામીને કલ્પાંત કાળના મેઘની ગર્જનાના ધ્વનિ

સદૃશ સિંહનાદ કર્યો. તે વખતે તે સિંહનાદથી વ્યાકુલ થયેલા બળદો રાશની દરકાર કર્યા વિના, મદમત્ત હાથીઓ અંકુશને ગણકાર્યા સિવાય અને ઘોડાઓ ચાબુકના આઘાતનો અનાદર કરીને આમ તેમ નાસવા લાગ્યા. ત્યારપછી મહાબાહુ બાહુબલિએ પ્રતિધ્વનિથી આકાશ અને પૃથ્વીને ચોતરફ પૂરી દેતો એવો સિંહનાદ કર્યો. તે નાદના પ્રતિઘાતથી વસુધા ચારે બાજુ કંપાયમાન થઈ, સમુદ્ર ક્ષોભ પામ્યો, પર્વતો ચલાયમાન થયા, અને દિગ્ગજો ત્રાસ પામ્યા. તે વખતે અત્યંત દુ:શ્રવ નાદ સાંભળીને આકાશમાં રહેલા દેવતાઓ પણ ક્ષણવાર અકાંડે ( અકાળે ) બ્રહ્માંડ ફૂટી જવાની શંકાથી આકુલ વ્યાકુલ થઈ ગયા. એ રીતે પુન: પુન: સિંહનાદ કરતાં તે બંને વીરમાંથી ચક્રીનો નાદ અધમ પુરૂષની મૈત્રીની જેમ આસ્તે આસ્તે ક્ષીણ થતો ગયો અને અતિ બલિષ્ઠ એવા બાહુબલિનો નાદ દિવસના પશ્ચાદ્ ભાગની માફક અનુક્રમે અધિક અધિક વધવા લાગ્યો. આ પ્રમાણે વાગ્યુદ્ધમાં ચક્રી જીતાયા પછી બાહુયુદ્ધ કરવાની ઈચ્છાવાળા એવા તેમણે ગોપુર ( નગરના મુખ્યદ્વાર ) ની અર્ગલાના જેવી પોતાની ભુજા પસારી. એટલે બાહુબલિએ ચક્રીની ભુજાને કમળનાળની માફક તરત નમાવી દીધી અને વજ્ર જેવી પોતાની ભુજા પસારી. પોતાના તમામ બળથી તેને નમાવવાનો ચક્રીએ પ્રયત્ન કર્યો, છતાં લાંબે વખતે પણ તેને તે સ્થાનથી જરા પણ ચલાવી શક્યા નહિ. બાહુયુદ્ધમાં પણ આ પ્રમાણે પરાજય પામવાથી ભરતચક્રીનું મુખ શ્યામ થઈ ગયું. એટલે તેજના ભંડાર એવા બાહુબલિ પુન: તેને કહેવા લાગ્યા:—" હે ભરતેશ બંધુ ! આ યુધ્ધમાં પણ પૂર્વવત્ કાકતાલીય ન્યાયથીજ મારો જય થયો છે, એમ તમારે ન કહેવું, હજી પણ તમારી ઈચ્છા હોય તો આપણે મુષ્ટિયુધ્ધથી લડીએ. " તે સાંભળીને સંતુષ્ટ થયેલા ચક્રી મુષ્ટિયુધ્ધથી યુધ્ધ કરવાને ઉઠ્યા. કારણકે જુગારની માફક યુધ્ધમાં પણ પરાજય ( હાર ) સ્વાદિષ્ટ હોય છે. અર્થાત્ હાર્યો જુગારી બમણું રમે છે. તે

વખતે રાજાના ઉચિતવાદી ભાટો (ચારણો) કૂર્મ, દિગ્ગજ, શેષનાગ અને વરાહાદિકને ઉંચે સ્વરે આ પ્રમાણે કહેવા લાગ્યાઃ—"વજ્ર જેવા મજબૂત શરીરવાળા બાહુબલિની સાથે વજ્ર જેવા મજબૂત શરીરવાળા ચક્રવર્ત્તી મલ્લયુધ્ધથી લડવાના છે, તેમના પ્રહારથી વારંવાર આઘાત પામતી આ વસુંધરા સાંધભંગ પામીને પાતાલમાં પેસી ન જાય, માટે તમે સર્વે એકઠા થઇને તમામ બળથી એ વિશાલ વસુધાને સાવધાનતાપૂર્વક ધરી રાખજો." પછી મહા બલિષ્ઠ એવા તે બંને મલ્લયુધ્ધથી લડતાં કાંસાના તાલ (ઝાંઝ) ની માફક ક્ષણે ક્ષણે સંયુક્ત થઇને પાછા વિયુક્ત (છુટા) થવા લાગ્યા. પક્ષીની જેમ તેઓ ક્ષણવારમાં આકાશમાં ઉછળતા અને ક્ષણવારમાં પાછા નીચે પડતા. એવી રીતે પરસ્પરની મુષ્ટિ ચુકાવવા માટે તેઓએ ઘણા વખત સુધી ક્રીડા કરી. પછી બાહુબલિએ પોતાના બંને હાથવતી ભરતને ઉંચકીને યંત્રથી જેમ પત્થરનો ગોળો દૂર ઉછાળે તેમ આકાશમાં બહુ ઉંચે ઉછાળી દીધા. અનુજ બંધુથી આકાશમાં ઉછળેલા એવા તે જાણે સ્વર્ગને જીતવાને જતા હોય તેમ ધનુષ્યથી છુટા પડેલા બાણની જેમ ક્ષણવારમાં અદૃશ્ય થઇ ગયા. તે વખતે 'અહા! ખરેખર! આજે આ નરરત્ન ચક્રવર્તી મરણ પામ્યા.' એમ બંને સૈન્યમાં હાહાકાર થઇ રહ્યા. તે વખતે બાહુબલિ ખેદપૂર્વક આ પ્રમાણે વિચાર કરવા લાગ્યાઃ—"આ મારા અવિચારિત કાર્યને ધિક્કાર છે! અને આ પૌરૂષ (બળ–પુરૂષાર્થ) ને પણ ધિક્કાર છે! ક્ષત્રિયોથી વખાણવા લાયક એવી આ પરતેજની અસહિષ્ણુતાને પણ ધિક્કાર છે કે જેથી ભાઇના મૃત્યુ પર્યંતનો આ મારો વિગ્રહાંત થયો. અથવા તો હમણા એવો અનુતાપ કરવાથી શું? હમણાં તો આકાશથી પડીને એ ખંડશઃ (ભગ્ન) ન થાય તેટલામાં એને અધરજ ઝીલી લઉં." આ પ્રમાણે વિચારીને તેણે આકાશમાં સ્થિર દૃષ્ટિ રાખી, એટલે ઘણીવાર પછી પડતા એવા તેને જોઇને અધરથી ઝીલી લઇ આસ્તેથી નીચે મુકયા. વૈર છતાં પણ ભાઈપરના આવા સ્નેહથી

અને બળથી વિસ્મય પામેલા દેવતાઓએ તે વખતે બાહુબલિના મસ્તક પર પુષ્પવૃષ્ટિ કરી. પછી તેવા પ્રકારના પરાભવથી લજ્જિત થયેલા ભરતરાજાએ ક્રોધથી બાહુબલિની છાતીપર તરતજ મુષ્ટિપ્રહાર કર્યો. તે પ્રહાર દૃઢ છતાં પણ વજ્રપર જેમ ઘણનો પ્રહાર નિષ્ફળ જાય અને કૃતઘ્નપરનો ઉપકાર જેમ નિષ્ફળ જાય તેમ વજ્રતુલ્ય વક્ષઃસ્થલમાં તે વિફલ થયો. પછી પુનઃ જેને કોપાગ્નિ પ્રદીપ્ત થયો છે એવા બલિષ્ઠ બાહુબલિએ ચક્રીની છાતીમાં વજ્રતુલ્ય એવો મુષ્ટિ પ્રહાર કર્યો. તેના ઘાતથી ભરતને ચકરી ( ભમરી ) આવી ગઇ અને અત્યંત વ્યથિત થતા એવા તે જાણે વિશ્વ બધું ચક્રપર પડ્યું હોય તેમ તેને ક્ષણવાર સર્વતઃ જોઇ રહ્યા. પછી તત્કાળ બેશુધ્ધ થયેલા અને મુર્છાથી જેની આંખો ઢંકાઇ ગઈ છે એવા તે પોતાના સેવકોના આંસુઓની સાથે પૃથ્વી પર ઢળી પડ્યા. મંત્રી અને સામંતોથી શીતલ ચંદનજળે સિંચન કરાતા અને ચળાયમાન વસ્ત્રના છેડાથી વારંવાર વીંજાતા એવા પોતાના વડિલ બંધુને, ભ્રાતૃહત્યા થવાના ભયથી જેને પશ્ચાત્તાપ ઉત્પન્ન થયો છે એવા અને સ્નિગ્ધ આશયવાળા બાહુબલિ પણ આંખમાં આંસુ લાવીને પવન નાખવા લાગ્યા. ક્ષણવાર પછી સાવધાન થઇને ચક્રીએ આંખ ઉઘાડી અને સૈન્યના હર્ષકોલાહલ વચ્ચે ઉભા થયા. તે વખતે વસ્ત્રથી સેવકની જેમ પોતાને પવન નાખતા બાહુબલિને આગળ ઉભેલા જોઇને ભરત લજ્જિત થઇ નીચે જોઈ રહ્યા. એટલે લજ્જાથી જેનું મુખ વિલક્ષ થઇ ગયું છે એવા તેને બાહુબલિ આ પ્રમાણે કહેવા લાગ્યાઃ—" હું ખરેખર પરાભવ પામ્યો ! " એવી રીતે હે વીર! તમે મનમાં ખેદ લાવશો નહિ. જેણે સમગ્ર પૃથ્વી લીલામાત્રથી જીતીને સ્વાધીન કરી છે એવા તમારી આગળ જગત્માં પણ કોઈ તુલ્યબળવાળો નથી. આ સ્થળે દૈવવશાત્ તમારો પરાજય થયો; તો પણ ખરેખર તમે તો વીરપુરૂષજ છો. કારણ કે દેવ અને અસુરોએ વલોવ્યો છતાં સમુદ્ર તો સમુદ્રજ છે. " આ પ્રમાણે તેની પ્રશંસા

કરી છતાં જાણે મર્મસ્થાનમાં વિંધાયા હોય તેમ અધિક ક્રોધાયમાન થયેલા ભરતરાજાએ પુન: યુદ્ધ કરવાને માટે દંડરત્ન હાથમાં લીધું. તે જોઇને "અહો ! મનમાં અભિમાન લાવી આ ભરત હજી પણ યુદ્ધના વ્યવસાયને મૂકતા નથી, માટે ખરેખર ! મને એ ભ્રાતૃહત્યા આપશે." આ પ્રમાણે પોતાના મનમાં વિચાર કરતા એવા બાહુબલિને, ભરતચક્રીએ ક્રોધાયમાન થઇ કંઇ પણ વિચાર કર્યા વિના માથામાં દંડનો પ્રહાર કર્યો. તે દંડના આઘાતથી વ્યથિત થતા અને ક્ષણવાર આંખમાં ઘેરાતા ( અંધારી ખાતા ) એવા બાહુબલિ આજાનુ ( ઢીંચણ સુધી ) પૃથ્વીમાં પેસી ગયા. પાછા ક્ષણવારમાં સ્વસ્થ થઇને અને પૃથ્વીમાંથી બહાર નીકળીને ક્રોધાયમાન થતા એવા તેણે ભરતેશના માથામાં સખ્તરીતે દંડનો પ્રહાર કર્યો, એટલે વજ્રની માફક દુસ્સહ એવા તેના ઘાતથી અત્યંત પીડિત થતા ભરતભૂપતિ અચેત થઇને આકંઠ ( કંઠ સુધી ) પૃથ્વીમાં પેસી ગયા. તે વખતે ગાઢ પીડાના આવેશથી ઘૂર્ણમાન (ઘેરાતા) અને માત્ર જેનું મસ્તક જ બહાર રહેલું છે એવા ભરત સૂર્યને ક્ષણભર ભયપૂર્વક રાહુની જેવા લાગ્યા. પછી શીતલ પવનથી સાવધાન થઇ ઘણીવારે પૃથ્વીમાંથી બહાર નીકળ્યા અને વિજયની આશા છોડી દઇ ખેદપૂર્વક વિચારવા લાગ્યા:—"અહો ! સુર અસુર અને મનુષ્યો સમક્ષ એ મહા બલિષ્ઠે મને પાંચે યુદ્ધમાં જીતી લીધો અને જીવિતના સંશયને પણ પમાડ્યો માટે ખરેખર ! હવે જેમ ચમરેંદ્રથી વૈમાનિકનો ઇંદ્ર જીતી ન શકાય તેમ એ મહાબાહુ પણ મારાથી જીતાવો અશક્ય છે. આવું કાંઇ પણ જોયું નથી અને લોકમાં કે શાસ્ત્રમાં સાંભળ્યું નથી કે બીજા રાજાઓથી રાજાધિરાજ ચક્રવર્તી જીતાય ! માટે આ મહાબાહુજ ખરેખર ! આ વસુધાપર ચક્રી છે અને હું એની આજ્ઞામાં રહેનારા સેનાપતિ તુલ્ય છું." આ પ્રમાણે ખેદસહિત વિચાર કરતા ચક્રીના હાથમાં તે વખતે ચક્રાધિષ્ઠિત દેવોએ ચક્ર મૂક્યું. પોતાના હાથમાં ચક્ર આવવાથી તેને પોતાના ચક્રીપણાનો નિશ્ચય

થયો. પછી પુનઃ જયની આશા ધરાવતા ભરત મનમાં આનંદ પામ્યા. હવે ચક્ર જેણે હાથમાં લીધેલું છે એવા તેને જોઇને બાહુબલિ વિચાર કરવા લાગ્યાઃ—" અહો ! ન્યાયયુધ્ધના માર્ગથી ભ્રષ્ટ થયેલા આ નૃપાધમને ધિક્કાર થાઓ! કારણ કે સમાન યાન ( વાહન ) અને આયુધથી લડવું એવો ક્ષત્રીનો ન્યાય છે, અને અહીં તો મારા હાથમાં હજી દંડ છે છતાં એણે લડવાને માટે ચક્ર લીધું છે." આ પ્રમાણે ચિત્તમાં ચિંતવતા એવા તેને ભરતરાજાએ કહ્યુંઃ—" હે વત્સ ! હજી કાંઇ બગડયું નથી, માટે આવ, મારી સેવા સ્વીકાર. મને વૃથા ભ્રાતૃહત્યા ન આપ. કારણ કે મદોન્મત્ત શત્રુઓનો ઉચ્છેદ કરવાને માટે અમોઘ એવા આ ચક્રરત્નને પાછું વાળવાને કોઇ પણ સમર્થ નથી." આ પ્રમાણેના વચનો સાંભળીને કાંઇક અવજ્ઞાપૂર્વક બાહુબલિએ હસતાં હસતાં કહ્યુંઃ—" હે ભ્રાત! આ લોખંડના કટકાનો મને શું ભય દેખાડે છે? કારણ કે આવી બીકથી ડરે તે બીજા માણસો. આ કાંઇ કોઠનું ફળ નથી કે જે વાયુથી તરત પડી જાય. આટલો વખત તમે પોતાના બાહુનું વિપુલ બળ તો જોયું. હે વીર ! હવે એકવાર આ ચક્રનું બળ પણ જુઓ !" આ પ્રમાણે અનુજ બંધુએ કહ્યું એટલે ભરત અત્યંત કોપાયમાન થયા અને પૂરતા બળપૂર્વક પોતાના મસ્તક પર ચક્ર ભમાવીને તરતજ બાહુબલિ ઉપર છોડ્યું. તે વખતે "પૂર્વના પરાજયની કલુષતા હવે ધોઈ નાંખી." એ પ્રમાણે આનંદપૂર્વક ભરતનું સૈન્ય ઉંચે જોઇ રહ્યું અને " શક્ત્યાદિક અસ્ત્રોથી દુર્નિવાર એવું આ ચક્ર શું સ્વામીના શરીરપર આવે છે?" આ પ્રમાણે બાહુબલિનું બળ ( લશ્કર ) વિષાદ પામતું જોઇ રહ્યું, તથા " રાજ્યલુબ્ધ એવા ચક્રીએ આ અયુક્ત આચર્યું." એ રીતે દેવતાઓ આકાશમાં હાહાકાર કરતા જોઇ રહ્યા. તે વખતે ચારે તરફ અગ્નિના તણખા ઉડાડતા અને પોતાની પાસે આવતા એવા ચક્રને જોઇને બાહુબલિ મનમાં વિચાર કરવા લાગ્યા કે–" શું

આને દૂરથીજ મુદ્ગરોના પ્રહાર વડે અટકાવું ! અથવા તો પાસે આવે ત્યારે મુષ્ટિના સખ્ત પ્રહારથી એને ચૂર્ણ કરી નાખું ! કે નજીક આવતાંજ કપોતના બચ્ચાની માફક હાથમાં પકડી લઉં ! અથવા એ અહીં આવીને શું કરે છે તે એકવાર જોઉં." આ પ્રમાણે નિર્ભય મનથી બાહુબલિ વિચાર કરતા હતા, એટલામાં તેને પ્રદક્ષિણા દઇને ચક્ર જેમ આવ્યું હતું તેમ પાછું ભરત પાસે ચાલ્યું ગયું. હવે કાર્ય સાધ્યા વિના નિષ્ફળ થઇને ચક્ર જયારે પાછું આવ્યું, ત્યારે ચક્રેશ્વર મનમાં ખેદ લાવીને વિચાર કરવા લાગ્યા કે—" અરે ! મેં નિર્દાક્ષિણ્ય અને જગત્‌ને નિંદ્ય એવા પ્રકારનું કામ કર્યા છતાં પણ મારી ઇચ્છિત કાર્યસિદ્ધિ કંઇપણ ન થઈ. તેથી ખરેખર ! 'ચંડાળના પાડામાં પેઠા છતાં પણ હાડકાની ભૂખ ન ભાંગી' એ કહેવત જેવું મારે થયું. એ લોકવાયકા સાચી ઠરી." આ પ્રમાણે પોતાના અનુજ બંધુપરના તમામ ઉપક્રમ (પ્રયત્ન) નિષ્ફળ થયા, એટલે લજ્જાથી વિલખું મુખ કરીને ભરત કિંકર્ત્તવ્યમૂઢ થઈ ગયા. અર્થાત્ હવે શું કરવું તેની તેને કંઇ ગમ ન પડી.

હવે બાહુબળી વિચારે છે કે—

" અત્યારસુધી ખરેખર ! ભ્રાતૃભાવથીજ મેં ઉપેક્ષા કરી, છતાં હજી પણ એ પાપાત્મા પોતાના દુષ્ટ સ્વભાવનો ત્યાગ કરતો નથી. માટે હવે કઇપણ દરકાર કર્યા વિના એક મુષ્ટિથીજ એને ચૂર્ણ કરી નાખુ ! કારણકે એ મૂઢાત્માને શરીરપર અનુભવ થયા વિના વિશ્વાસ બેસવાનો નથી." આ પ્રમાણે વિચાર કરી ક્રોધથી ધમધમિત થઇને બાહુબલિ દૂરથી મુઠી ઉપાડીને ભરતને મારવા દોડ્યા. ભાઇને મારવા દોડતાં કોપથી જેનાં નેત્રો રાતાં થઇ ગયાં છે એવા અને સારાસારનો વિચાર કરવામાં બૃહસ્પતિ સમાન તે બાહુબલિ આ પ્રમાણે વિચાર કરવા લાગ્યા કે—" જગત્‌ને નિંદવાલાયક એવા આ અવિચારિત કાર્યના કરવાપણાને ધિક્કાર થાઓ. કે જેથી પિતા-

તુલ્ય મોટાભાઇને મારવાને માટે હું તૈયાર થયો છું. જ્યાં બંધુઓનો પણ લુબ્ધ રાજાઓથી આવી રીતે ઘાત થાય છે. તેવું મલિન રાજ્ય [1]નરકાંત ( નરકે લઈ જાય એવું ) હોય છે. એવું શાસ્ત્રકારે કહ્યું છે તે ઠીકજ કહ્યું છે. આ પ્રમાણે મોટાભાઇનો વિઘાત કરીને જો મોટું રાજ્ય પણ મળતું હોય તો દુષ્કર્મ મૂળ એવા તે રાજ્યથી મારે કશું પ્રયોજન નથી ! માટે લોભાભિભૂત અને મારાથી ઉપેક્ષા કરાયેલો આ બિચારો ચિરકાળ જીવો અને નિ:સપત્ન ( કંટક રહિત ) રાજ્યને ભોગવો. હું તો હવે સર્વ સાવદ્ય અને આરંભયુક્ત યોગનો ત્યાગ કરી પરમાત્મા એવા તાતની પુણ્ય પદ્ધતિ ( પવિત્ર માર્ગ ) નો જ સ્વીકાર કરૂં."

આ પ્રમાણે અભંગુર વૈરાગ્યના રંગથી રંગિન થઇને આંતરવૈરીઓને જીતવાની ઈચ્છાવાળા બાહુબળી દીક્ષા ગ્રહણ કરવાને તૈયાર થયા. અને ભરતેશ્વરને હણવાને માટે દૂરથી જે મુષ્ટિ ઉપાડી હતી, તે મુષ્ટિ કેશનો લોચ કરવાને માટે તેણે પોતાના મસ્તકપરજ ચલાવી. અને ચિરકાળથી ઉત્પન્ન થયેલ જાણે સાંસારિક કલેશના કંદ હોય એવા પોતાના મસ્તક અને દાઢી મૂછના કેશનો પંચમુષ્ટિથી લોચ કરીને જેને દેવતાઓએ સહાયતા કરેલી છે એવા બલિષ્ઠ સાર્વભૌમને ( ચક્રીને ) સર્વ યુદ્ધમાં જીત્યા છતાં પણ રાજ્યલક્ષ્મી અને રાજ્યસુખમાં નિ:સ્પૃહ એવા આવા પ્રકારના રણારંભની અંદર પણ સત્વર શાંત સ્વભાવવાળા થઈ ગયેલા અને ' અહો ! આ મોટું આશ્ચર્ય છે ' એ પ્રમાણેના વિસ્મય વડે આકાશમાં રહેલા દેવતાઓથી જોવાતા, સત્ત્વના ભંડારરૂપ બાહુબલિએ સર્વ સાવદ્ય વિરતિ એટલે સર્વ ચારિત્ર અંગીકાર કરી લીધું.

પછી " જો અત્યારે પિતા પાસે જઇશ તો પૂર્વ દીક્ષિત અને કેવળજ્ઞાની એવા લઘુ બંધુઓને મારે વંદન કરવું પડશે, માટે જ્યાંસુધી મને ઉજ્વલ એવું કેવલજ્ઞાન ઉત્પન્ન ન થાય ત્યાંસુધી આર

૧ રાજેસરી તે નરકેસરી.

પ્રકારના આહારનો ત્યાગ કરીને અહીંજ સ્થિત રહું." આ પ્રમાણે નિશ્ચય કરીને મનમાં જરા અભિમાન લાવી બાહુબલિમુનિ કાયોત્સર્ગ કરી ત્યાંજ પર્વતની જેમ નિશ્ચલ થઈને રહ્યા.

હવે દેવતાઓએ જેમને યતિવેશ આપેલો છે એવા મત્સર રહિત અને આત્માગમમાં રમણ કરનારા એવા તેમને જોઇને ભરતેશ લજ્જા પામી આ પ્રમાણે વિચારવા લાગ્યા:—"અહો! સમગ્ર યુદ્ધમાં પોતાના ભુજબળથી મને પરાજિત કરીને પોતાને સ્વાધીન થઈ શકે એવા મહા રાજ્યનો આ પ્રમાણે લીલા માત્રથી એમણે ત્યાગ કરી દીધો. અને હું તો યુદ્ધમાં બહુવાર એમનાથી પરાભવ પામ્યા છતાં અખંડ પૃથ્વીના રાજ્યની કદાશા (ખરાબ આશા) ને હજી પણ તજતો નથી. તો એક જગદીશ્વરના પુત્રો છતાં કર્મ વૈચિત્ર્યથી અમો બંનેમાં કેટલું અંતર પડયું, તે તો જુઓ!" આ પ્રમાણે મનમાં વિચાર કર્યા પછી સર્વ સામંત અને સચિવોથી પરવરેલો ભારતેશ્વર તે લઘુ બંધુના ચરણમાં પડીને આંખમાં આંસુ લાવી આ પ્રમાણે કહેવા લાગ્યો:—"હે ક્ષમાધન! અતિ લોભથી પરાભવ પામેલ અને દુરાત્મા એવા મેં અત્યારે જે કાંઈ આપનો અપરાધ કર્યો છે તે ક્ષમા કરો. હે બંધુ! પૂર્વે સર્વે બંધુઓના વિયોગથી વ્યથિત થએલા એવા મને તમારો વિયોગ ક્ષત પર ક્ષારક્ષેપ જેવો દુઃસહ થઇ પડશે. માટે હે બંધુ! બાંધવોના વિયોગાગ્નિથી તપ્ત થયેલા એવા મને સ્નેહ સહિત આલિંગન અને આલાપરૂપ જળથી સિંચીને શીઘ્ર શીતલ કરો. વળી હે મહાવીર! તમેજ એક જેમનું જીવિત છો, એવા આ પત્ની, પુત્રો અને સેવકોને એકવાર સ્નેહભરી દ્રષ્ટિથી જુઓ." ઇત્યાદિક નમ્રોક્તિથી ચક્રીએ બહુવાર કહ્યા છતાં પણ શત્રુ કે મિત્ર, સુવર્ણ કે લોષ્ઠ અને સ્ત્રી કે તૃણમાં જેમની સમાન દ્રષ્ટિ છે એવા અને વાંસને ચંદનમાં તુલ્ય હૃદયવાળા, શુભ ધ્યાનમાં આરૂઢ (નિમગ્ન) અને નાસિકાના અગ્ર ભાગપર જેમણે પોતાની દ્રષ્ટિ સ્થાપી છે એવા તે બાહુબલિ મુનિએ તેમની સન્મુખ પણ જોયું નહીં. પછી સમસ્ત

સંસારનો જેમણે સંસર્ગ છોડી દીધો છે એવા તે મહા મુનિની વિનયથી મસ્તક નમાવીને ભરતેશ આદર સહિત આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યા:—" સર્વ શત્રુવર્ગને જીતનારા એવા હે જગદ્વીર બંધુ! તમે જયવંતા વર્તો. પાપરજને દૂર કરવામાં પવન સમાન એવા હે તત્ત્વજ્ઞ કોટીર ! (તત્ત્વજ્ઞોમાં મુગટ સમાન) તમે જય પામો. હે પિતાને માર્ગે ચાલનારા ભ્રાતા ! તમે વિજય પામો ! હે સંસારપારગ ! તમે જયવંત થાઓ ! અને રાગદ્વેષ રહિત હૃદયવાળા એવા હે શાંતરસના આધાર ! તમારો વિજય થાઓ ! " આ રીતે સ્તવ્યા પછી ભ્રાતૃપુત્ર સોમયશાને સ્નેહથી બોલાવી ભરતેશ્વરે મોટા ઉત્સવ પૂર્વક તેને તક્ષશિલાના રાજ્યપર બેસાર્યો, અને પોતે તે અનુજ બંધુના લોકોત્તર ચરિત્રથી હૃદયમાં વિસ્મય પામતા પોતાની રાજધાનીમાં ગયા.

હવે પ્રભુના પુણ્યોપદેશથી પ્રતિબોધ પામી ભરતેશની ભગિની બ્રાહ્મીએ તો પ્રથમજ પ્રવ્રજ્યા અંગીકાર કરી લીધી છે. તે વખતે સુભાશયવાળી એવી સુંદરી પણ ચારિત્ર લેવાને તૈયાર થઈ હતી, પણ ' આ મારૂં સ્ત્રીરત્ન થશે ' એવા હેતુથી ભરતચક્રીએ તેને દીક્ષા લેતાં અટકાવી હતી. તેથી દીક્ષા લેવામાં અતિ ઉત્કંઠાવાળી સુંદરીએ સાઠ હજાર વર્ષ સુધી નિરંતર આંબિલનું તપ કર્યું. ભરતચક્રી સાઠ હજાર વર્ષે દિગ્વિજય કરીને ઘેર આવ્યા અને સર્વ રાજાઓએ મહા ઉત્સવ પૂર્વક બાર વરસ સુધી તેમનો રાજ્યાભિષેક કર્યો. પછી નિશ્ચિંત થઇને પોતાના સમગ્ર કુટુંબની સંભાળ લેતાં હિમ (ઠાર) થી દગ્ધ થયેલી કમલિનીની માફક સુંદરીને અતિ કૃશ જોઈને તેમણે રસોયાઓને પૂછ્યું કે—" આ સુંદરી આવી દુર્બલ કેમ થઇ ગઈ છે? શું અમારે ઘેર ભોજનની કાંઇ પણ ન્યૂનતા છે ? કે આના શરીરને કોઈ વિષમ વ્યાધિ અધિક પીડે છે ? અથવા તો ઘરમાં કોઇએ પણ આ માનનીય સુંદરીનું અપમાન કર્યું છે ? " આ પ્રમાણેનો પ્રશ્ન

સાંભળીને તેઓ કહેવા લાગ્યા કે:—" હે દેવ ! આની દુર્બલતાનું કારણ એમાનું કશું પણ નથી, પરંતુ દીક્ષા લેતાં આપે એને અટકાવી ત્યારથી એ સંસાર વ્યવહારના આસંગથી રહિત થઇને દેહની દરકાર કર્યા વિના નિરંતર આંબિલનું તપ કરે છે." આ પ્રમાણે તેની કૃશતાનો હેતુ પોતાનેજ સમજીને ચિત્તમાં સંતાપ પામી ભરતેશ સભ્યતાપૂર્વક સુંદરી પ્રત્યે કહેવા લાગ્યા કે—" હે શુભાશયે ! તે વખતે પ્રવ્રજ્યાને અંગીકાર કરવાની ઇચ્છાવાળી એવી તને મોહાંધ મનવાળા એવા મેં અંતરાય કર્યો છે, તે મારો અપરાધ ક્ષમા કર. વિષયોથી સંસાર સાગરમાં ડુબતા એવા મેં તને પણ આ પ્રમાણે ડુબાડવા પ્રયત્ન કર્યો માટે એ મારા અજ્ઞાનચેષ્ટિતને ધિક્કાર થાઓ ! પ્રવ્રજ્યાની પ્રાપ્તિને માટે અભિગ્રહવાળી એવી હે સુભ્રૂ ! તેં આવું દુઃસાધ્ય તપ આચર્યું ! અહો ! એ કેટલી તારી ભવભીરૂતા ? માટે હવે સત્વર પિતાની પાસે સંયમ લઇને સંસાર સાગરનો પાર પામી પરમ પદને પ્રાપ્ત કર." અભંગુર વૈરાગ્યવાળી સુંદરી ભરતેશની આ પ્રમાણે અનુમતિ પામીને જેમ નિર્ધન નિધાન પામી ખુશી થાય તેમ હૃદયમાં અત્યંત હર્ષ પામી. પછી શુભ દિવસે વધતા જતા વૈરાગ્યથી શુભ આશયવાળી એવી તેણે તાતના ચરણ સમીપે ચક્રીએ કરેલા મહા ઉત્સવપૂર્વક દીક્ષા અંગીકાર કરી.

હવે કિંચિત્ અહંકાર સહિત કાયોત્સર્ગમાં નિશ્ચલ મન કરીને રણભૂમિમાંજ રહેલા બાહુબલિની પાસે વર્ષને અંતે તેને પ્રતિબોધ આપવા માટે યથાર્થજ્ઞ એવા પ્રભુએ તેનું વૃત્તાંત કહેવા પૂર્વક બ્રાહ્મી અને સુંદરીને મોકલી. ત્યાં જઈને સર્વત્ર તપાસ કરતાં પણ બાહુબલિ જોવામાં ન આવવાથી 'ત્યાં કોઈ જોવામાં આવતું નથી' એ રીતે તેમણે આવીને ભગવંતને કહ્યું. " હે વત્સે ત્યાંજ સાવધાન થઇને જુઓ." એ રીતે પુનઃ પ્રભુએ તેમને નિશાની બતાવવા પૂર્વક કહ્યું. પછી ત્યાં સાવધાનતાપૂર્વક જોતાં વનવૃક્ષની માફક વેલ-

હીઓની ઘટાથી ચારે બાજુ વીંટળાયેલા ઇચ્છાનુસાર ફરતા સર્પોથી જેનું શરીર વેષ્ટિત છે એવા, અત્યંત વિશ્વાસ પામેલા પક્ષીઓએ જેમના બંને કાનમાં માળા નાખેલા છે એવા, વર્ષા, શીત અને આતપના દુઃસહ ક્લેશોને સહન કરતા, ભૂમિને ભેદીને બહાર નીકળી આવેલા તીક્ષ્ણ દર્ભોથી જેમનાં બંને ચરણ વીંધાઇ ગયા છે એવા, નાના પ્રકારના ઉપસર્ગના પ્રસંગમાં પણ પર્વતની જેમ જેમનું શરીર અચળ છે એવા અને નાસિકાના અગ્રભાગપર જેમણે પોતાના નેત્રયુગલ સ્થાપ્યાં છે એવા તે બાહુબલી મુનીશ તે બંને બહેનોના જોવામાં આવ્યા. પછી અહંકારસહિત હૃદયવાળા તે બાંધવ મુનિને દૂરથી નમસ્કાર કરી તે બંને બહેનો પરિણામે હિતકારી એવું આ પ્રમાણે વાક્ય બોલી:—"હે ભ્રાત! હાથીના સ્કંધપર બેઠેલા માણસને ઉજ્વલ એવું કેવલજ્ઞાન કદી ઉત્પન્ન થતું નથી; માટે એ ગજપરથી શીઘ્ર નીચે ઉતરો." આટલું સાંભળતાં પોતાની બ્હેનોનું તે વાક્ય ઓળખીને તે વિચાર કરવા લાગ્યા:—"આ મ્હારી બહેનો સાધ્વીઓએ અત્યારે અસંભાવ્ય જેવું આ શું કહ્યું? કારણ કે, ઘણા વખતથી સમગ્ર સાવદ્ય યોગનો ત્રિકરણે જેણે ત્યાગ કર્યો છે એવા અને વનમાં તપસ્યા કરતા એવા મને અહીં હાથીનો સંભવ પણ નથી. પરંતુ વ્રતનિષ્ઠ એવી આ સાધ્વીઓની ઉક્તિ પણ મિથ્યા હોય એમ સંભવતું નથી. માટે અહીં તાત્પર્ય શું હશે? અથવા તો ઠીક એ મારા જાણવામાં આવ્યું! 'વ્રતથી મોટા અને જ્ઞાનવંત એવા લઘુ બંધુઓને હું શી રીતે વંદન કરૂં?' એ પ્રકારના વિચારરૂપ ગર્વગજના સ્કંધપર હું બેસી રહ્યો છું. અહો! મૂઢ એવા મેં અહંકારરૂપ કાદવના સંસર્ગથી આવું પવિત્ર ચારિત્ર મલિન કર્યું! માટે મને ધિક્કાર થાઓ! જે શાંતરસથી પરિપૂર્ણ (પરિપુષ્ટ) છે અને અહંકારના રજઃપુંજથી મનને મલિન કરતું નથી, એજ સર્વોત્કૃષ્ટ પરિજ્ઞાન છે. વળી એક ક્ષણવાર પણ જો હૃદયમાં સમ્યગ્રીતે દીક્ષા પરિણમી હોય, તો માણસોના અનેક ભવમાં ઉપાર્જેલા પાપને

તે શીઘ્ર ખપાવે છે. એટલા માટેજ ક્ષણવાર પહેલાં દીક્ષા લઇ યતિ થયેલ હોય, તે કદાચ સામાન્ય હોય છતાં પાછળથી દીક્ષા લેનાર સાર્વભૌમ તેને નમે છે. કહ્યું છે કે:—

" अभिगमणवंदणनमंसणेण पडिपुच्छणेण साहूणं;
चिरसंचिअंपि कम्मं, खणेण विरलत्तणमुवेइ. "

" સાધુની સામે જતાં, તેમને વંદન કરતાં, નમસ્કાર કરતાં અને સુખસાતા પૂછતાં ચિરસંચિત પાપ પણ ક્ષણવારમાં વિખરાઇ જાય છે." આ પ્રમાણે અહંકારરહિત થઇ, પ્રભુ પાસે જવાને ચરણ ઉપાડતાં તેમને ઘાતિકર્મના ક્ષયથી તરતજ ઉજ્વલ એવું કેવલજ્ઞાન ઉત્પન્ન થયું. પછી પ્રભુને પ્રદક્ષિણા દઇને પોતાની પ્રતિજ્ઞા જેમણે નિર્વાહી છે એવા તે કેવલી કેવલજ્ઞાનીઓની પર્ષદામાં જઇને બેઠા.

હવે મોહનિદ્રામાં સૂતેલા એવા ભવ્ય જનોને ચિરકાલ પ્રતિબોધ આપીને કેવલજ્ઞાનના પ્રકાશથી ભાસ્કર તુલ્ય એવા શ્રી યુગાદિ જિનેશ, બાહુબલિ વિગેરે સર્વે (૯૯) કુમારો અને આઠ પૌત્રો એવી રીતે એકસો આઠ સર્વે સાથેજ અષ્ટાપદ પર્વતપર સિદ્ધિપદને પામ્યા. બ્રાહ્મી અને સુંદરી પણ દુસ્તપ તપ તપતાં સમગ્ર કર્મ ખપાવી અનુક્રમે મુક્તિ પામી.

હવે જે ભરતેશ્વરના બંને ચરણો નીચે નવે નિધિઓ સંચરે છે અને દેવતાઓને સેવ્ય એવા ચૌદ રત્નો જેમના સદ્મમાં સંચરે છે, જેમને છન્નુ કરોડ ગામ તથા છન્નુ કરોડ પદાતિઓ છે અને ચોરાશી લાખ રથો, ગજો અને અશ્વો છે, (૨૫૦૦૦) પચીશ હજાર યક્ષો જેની સેવામાં રહે છે[1] અને બત્રીશ હજાર મુગટબંધ રાજાઓ જેની

૧ ચૌદ રત્નોના ૧૪ હજાર, નવનિધાનના ૯ હજાર અને ચક્રીના અંગરક્ષક બે હજાર કુલ ૨૫ હજાર.

સેવામાં સદા હાજર છે, ચોસઠ હજાર ભોગની ભૂમિરૂપ જેને રમણીય રમણીઓ છે અને સવાલાખ જેને વારાંગનાઓ છે, વીશ હજાર વજ્ર અને રત્નાદિકની જેને ખાણો છે અને શ્રેષ્ઠ રાજ્યથી જેમાં સમગ્ર પ્રજા આનંદિત છે એવા બત્રીશ હજાર જેને મહાદેશ છે, દ્રવ્યના સ્થાનરૂપ એવા (૩૬૦૦૦) જેને વેળાકુળો છે અને (૭૨૦૦૦) મોટા શ્રેષ્ઠ શહેરો છે, વળી જેને (૪૮૦૦૦) પત્તન છે, (૧૬૦૦૦) ખેટ (ખેડા) છે, સમૃદ્ધિવાળા એવા (૨૪૦૦૦) જેને મટંબ છે; (૨૪૦૦૦) કર્બટ છે, (૯૯૦૦૦) જેને દ્રોણમુખ છે અને (૧૪૦૦૦) સંબાધન છે. એ ગ્રામાદિકનાં લક્ષણો આપ્રમાણે છેઃ—વાડથી વીંટાયેલું હોય તે ગામ કહેવાય છે, કિલ્લો અને મોટા ચાર ગોપુર (દ્વાર) થી શોભીતું હોય તે નગર કહેવાય છે, સમુદ્રને કીનારે હોય તે વેલાકુલ કહેવાય છે, નદી ને પર્વતના ઘેરાવાવાળું હોય તે ખેટ કહેવાય છે, ચારે બાજુ પર્વતથી પરિવૃત હોય તે કર્બટ કહેવાય છે, એક હજાર ગામોથી યુક્ત હોય તે મટંબ કહેવાય છે, જ્યાં રત્નની ખાણ હોય તે પત્તન કહેવાય છે, સમુદ્રની વેલાથી ઘેરાયેલું હોય તે દ્રોણ કહેવાય છે, અને પર્વતના શિખરપર વસેલું હોય તે સંબાધન કહેવાય છે. એ ઉપરાંત સોળ હજાર મ્લેચ્છ રાજાઓ જેના સેવકો છે, ઇત્યાદિક ઉત્કૃષ્ટ ઐશ્વર્ય પૃથ્વીપર તેનું એટલું છે, બાકી તેની સામાન્ય સમૃદ્ધિ (ઐશ્વર્ય) નું તો વર્ણનજ થઈ શકે તેમ નથી.

હવે તે ચક્રવર્ત્તી સ્નાન વિલેપન કરી, સર્વાંગે વિભૂષિત થઇ, આરિસાભુવનમાં દરરોજ પોતાના શરીરની શોભા જોતા હતા. એક દિવસે મુદ્રિકારહિત અને શોભા વિનાની એવી પોતાની એક આંગળી જોઇને કૌતુકથી અનુક્રમે શરીરપરના સર્વ આભરણો તેણે ઉતારી નાખ્યા. તે વખતે ફાગણ માસમાં જેમ સમગ્ર પાંદડાં ખરી પડ્યાં હોય એવા વૃક્ષની જેવા પોતાના શરીરને અત્યંત શોભા રહિત જોઇને ભરતેશ હૃદયમાં બહુ ખેદ પામ્યા. તેણે વિચાર્યું કેઃ—

અહો ! પુસ્તાદિ કર્મથી જેમ ભીંતની શોભા દેખાય છે, તેમ ભૂષણાદિકથીજ જે શરીરની અસાધારણ શોભા દેખાય છે. તેને ધિક્કાર હો. અંદર વિષ્ટાદિક મળથી વ્યાપ્ત અને બહાર નવ દ્વારથી નીકળતા મળથી મલિન એવા આ શરીરનો વિચાર કરતાં કંઈપણ તેમાં સારૂં (શોભાસ્પદ) નથી. જો કે બહારથી કદાચ કોઇ રીતે તે રમણીય લાગે, તથાપિ અંદર તો તે કૃમિગણથી વ્યાપ્ત એવા વટવૃક્ષના ફળ (ટેટા) ની માફક દુર્ગંધાકુળજ હોય છે. આ શરીર કપૂર, કસ્તૂરી વિગેરે ચીજોને પણ ક્ષારભૂમિ જેમ વરસાદના જળને દૂષિત કરે, તેમ દૂષિતજ કરે છે. માંસ, વિષ્ટા, મૂત્ર, મેલ, સ્વેદ અને રોગમય એવા આ શરીરનું સેવન, તે ગૃહની ખાળના સેવન જેવું છે. વિષયોથી વિરક્ત થઇને જેઓએ મોક્ષના ફળરૂપ તપ તપ્યું, તે તત્ત્વજ્ઞ પુરૂષોએજ આ શરીરનું ફળ મેળવ્યું સમજવું. ક્ષણવારમાં દૃષ્ટનષ્ટ એવી વીજળીથી માર્ગ જોઈ લેવાની જેમ વિનશ્વર એવા આ શરીરથી મોક્ષ સધાય તો તેજ ઉત્તમ છે. અહો! અરઘટ્ટના ઘડાની જેમ સંસારમાં ગમનાગમન કરતા જંતુઓ અદ્યાપિ નિર્વેદ પામતા નથી.”

આ પ્રમાણે વૃદ્ધિ પામતા એવા શુભ ધ્યાનરૂપ નિર્મળ જળથી અંતઃકરણનું સમગ્ર મળ જેણે ધોઇ નાખ્યું છે એવા તે રાજહંસ (ભરતેશ્વર) પવિત્ર થઇ ગયા. ઉંચા પ્રકારની લક્ષ્મી અને સંપત્તિના સંયોગમાં પણ મહા મનવાળા અને પદ્મપત્રની માફક નિર્લેપ પ્રકૃતિવાળા, જેમની ઉપર છત્ર ધારણ કરવામાં આવેલ છે એવા તથા વારાંગનાઓ જેમને સુંદર ચામર વીંજી રહી છે એવા શ્રી ભરતેશ્વર તરતજ ભાવયતિ થઇને કેવલજ્ઞાન પામ્યા. પછી દેવતાઓએ જેમને સાધુવેશ આપીને જ્ઞાનનો મહોત્સવ કરેલો છે એવા ભરત મહારાજા ઘણા કાળસુધી પૃથ્વીપર વિચરી અનેક ભવ્ય જીવોને પ્રતિબોધ આપી પ્રાંતે પરમપદને પામ્યા. પછી પ્રધાનોએ પ્રભુના પૌત્ર અને ભરતરાજાના પુત્ર પરાક્રમી એવા આદિત્યયશા કુમારને ભરત મહારાજાને પાટે અભિષિક્ત કર્યા (રાજ્યપર બેસાર્યા).

અહીં પ્રસંગોપાત્ત ભરતેશ્વરચક્રી બાહુબલિ રાજા અને બ્રાહ્મી તથા સુંદરીના પ્રતિબોધ વિગેરેની હકીકત કહેવામાં આવેલ છે. મુખ્યતાએ અઠ્ઠાણું પુત્રોને પ્રતિબોધ કરવાવાળી અને આ ભવ તથા પરભવમાં પ્રાપ્ત થતાં અનેક પ્રકારનાં દુષ્કર્મના ફળને દર્શાવનારી તથા પાપનો નાશ કરનારી એવી શ્રીઆદિનાથ પરમાત્માની આ ધર્મદેશના સાંભળીને હે ભવ્ય જીવો ! શ્રી જિનપ્રણીત ધર્મને માટે નિરંતર (સતત) પ્રયત્ન કરો.

# પટ્ટાવલી.

બૃહદ્ગચ્છમાં ગુણશ્રેષ્ઠ, તીવ્રતપનિષ્ઠ અને 'શ્રી તપ' એવા બિરૂદથી પ્રખ્યાત શ્રી જગચ્ચંદ્રસૂરિ થયા. અનુક્રમે તેમની પછી ભાગ્ય અને સૌભાગ્યમાં અદ્વિતીય તથા તપાગચ્છના સ્વામી એવા શ્રી સોમસુંદરસૂરિ થયા. તેમને પાટે સહસ્રાવધાની અને વિસ્તૃત મહિમાવાળા યુગપ્રધાન શ્રીમુનિસુંદરસૂરિ થયા. તેમના ચરણકમળમાં ભ્રમર સમાન શ્રી સોમમંડનગણિએ સ્વપરના ઉપકારને માટે આ શ્રી યુગાદિજિનદેશના રચી છે. તેમાં અજ્ઞાન કે અનાભોગથી જે કાંઇ શાસ્ત્ર વિરૂદ્ધ કહેવાયું હોય તેનું અરિહંત અને સિદ્ધાદિની સાક્ષીએ મિથ્યાદુષ્કૃત થાઓ. પરોપકારમાં લીન એવા બુદ્ધિમંતોને આ સાક્ષેપ (આક્ષેપપૂર્વક) સુધારવા લાયક છે અને જય તથા અભ્યુદયને આપવાવાળી એવી આ દેશના તેમને વાંચવા લાયક છે. શ્રી મુનિસુંદરસૂરીશને પાટે અત્યારે વિજયવંત એવા શ્રીરત્નશેખરસૂરિ વર્ત્તે છે તે તમોને મોક્ષલક્ષ્મીની પ્રાપ્તિ નિમિત્તે થાઓ.

॥ इति श्रीतपागच्छाधिराजश्रीसोमसुन्दरसूरिपट्टालङ्कारतपा गच्छनायकपरमगुरुश्री मुनिसुन्दरसूरिविनेयवाचनाचार्यसोममण्डन— गणिकृतायां श्रीयुगादिजिनदेशनायां पञ्चम उल्लासः ॥

---